# બેગમમહાલ

અથવા

# સુવિખ્યાત સ્મરણમંદિર

## ભાગ ૨ જો.


અનુવાદક,

**જયશંકર ખોડીદાસ દ્વિવેદી.**

મુ. જુઈ ( પો. અંધેરી–મુંબઈ. )



પ્રકાશક,

**જી. એમ. જાગુષ્ટે,**

ત્રણ દરવાજા—અમદાવાદ.

સોલ એજન્ટ,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર અને પબ્લીશર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

વિક્રમાબ્દ ૧૯૭૫ } મૂલ્ય રૂ. ૨–૦–૦. { પ્રથમાવૃત્તિ
ખ્રિસ્તાબ્દ ૧૯૧૯ } { પ્રત ૧૦૦૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
કોપીરાઇટ-સંગ્રહ

Printed at "*Bhagyoday*"
Printing Press, Khadia
Ahmedabad, by Jethalal
Devshanker Dave.

---

I asked my wife, when she had gone over it, what she thought of the Building? "I cannot" said she, "tell you what I think for I know not how to criticise such a building but I can tell you what I feel. I would die to-morrow to have such another over me."

( *Vide Rambles and recollections P. 382*
*Vol. IInd. by Colonel Sleeman.* )

---

All rights reserved by the Publisher.

# વિષયાનુક્રમણિકા.

## ખંડ ૧ લો.



## ખંડ ૨ જો.

## ખંડ ૩ જો

# અર્પણપત્રિકા.

पिताधर्मः पितास्वर्गः पिताहि परमन्तपः ।
पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्वदेवता ॥

પરમ પૂજનીય દેવલોકવાસી પિતાના વિદ્યાભિ-
રુચિના સંસ્કારોનું બાલ્યાવસ્થાથી આ ક્ષુદ્ર ગ્રંથકારના
અંતરમાં પરિપોષણ થયું છે તે પરમારાધ્ય પિતાના
ચરણકમળમાં ભક્તિ તથા શ્રદ્ધાસહ આ ક્ષુદ્ર ગ્રંથ
અર્પણ કરું છું.

પવિત્ર આદર્શ અને સાધ્વી સતીઓનાં બોધપ્રદ અનુપમ
જીવનચરિત્રોનો સમુદાય.

# સતીમંડળ અને સ્ત્રીપુરૂષના ધર્મ.

## ( ભાગ ૧ લો તથા બીજો. )

જીવનચરિત્રો એ જીવન સુધારવાનું સાધન છે, કેમકે ઉત્તમ દષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ જાગ્રત કરે છે. આવા હેતુથી–સતી સીતા, લક્ષ્મીજી, પાર્વતીજી, સાવિત્રી, દેવહુતી, દેવયાની, લોપામુદ્રા, સંજ્ઞા, સત્યરૂપા, ગાર્ગી, રેણુકા, રેવતી, તુલસી, વૃંદા અશ્રુમતિ આદિ સેંકડો સતીઓનાં ઉત્તમ શિક્ષણથી ભરપૂર અદ્ભૂત રસિક ચરિત્રો છે, મૂલ્ય ભાગ ૧ લાના રૂ. ૩) ભાગ બીજાના રૂ. ૩).

# રમણી કે રાક્ષસી?

અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વેળાયે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઈ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરુષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નમાવવું પડે, આનું એ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયેલું છે. મૂલ્ય રૂ. ૧–૮–૦

# સૌન્દર્યવિજય અથવા સત્તરમી સદીનું ઇંગ્લાંડ.

આ વાર્તા એટલી બધી મનોહર અને ચિત્તાકર્ષક છે કે જેનું પ્રત્યેક પૃષ્ટ વાંચવાની વાંચકને જિજ્ઞાસા ઉપજ્યા વિના રહે તેમ નથી. રાજસત્તાના મદમાં પડી મોહઘેલી મહારાણી કેવાં કેવાં કુકૃત્યો કરે છે અને છેવટે એની એટલી બધી હૃદયભેદક દુર્દશા થાય છે કે જેનું કોઇપણ રીતે વર્ણન જ કરી શકાય તેમ નથી. મૂલ્ય ૨–૮–૦

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
બુકસેલર અને પબ્લીશર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

તૈયાર છે !                                    તૈયાર છે !

અપૂર્વ ગ્રંથ ! મ્હોટામાં મ્હોટો સપ્રમાણ શાસ્ત્રીય ગ્રંથ ! !

# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.

( સાંસારિક ગુપ્તજ્ઞાનવિષયક ગ્રંથ. )

પ્રયોજકઃ—વ્રજલાલ જાદવજી ઠક્કર.

સ્ત્રીપુરુષની ચાર જાતિઓ તથા તેનું વર્ણન, સ્ત્રીપુરૂષનાં સામુદ્રિક લક્ષણ, ચાર જાતિના પુરૂષો માટે યોગ્ય નારી નિર્ણય, વિવિધ જાતનાં સ્ત્રીપુરૂષોથી થતાં સંતાનોના ગુણાવગુણ, કુમારી-વિવરણ, જ્યોતિષ પ્રકરણ, નાયિકાભેદ, ઋતુવર્ણન અને તેનું સમયફળ, ઋતુમતી નારીનું કર્તવ્ય, લાવણ્ય કિંવા સૌન્દર્ય, રતિ તથા પુરૂષ કામવાસ, મૈથુનદોષ વર્ણન, રતિપ્રકાર, આસનવિવરણ, ઇચ્છાનુસાર પુત્ર પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્તવ્ય, માબાપ કાળાં હોવા છતાં સફેદ બચ્ચાં ઉત્પન્ન કરવાનો ઉપાય, ગર્ભસ્રાવ અને ગર્ભપાત, પ્રસવકાળ, બાલ્યાવસ્થા, હસ્તદોષ, અતિવિહાર, વીર્યસ્રાવ, પ્રમેહ, વાંઝીઆપણું, ઉપદંશ અથવા ચાંદી, બદ, મૂત્રરોગ, અંતરગળ, નપુંસકત્વ, પુરુષના ઉત્પત્તિ અવયવ, ઋતુસ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્ટીરીઆ અથવા ચિત્તભ્રમ, સ્ત્રીના ઉત્પત્તિ અવયવો આદિ વિષયોના વર્ણન ઉપરાંત દરેક રોગની દેશી વિદેશી દવાઓ દર્શાવી આ ગ્રંથની ઉપયોગિતામાં ઘણો વધારો કરવામાં આવ્યો છે, તથા છેવટે પંડિત કામનાથ ( કોકા )નું જીવન-ચરિત્ર આપી ચાર ખંડમાં આ ઉપયોગી ગ્રંથની સમાપ્તિ કરવામાં આવી છે. પાકું સોનેરી પૂંઠું; મૂલ્ય માત્ર રૂપિયા ત્રણ છે.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર અને પબ્લીશર, ત્રણ દરવાજા—અમદાવાદ.

# સ્નેહસદન કિંવા પ્રણય રહસ્ય !

આધુનિક ભારતવર્ષની સ્થિતિનું હૃદયભેદક ચિત્ર જોવું હોય, કપટીઓની કપટલીલાનું દર્શન કરવું હોય, પ્રેમમયી પ્રેમદાના પ્યારની કસોટી જોવી હોય, બેન્કોના ઘોટાળાનો પરિચય પામવો હોય, વૈધવ્ય જીવનનો સર્વોચ્ચ આદર્શ સમજવો હોય: આત્મૈક્ય યા તો **અહં બ્રહ્મ** તેમજ **તત્ત્વમસિ** નાં સૂત્રોનું રહસ્ય શીખવું હોય તથા તે ઉપરાંત સુધારાનો સડો—સ્વતંત્રતાનું સત્યાનાશ—ઇશ્વરના સાકાર નિરાકાર સ્વરૂપનું રહસ્ય વગેરે અનેક વિષયોનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો "સ્નેહસદન" નવલકથા અવશ્ય વાંચો. પાકું પુઠું રૂ. ૧—૦—૦

---

**સર હેનરી લૉરેન્સ કૃત Adventures in the Panjab**

**ના આધારે લખાયેલી ઐતિહાસિક નવલકથા**

# પંજાબ રહસ્ય !

એક રાજપૂત રાજકુમારનું માત્ર એક વર્ષની ઉમ્મરે માતા પિતાથી વિહીન થવું—યુરોપીયન લશ્કરી અમલદારના હાથ નીચે રક્ષણ પામી મ્હોટા થવું-યુરોપની અંદર માત્ર હિન્દુ જાતિનો હોવાથી ડગલે ડગલે માનભંગ થવું—આખરે તેણે પોતાના દેશની સેવામાં સમર્પણ કરેલું જીવન, પંજાબના મહારાજા રણજીતસિંહના દરબારમાં ચાલેલાં કપટ તન્ત્રો વગેરે ઐતિહાસિક ખરેખરા બનાવ—આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યા છે. **સચિત્ર** પાકું પુઠું રૂ. ૧—૮—૦ વી. **પી.** તથા પોસ્ટેજ જુદું.

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

# બેગમમહાલ

## અથવા

# સુવિખ્યાત સ્મરણમંદિર.

## ભાગ ૨ જો.

## ખંડ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### પ્રણયાંકુર.

મોગલ જનાનખાનાના સ્વર્ગીય વિલાસોનું રહસ્ય આપણે જોઇ ગયા. હવે આગ્રાથી ઘણે દૂર આવેલ એક પરિત્યક્ત શહેરનું નિર્જન સૌંદર્ય જોઇએ. ત્યાં જતાંજ પહેલી નજરે બે જીવો પ્રણયશૃંખલાથી દૃઢબદ્ધ થઇ એક બીજા પર આસક્ત થયેલા આપણી દૃષ્ટિએ પડે છે. શનેઃ શનેઃ વધતો જતો તેઓનો પ્રેમાંકુર આખરે કેટલો ફલપ્રદ થયો તેનું વર્ણન ભવિષ્યકાળમાં આપવાનું અમે યોગ્ય ધારીએ છીએ.

માત્ર આજે તો તે બે જીવોનો તનમનાટ અને ભાવિ ઇચ્છાનુંજ આપણે અવલોકન કરીએ.

સ્વચ્છ નીલાકાશમાં શુક્લપક્ષનો પૂર્ણચંદ્ર પ્રકાશી રહ્યો હતો. તેના કોમળ અને સ્નિગ્ધ પ્રકાશને લીધે દશે દિશાએ એક પ્રકારનું અનિર્વચનીય સૌંદર્ય ઝળકી રહ્યું હતું. મન્દ પવનની સુશીતળ લહરીઓ ચારે બાજુએ પ્રવાહિત થતી હતી. અમે જે ઠેકાણાનું વર્ણન કરીએ છીએ, તે સ્થળ નિર્જન અને પરિત્યક્ત હોવાથી ત્યાંની એક પ્રકારની શાંતિપૂર્ણ નિર્જનતા—પ્રકૃતિ દેવીના ઉદાત્ત હૃદયની સાક્ષી આપે છે કે શું એમ જણાતું હતું !

લુલિયા કુવાપર પાણી ભરવા માટે આવી હતી અને તે સ્થળે સ્રીવેશમાં એક યુવાન તેને મળ્યો હતો. એ આપણે પ્રથમ ભાગમાં જોઈ ગયા છીએ. આજે પણ તે પાણી ભરવા માટે આવી હતી. આગલા દિવસે તે સ્રીવેશધારી યુવાનને તેણે જોયો ત્યારથી તે પોતાનું દેહભાન ભૂલી ગઈ હતી. પ્રતિ ક્ષણે હજારો વિચારો તેના મનમાં આવ્યા કરતા હતા. તેને ભૂલી જવાનું ઘણું મન કરતી હતી, પરંતુ તેનું મન તેમ કરવા માનતું નહોતું. તેણે ખુલાસો કરતાં લુલિયાને જણાવ્યું હતું કે, " મ્હારૂં નામ વિમલસિંહ છે અને હું અંબરનો રહેવાસી છું. બાદશાહે મ્હારો શિરચ્છેદ કરવાનો હુકમ કરવાથી હું અહીં સ્રીવેશમાં આવીને છુપાઈ રહ્યો છું. તેઓ ગમે તેટલી તપાસ કરે તો પણ અહીંથી હું તેઓના હાથમાં સપડાઈશ નહિ એવી મ્હને ખાત્રી છે. વળી આપ પણ મ્હને પકડાવી દેશો નહિ એમ હું ઈચ્છું છું. મહેરબાની કરી આપના માણસ સાથે થોડું થોડું ખાવાનું મ્હને ગુપચુપ પહોંચાડશો તો મ્હોટો ઉપકાર થશે, નહિ તો ભૂખથી મ્હને અહીંજ મ્હારા પ્રાણ છોડી દેવા પડશે. "

કોમળ અને સરળહૃદયા લુલિયાનું અંતઃકરણ તેની હકીકત સાંભળતાંજ દ્રવવા લાગ્યું. એટલુંજ નહિ પણ તેના જીવિતરક્ષણ માટે તે આકુળ વ્યાકુળ બની ગઇ. તે યુવાનની હકીકત તેણે હમિદાને કહી નહિ. તે દિવસથી તે હમેશાં તેને કુવાને કાંઠે મળવા લાગી અને અડધી ભૂખી રહી છુપાવી રાખેલું ખાવાનું લાવી તેને પ્રેમપૂર્વક અર્પણ કરવા લાગી. દરરોજ તે યુવાન ભીખારી કુવાપર આવી જમવાનું લઈ જવા લાગ્યો. તે આ ખંડીયેર જેવા બની ગયેલા ફત્તેહપૂર સિક્રીમાં કયે સ્થળે રહે છે તેની ખબર લુલિયાએ પૂછી નહોતી અને તેણે પણ પોતાનું નિવાસસ્થાન તેને જણાવ્યું નહોતું.

હમેશાં બન્ને જણાં કુવાના કાંઠે મળતાં હતાં અને કેટલાક વખત સુધી ત્યાં બેસી સુખદુઃખની વાતો કર્યા કરતાં હતાં. કોઇ કોઈ વખત લુલિયા ચમકીને એકાએક ઉભી થઈ જતી; કારણ કે હમિદા આવી છે કે શું એવી તેને બ્હીક લાગતી હતી. છુટાં પડતી વખતે ઘણાજ દુઃખિત અંતઃકરણે તે પોતાનો હાથ યુવાનના હાથમાંથી છોડાવી નિઃશ્વાસ મૂકતી નિરૂપાયે પોતાના સ્થળે ચાલી જતી હતી.

કોઈ કોઇ વખત તેના મનમાં આવી જતું કે, “આ યુવાન સાથે પહેલાંની કોઇ જાતની ઓળખાણ નહિ હોવા છતાં તેને આવી રીતે મળું છું તે શું યોગ્ય કરૂં છું? વડિલ કિંવા હમિદાને આ વાતથી હું માહિતગાર કરતી નથી એ શું મ્હારૂં અયોગ્ય–અન્યાયયુક્ત પગલું ન કહેવાય? નહિ, તેમને છેતરવાં તે સારૂં નહિ.”

આવી રીતે અનેક વાર વિચાર કરી તે નિશ્ચય કરતી કેઃ–“નહિ, આજથી હું તેને માત્ર જમવાનું આપવા માટેજ જઇશ; બાકી બીજા કોઈ કામ માટે જઈશ નહિ, કિંવા તેની સાથે બોલીશ નહિ.” પરન્તુ તે પોતાની પ્રતિજ્ઞા એક પળ વાર સુધી પણ પાળી શકતી નહોતી.

હમેશાંની માફક તે તેને મળતી, તેની સાથે બોલતાં બોલતાં તે પોતાનું દેહભાન વીસરી જતી, કેટલો વખત થઇ ગયો છે તેનું તેને ભાન રહેતું નહિ. આસ્તે આસ્તે તે એટલી બધી દીવાની બની ગઈ કે, પોતે આ શું કરે છે તેની તેને સમજણ જ પડતી નહિ. તેણે પોતાના સરળ હૃદયથી આત્મસંયમ કરવાનો ઘણો પ્રયત્ન કરી જોયો; પરન્તુ તેમાં તેનો પરાજય થયો. કોમળ અને સરળ હૃદયનો જય થયો. અપરિચિત અજ્ઞાતકુલશીલ યુવાનને જોઇ તે પોતાને વિસરી ગઇ–તેને આધીન થઈ ગઇ.

તે યુવાનની પણ તેવીજ સ્થિતિ હતી. તે દીવાનો બની ગયો હતો. લુલિયા સિવાય તેને એક ક્ષણ માત્ર પણ ચેન પડતું નહિ; પરંતુ લુલિયા તે સમજી શકી નહોતી. યુવાન પાસે બેસી વાર્ત્તાલાપ કરતાં તે અનિર્વચનીય અપૂર્વ આનંદનો ઉપભોગ લેતી હતી અને તે આનંદમાંજ મગ્ન રહેવું એવી તેને ઇચ્છા થતી હતી. બીજી આજુબાજુનો વિચાર કરવાની તેને ઇચ્છા થતી નહોતી–તેમ કરવાનું તેનામાં સામર્થ્ય રહ્યું નહોતું.

આજે પૂર્ણિમાનો ચંદ્ર સંપૂર્ણકળાથી ખીલીને પૃથ્વીને અલૌકિક શોભા આપી રહ્યો હતો. હમિદા તેમજ બીજાં બધાં નિદ્રાધીન થઈ ગયાં હતાં. પવન મન્દ મન્દ ગતિથી વહ્યા કરતો હતો. એટલામાં પગનો અવાજ થવા નહિ દેતાં લુલિયા દરવાજા પાસે આવી અને તેને ધીમેથી ઉઘાડી ગુપચુપ ત્યાંથી નીકળી તે કુવા પાસે આવી પહોંચી. કુમાર વિમલસિંહ તેની પહેલાંજ ત્યાં આવીને બેઠો હતો.

તેને જોતાંજ લુલિયા હસીને બોલી:—"આપની સાથે આમ એકાંતમાં હું મળું છું એ કાંઇ યોગ્ય કરતી નથી!"

વિમલસિંહ તેનો હાથ પકડી તેને પોતાની પાસે બેસાડતાં આદરયુક્ત પ્રેમથી બોલ્યોઃ—" જે અધિકાર મળવાથી આવી રીતે મુલાકાત લેવા છતાં કોઇ કાંઇ પણ બોલી શકે નહિ—તે અધિકાર મ્હને આપવાથી કોઇથી ડરવાની જરૂર રહેશે નહિ."

વિમલસિંહના બોલવાનો અર્થ લુલિયા સમજી શકી નહિ. તે તો પોતાના સરળ અંતઃકરણથી તેના મનોહર ચ્હેરા તરફજ જોઇ રહી.

આજ સુધીમાં વિમલસિંહે તેનો હાથ કોઇ દિવસ આવી રીતે પકડ્યો નહોતો. તેણે તેને પોતાના હૃદય સાથે દબાવ્યો. પછી જમણા હાથે તેની દાઢી સહજ ઉંચી કરી તેના ગુલાબી ગાલનું તથા આરક્ત ઓષ્ટનું અનેકવાર ચુંબન લીધું મનની અસહ્ય ઉત્તેજનાથી લુલિયાએ પોતાની આંખો મીંચી દીધી. તેમ કરવામાં તેણે તેને બિલકુલ પ્રતિબંધ કર્યો નહિ.

તેના શરીરની નસેનસમાં જોરથી વિદ્યુત્ પ્રવાહ વહેવા લાગ્યો, સર્વાંગ રોમાંચિત બની ગયું અને થરથર કંપવા લાગ્યું. ભાલપ્રદેશપર મૌક્તિક પ્રમાણે ઘર્મબિન્દુ ચમકવા લાગ્યાં. આવી સ્થિતિ તેણે પહેલાં ક્યારેય અનુભવી નહોતી. તેથી લગભગ સંજ્ઞાશૂન્ય બની જઇ તે વિમલસિંહના હૃદયપર ઢળી પડી. વિમલસિંહે તેમ થવા દીધું. લુલિયાના આરક્ત ઓષ્ઠ તેના ઉષ્ણ ચુંબનથી સેંકડો ગણા ઉદ્દીપ્ત અને લાલ બની ગયા.

રાજપૂત યુવાન વિમલસિંહ અનિમિષ નેત્રોએ લુલિયાના કમનીય ચ્હેરા તરફ જોતો હતો. લુલિયાનો શ્વાસોચ્છ્વાસ આસ્તે આસ્તે ચાલતો હતો; પરન્તુ એકાએક તે ચોંકી ઉઠી અને ભય પામેલી હરિણીની માફક આજુબાજુ જોવા લાગી. સરી ગયેલાં વસ્ત્રો ઠીક કરી પોતાના મનને ઠેકાણે લાવવાનો તે પ્રયત્ન કરવા લાગી. તેની હાલ-

ચાલ તથા વ્યાકુળતા જોઇ શંકિત સ્વરે વિમલસિંહ બોલ્યો:—"લુલિયા ! મ્હારાં કૃત્યથી શું તું ગુસ્સે થઇ છે ?"

લુલિયા સહજ અસ્પષ્ટ સ્વરે બોલી:—"નહિ, હું શા માટે ગુસ્સે થઉં ?"

"વારૂ, ત્યારે આવ આપણે અહીં બેસીએ."

વિમલસિંહે પાછો તેનો હાથ પકડ્યો અને કુવાના કાંઠાપરના પથ્થરપર લઇ જઇને તેને બેસાડી. લુલિયા એક શબ્દ પણ બોલી શકી નહિ. સલજ્જતાથી તે તેની પાસે બેસી રહી. આટલા દિવસ સુધી તે યુવાન પાસે બેસતાં તેને શરમ આવતી નહોતી. બોલતાં સંકોચ થતો નહિ; પરન્તુ આજે તો વિમલસિંહના ચ્હેરા તરફ ઉંચું માથું કરીને તે જોઈ શકી નહિ. તેનું મન સંકોચાવા લાગ્યું. આજ સૂધી તે બાલિકા હતી; પરન્તુ હવે તો તે સ્ત્રી બની જવાને લીધે સ્ત્રીસુલભ લજ્જાથી ઘેરાઈ ગઈ. તેના જીવનમાં એક જાતનું પરિવર્ત્તન થઈ ગયું, તે તે બરાબર સમજી ગઈ. પણ અભૂતપૂર્વ અપાર આનંદ સિવાય બીજું કાંઇ તે જાણી શકી નહિ. કારણ કે, તેનું જ્ઞાન એટલી બધી પક્વ દશાએ પહોંચ્યું નહોતું.

વિમલસિંહે કહ્યું:—"લુલિયા, આટલા દિવસ થયાં તને એક બે વાત કરવાની ઇચ્છા થયા કરતી હતી. પણ કરી શક્યો નથી. પરન્તુ હવે તે કર્યા વિના છૂટકો નથી. માટે હું જે કાંઇ ખુલ્લા દિલે બોલું તે સાંભળી તારા મનમાં રોષ લાવતી નહિ. મ્હારી બધી કર્મકથા મ્હેં તને પહેલાં કહી છે. અંબરમાં મ્હારી થોડીક જમીન છે. બાકી મુખ્ય નિર્વાહનું સાધન તો નોકરી જ હતી. તે તો હું ગુમાવી બેઠો. એટલું જ નહિ, પણ બાદશાહે મ્હારો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો છે. તેથી કોઇ પણ રીતે મ્હારે આ દેશનો ત્યાગ કરી બીજા કોઇ

સુરક્ષિત સ્થળે જવું પડશે. લુલિયા, મ્હારી આવી વિપન્નાવસ્થામાં શું તું મ્હારી સાથે લગ્ન કરવા તૈયાર છે ? તેમ કરવા તું ખુશી ન હોય તો આ જીવનની મ્હને જરૂર નથી. જલ્લાદોના હાથે શિરચ્છેદ કરાવવા કરતાં પોતાના હાથેજ આત્મહત્યા કરી લેવી હું વધારે પસંદ કરૂં છું. અફસોસ માત્ર એટલોજ છે કે તેમ કરવાથી તારા પ્રેમથી હું વંચિત થઇશ. "

લુલિયા વિસ્મિત બની વિમલસિંહના મ્હોડા તરફ જોવા લાગી. તેના બોલવાનો ભાવાર્થ તે બરાબર સમજી શકી નહિ. યુવાન બોલતો બંધ પડયો, તો પણ લુલિયાના મ્હોડામાંથી એક પણ શબ્દ બહાર નીકળી શકયો નહિ. યુવકે કહ્યું:—" લુલિયા, હમણાં ઉત્તર આપ એમ હું કહેતો નથી. આજે તું જા અને બરાબર વિચાર કરી કાલે મ્હને આ સ્થળે મળી ખુલાસો કરજે. રાત પણ ઘણી થઈ છે માટે હું તને તસ્દી આપતો નથી. "

એમ કહી યુવાન ત્યાંથી ચાલ્યો ગયો. લુલિયા ચુપચુપ બેસી રહી. જે દિશા તરફ તે ગયો તે દિશા તરફ અનિમિષ નેત્રોએ જોઇ રહી. આવી રીતે બાહ્યજ્ઞાનશૂન્ય બની કુવાને કાંઠે કેટલા વખત સુધી તે બેસી રહી તેની તેને ખબર પડી નહિ.

આટલા વખત સુધી તે મધુર અમૃતપાન કરતી હતી, પણ આજે તેનું સુધાપાત્ર કોઈ છીનવી લેતું હોય એમ તેને જણાયું. જે પરમરમણીય સુખસ્વપ્ન તે જોતી હતી તે એકાએક નાશ પામતાં તેને ચારે બાજૂએ અંધકાર જણાવા લાગ્યો.

તે વિચારવા લાગી:—" જે ઇચ્છા હું કરતી હતી, તેવોજ તેણે પ્રશ્ન પૂછયો. જાતિભ્રષ્ટ બની મુસલમાન કન્યા સાથે તે લગ્ન કરવા તૈયાર થયો એ સિવાય વધારે આનંદદાયક બીજી કઇ વાત હોય ?

પરન્તુ તે બાદશાહનો ગુન્હેગાર છે. આમતેમ છુપાયા કરે છે. તેવી સ્થિતિમાં તે પકડાઈ જાય તો શું બાદશાહ તેનો શિરચ્છેદ કર્યા વિના રહે? વળી તેના ખાનદાનની પણ મ્હને ખબર નથી. બધું અપરિચિત! તેવા માણસ સાથે શું વડિલ મ્હારાં લગ્ન કરી આપશે? વારૂ, તેમને પૂછ્યા વિના પણ મ્હારાથી કાંઇ થઇ શકે એમ નથી. કારણ કે આ દુનિયામાં તેમણે મ્હારા માટે જે જે સહન કર્યું છે અને કરે છે તેવું બીજું કોઈ કરે એમ નથી. રાત દિવસ મ્હારા ભલાને માટે તેઓ ચિન્તિત રહ્યાં કરે છે. ત્યારે શું તેમને હું દગો દઉં? નહિ, ગમે તેટલું દુ:ખ આવે તે સહન કરીશ, પણ તેમને દુ:ખ થવા દઇશ નહિ."

આમ વિચારમાં ને વિચારમાં કેટલો વખત વીતી ગયો તેની તેને ખબર પડી નહિ. તેનું મગજ આજે ભમતું હતું—અનેક જાતના તર્ક-વિતર્કો ચાલ્યા કરતા હતા. કોઇ પણ જાતનો તે નિશ્ચય કરી શકતી નહોતી. તેનો સુખીઓ જીવ દુ:ખમાં પડી ગયો હતો.

એકાએક તેણે બૂમ પાડવાનો પ્રયત્ન કરી જોયો. પરન્તુ તેમ બની શક્યું નહિ. અચાનક કેટલાક માણસોએ આવી તેનું મ્હોડું દબાવી તેમાં ડૂચો મારી દીધો. લુલિયા બેભાન બની ગઇ. તેને સર્વત્ર અંધકાર જણાવા લાગ્યો. કેટલાક વખત પછી તે શુદ્ધિમાં આવી. સહજ આંખ ઉઘાડી જુએ છે તો પોતાના હાથ–પગ તથા મ્હોડું બાંધી લીધેલું તેના જોવામાં આવ્યું. ગરીબ બિચારી લુલિયા પર આ કેવી ભયંકર આફત!!



# પ્રકરણ ૨ જું.

## મધ્યરાત્રે.

વિમલસિંહ પોતે કયા ઘરમાં છુપાઇ રહ્યો છે, તેની ખબર કોઇને આપતો નહિ અને હજી સુધી તેના નિવાસસ્થાનની શોધ કોઇએ કરી નહોતી. મહમદજાન, હમિદા, કિંવા વૃદ્ધ ઉમરાવે તેના અજ્ઞાત નિવાસસ્થાનની શોધ કરી હતી કે નહિ, એ કહેવું અશકય છે. માત્ર એટલું ખરૂં કે, લુલિયા અને વિમલસિંહની મુલાકાતોથી તીક્ષ્ણ બુદ્ધિની હમિદા માહિતગાર બની હતી અને તેણે વૃદ્ધ ઉમરાવ તથા મહમદજાનને તે હકીકત કહી હોવી જોઇએ; પરન્તુ ત્રણે જણે આંખ આડા કાન કરી તે વિષેનો ઉચ્ચાર પોતાના મ્હોડામાંથી થવા દીધો નહોતો !

અજીતસિંહ પોતાનાં માણસો લઇ કયારનોય શહેરી છોડી ચાલ્યો ગયો હતો. જ્યાં સુધી તે શહેરમાં હતો, ત્યાં સુધી વિમલસિંહ ઘણી જ ચાલાકીથી બહાર નીકળતો હતો; પરન્તુ અજીતસિંહ ચાલ્યો ગયો છે. એવી ખબર પડતાં જ તે નિર્ભયતાથી આખા શહેરમાં ફરવા લાગ્યો. રાત્રિનો વખત હતો અને તેવા વખતે નિશ્ચિંતપણે આકાશના ચંદ્ર તરફ જોતો તે લુલિયાના ચંદ્રવદન સાથે તેની તુલના કરી રહ્યો હતો.

એકાએક આશ્ચર્યથી સ્તંભિત બની જઇ તે ઉભો રહ્યો અને કાન માંડી સાંભળવા લાગ્યો, પણ તેના સાંભળવામાં કાંઇ આવ્યું નહિ. ચારે બાજુએ ગંભીર નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી, તો પણ તેણે આજુબાજુ નજર કરી જોઇ. તેના જોવામાં કાંઈ આવ્યું નહિ. બધું જ શાંત હતું.

થોડા સમયમાં માણસોનાં પગલાંનો સ્પષ્ટ અવાજ તેના સાંભળવામાં આવ્યો. એક માણસનાં પગલાંનો અવાજ તે નહોતો, પણ બે ચાર માણસો દોડતાં હોય એમ તેને જણાયું. તેઓ પોતાની સાથે કાંઇ બોજો ઉંચકીને જતાં હોય એવો તેને શક પડ્યો. કારણ કે, તેઓના પગનો ટપટપાટ તેના સાંભળવામાં આવતો હતો. ત્યારે આવી મધ્યરાત્રે નિર્જન શહેરમાંથી વજનદાર બોજો ઉંચકી જનાર આ કોણ હોવા જોઇએ ? એવો તેના મનનાં સંદેહ ઉત્પન્ન થયો.

વિમલસિંહ થોડો વખત ત્યાં વિચાર કરતો ઉભો રહ્યો. પગલાંનો અવાજ પુનઃ તેના સાંભળવામાં આવ્યો નહિ તે સ્વગત બોલવા લાગ્યોઃ—"રાત્રિના શાંત વખતે ઘણે દૂર થયેલો શબ્દધ્વનિ કોઇ કોઇ વખત નજીકમાં થયો હોય એમ જણાય છે. આટલી બધી મોડી રાત્રે આ નિર્જન શહેરમાં કોણ આવે ? ભીમસિંહ તો નહિ આવ્યો હોય ? છટ્, તેમ બનવું અસંભવિત છે. પોતાની જગ્યા છોડી અહીં આવવાની તે હિમ્મત કરે નહિ. કદાચિત્ મ્હને આવવાને વખત ઘણો થયો છે એમ ધારી તે મ્હારી શોધ કરવા માટે આવે તો કાંઈ કહેવાય નહિ !

વિમલસિંહ આમ વિચાર કરી, બે ડગલાં આગળ ભરી પુનઃ ઉભો રહ્યો અને બોલ્યોઃ—"નહિ, કહેવત છે કે, ચેતતા નર સદા સુખી; એ મુજબ મ્હારે ચેતીને ચાલવું જોઇએ. કોઈ મ્હને પોતાને તો પકડવા નહિ આવતું હોય ?"

વિમલસિંહ પાછો ફરી રસ્તેથી ઘણે દૂર જઇને ઉભો રહ્યો. સ્વચ્છ ચાંદનીમાં પૃથ્વીપરના દરેક પદાર્થો સ્પષ્ટ દેખાતા હતા. નજીકમાં એક પણ માણસ હોવાનું ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ.

પુનઃ તે પાછો ફર્યો અને વિચારવા લાગ્યો:–" હું ધારૂં છું કે, આમાં કાંઈક મ્હારી જ ભૂલ થતી હોવી જોઇએ." પણ બીજી જ પળે તે બોલી ઉઠયો:–" નહિ નહિ; ભૂલ નથી થતી. તેવો જ શબ્દ પાછો મ્હારા સાંભળવામાં આવે છે!"

વિમલસિંહ કાન માંડી બરાબર સાંભળવા લાગ્યો. મનુષ્યનાં પગલાંનો સ્પષ્ટ અવાજ તેના સાંભળવામાં આવ્યો અને તેથી તેણે જાણ્યું કે બે માણસો કોઇ વજનદાર બોજો ઉંચકી ઘણી જ ચપળતાથી દોડયા જાય છે. તે થોડો આગળ વધ્યો. પગલાંનો અસ્પષ્ટ અવાજ તેના સાંભળવામાં આવ્યો. દોડનાર માણસોએ અવાજ ન થાય માટે પગે કપડાં બાંધી લીધાં હોય એમ તેણે અનુમાન કર્યું. આવા નિર્જન–નિસ્તબ્ધ શહેરમાં જો મધ્યરાત્રિ ન હોત તો તેટલો ક્ષીણ અવાજ પણ તે સાંળળી શકયો ન હોત.

અવાજ નજીકમાંથી આવતો નહોતો, તેથી કઈ દિશાએથી તે આવે છે, તેનો તે નિશ્ચય કરી શકયો નહિ. તે ઘણી જ સાવધગિરિથી આસપાસ જોવા લાગ્યો, પણ પાછો ફરીથી અવાજ તેના સાંભળવામાં આવ્યો નહિ. તે વિચારમાં પડયો અને બોલ્યો:–" મ્હને લાગે છે કે, આ માણસો વચ્ચે વચ્ચે ઉભા રહેતા હોવા જોઇએ. પણ તેઓ તેમ શા માટે કરતા હશે? આવી મોડી રાત્રે તેઓ શું લઇ જતા હશે? અને તેઓ કોણ હોવા જોઇએ? ચોર જ હોવા જોઇએ. વૃદ્ધ ઉમરાવના મહેલમાંથી ચોરી કરી તેઓ ન્હાસી જતા હોવા જોઇએ. ગમે તે હોય, મ્હારે તપાસ તો કરવી જ જોઇએ." એમ કહી વિમલસિંહ જે દિશાએથી અવાજ આવતો હતો તે દિશા તરફ આસ્તે આસ્તે આસપાસ નજર ફેરવતો ચાલવા લાગ્યો. પુનઃ તે બોલ્યો:—" હા, તેઓ દોડતા હોય એમ જણાય છે. તેઓને ઓળખતાં મ્હને વાર લાગશે નહિ."

તરત જ તે આગળ ચાલવા લાગ્યો. બે માણુસો એક જડ પદાર્થ ઉંચકી દોડી જતા તેના જોવામાં આવ્યા. ચંદ્રિકાના સ્વચ્છ પ્રકાશમાં શહેરનો બધો ભાગ સારી રીતે દેખાતો હતો અર્થાત્ વિમલસિંહને આ બધો બનાવ સમજવામાં વિશેષ મુશ્કેલી પડી નહિ. પરંતુ તેણે જોયું તે એટલું બધું આશ્ચર્યકારક હતું કે, જોતાં જ પોતાના માથાપર એકદમ વજ્રાઘાત થયો હોય એમ તેને જણાયું. તે દુરાચારી માણુસો એક સ્ત્રીને બાંધી પોતાના માથે ઉંચકી દોડયા જતા હતા.

તે સ્ત્રીની ઓઢણીપરથી વિમલસિંહને ઓળખતાં વાર લાગી નહિ. ઓઢણી અને દેહ લુલિયાનો જ હતો. આઠેપ્રહર લુલિયાની પ્રેમમૂર્ત્તિ તેનાં નેત્રો સામે ઉભી હોવાથી તેને ઓળખતાં વાર લાગી નહિ. તેને જણાયું કે, લુલિયાને કોઇ બદમાશો ઉંચકીને ચાલ્યા જાય છે.

લુલિયાને જોતાં જ તે પોતાનું દેહભાન વિસરી ગયો. શું કરવું અને શું નહિ તેનો વિચાર તે કરી શકયો નહિ. કારણ કે, તેની પાસે એક પણ શસ્ત્ર નહોતું, અને પેલા બદમાશો પાસે શસ્ત્ર હોવાનો સંભવ હતો; તો પણ એક ક્ષણમાં તે બધું વિસરી ગયો અને ઉન્મત્ત માણુસની માફક તેઓ પર હલ્લો કરવાને દોડયો.

બન્ને બદમાશોએ પાછા વળીને જોયું અને તરત જ લુલિયાનો અચેતન દેહ જમીનપર મૂકી દઇ તેઓ જોરથી દોડવા લાગ્યા. વિમલસિંહ છલંગો મારતો મારતો ત્યાં આવી પહોંચ્યો. ચોરોની તે પૂંઠ પકડનાર હતો, પણ આગળ નહિ વધતાં તે ત્યાં જ ઉભો રહ્યો અને લુલિયાના મ્હોડામાં મારેલો ડૂચો તેણે કહાડી નાખ્યો. એટલામાં તો ચોરો સિંહદ્વાર પાસે જઇ પહોંચ્યા અને અદૃશ્ય થઇ ગયા. તેઓ કયે સ્થળે ન્હાસી

ગયા તેની વિમલસિંહને ખબર પડી નહિ. લુલિયાને છોડાવ્યા પછી તેઓને પકડવાનો વિચાર તેણે માંડી વાળ્યો.

મ્હોડા માંહેલો ડૂચો નીકળતાં જ લુલિયા એકદમ ઉઠીને બેઠી થઇ. આશ્ચર્યથી આસપાસ જોવા લાગી. સલજ્જતાથી અધોવદન બની મૃદુસ્વરે તે બોલીઃ—"આપ અહીં ક્યાંથી ?"

વિમલસિંહે મ્હોટેથી કહ્યું:—"પહેલાં તું કહે કે, આ બધું શું બન્યું ?"

લુલિયા બોલી:—"હું શું કહું ? આપના જવા પછી હું ઘેર જવાનો વિચાર કરતી હતી એટલામાં પછવાડેથી કોઇએ એકાએક મ્હારૂં મ્હોડું દબાવ્યું અને તેમાં ડૂચો ભરાવી દીધો. પછી બે માણસ મ્હને ઉંચકી ન્હાસવા લાગ્યા. હું ધારૂં છું કે, તેઓ મ્હને આ સ્થળે નાખીને જ ચાલ્યા ગયા હોવા જોઇએ !"

વિમલસિંહે કહ્યું:—"હા, બે જણા તને ઉંચકી ન્હાસી જતા હતા. મ્હને તેવી ખબર પડતાં જ હું તેઓની પછવાડે પડયો. તને મદદ કરવા કોઇ આવે છે, એમ જોતાં જ તેઓ તને અહીં મૂકી ન્હાસી ગયા."

"તેઓ કોણ હતા ?"

"તે વિષે હું કાંઇ જાણતો નથી. કારણ કે, તેઓનાં મ્હોડાં હું જોઇ શકયો નથી."

"તેઓ મ્હને ક્યાં લઇ જતા હશે ?"

"હું કેવી રીતે કહી શકું ? તો પણ એટલું તો ખરૂં કે, હવેથી ત્હારે રાત્રે કિંવા બીજા કોઇ તેવા એકાંત સ્થળે એકલાં ફરવું નહિ. મ્હને લાગે છે કે, તેઓ આપણા કોઇ શત્રુ હોવા જોઇએ. ચાલ, હવે

તને ઘેર પહોંચાડું. જો, હોંશિયારીથી રહેજે અને એકલી બહાર નીકળતી નહિ. "

"આટલા દિવસ થયાં હું અહીં રહું છું. પણ કોઇએ મ્હારા શરીરને હાથ લગાડવાની પણ હિમ્મત કરી નથી."

"હું ધારૂં છું કે, તે વખતે તારા કોઇ શત્રુઓ અહીં નહિ હોય !"

"પણ, મ્હારી આખી જીંદગીમાં મ્હેં કોઇનું અનિષ્ટ કર્યું નથી, તો પછી મ્હારા શત્રુઓ ક્યાંથી હોય?"

"ગમે તે હોય. તે વિષે હું વધારે ખુલાસો કરી શકતો નથી. માત્ર તું હોશિયારીથી રહેજે એટલે બસ."

"હું અહીં રહું છું એવી કોઇને હજી સુધી ખબર નથી. કારણ કે, હું કોઈની દૃષ્ટિએ પડતી નથી; તેમજ હમિદા, મહમદજાન કિંવા વડિલ સિવાય બીજા કોઇ સાથે હું બોલતી પણ નથી."

"કદાચિત્ તેમ હશે, પણ હમણાં ત્હેં જોયું કે નહિ? એકાએક હું અહીં આવ્યો ન હોત તો ત્હારી કેવી સ્થિતિ થઇ હોત તેનો વિચાર કરતાં મ્હારાં રોમાંચ ઉભાં થઇ જાય છે. તે બદમાશો તને ક્યાં લઇ ગયા હોત, એ કહેવું અશક્ય છે."

"પણ તેઓ શા માટે ન્હાસી ગયા? તેઓ તમને ઓળખતા હોવા જોઇએ."

"હું કેમ કહી શકું? વાસ્તવિક રીતે જોતાં તેઓ મ્હને ઓળખતા નહિ હોવા જોઇએ. કદાચ પોતાના પર કોઇ હલ્લો કરવા આવે છે, એમ જોતાં જ તેઓ તને અહીં મૂકી ન્હાસી ગયા હોવા જોઇએ. ચોરોની આવી જ રીત હોય છે. ભયનું કારણ જણાતાં જ તેઓ જીવ લઇને ન્હાસી જાય છે!"

"વારૂ, તેઓ જો ચોર હોય તો પછી હું આટલું બધું દ્રવ્ય—બાદશાહી સંપત્તિ છે—તેમાંથી કાંઇ નહિ લેતાં મ્હને જ શા માટે ચોરી જાય !"

"લુલિયા, ત્હારા સદય હૃદયને લીધે દુનિયાના પ્રપંચો તું સમજી શકે એમ નથી, જો, ત્હારૂં ઘર હવે નજીકમાં જ આવ્યું છે એટલા માટે જા, અને સાવધગિરિથી રહેજે."

લુલિયા ઘરમાં ગઇ અને બારણું બંધ કરી દીધું. પછી પહેલે માળે જઇ દિવાનખાનાની બારી પાસે ઉભી રહી બનેલા બનાવો ઉપર વિચાર કરવા લાગી; પરંતુ એટલામાં તેના કાને કોઇના હસતાં હસતાં બોલવાનો અવાજ આવ્યો:—"શાહજાદા સાહેબ ! આવી મધ્યરાત્રે પણ આપ પ્રજા સંરક્ષણનું કાર્ય બજાવતા હો એમ જણાય છે !"

લુલિયા ઘણા વખત સુધી બારી પાસે ઉભી રહી. બીજી કેટલીક વાતચિત પણ તેના સાંભળવામાં આવી. સાહસ કરી તે પુનઃ નીચે આવી અને બારણું ઉઘાડયું. પરન્તુ તેના જોવામાં કાંઇ આવ્યું નહિ. વિમલસિંહ ક્યારનોયે ચાલ્યો ગયો હતો. લુલિયા સ્વગત બોલવા લાગી:—"આ મ્હેં સાંભળ્યું તે ખરૂં હોવું જોઇએ કે મ્હને તેવો ભ્રમ થયો ? નહિ નહિ; કોઇ બોલ્યું તો ખરૂં. ત્યારે શું વિમલસિંહ રાજપૂત નહિ હોય ?"



# પ્રકરણ ૩ જું.

## ભયંકર ચિંતા.

લુલિયાને ઉંઘ આવી નહિ. તેના અતિસરળ હૃદયમાં ચિંતાએ પ્રવેશ કરેલો હોવાથી તેની ઘણી વેદના થવા લાગી. પોતાના માળામાં કાળસર્પને દાખલ થયેલો જોઇ પક્ષીનાં બચ્ચાં જેમ ભયથી કંપવા લાગે છે, તેજ પ્રમાણે તેનો જીવ તલપાપડ થવા લાગ્યો. પોતાની છાતીપર એક જબરદસ્ત બોજો આવી પડયો હોય એમ તેને જણાયું. બિછાનામાં એક પડખેથી બીજા પડખે, ફરી તરફડવું તેને સારૂં લાગ્યું નહિ તેથી બારી ઉઘાડી બહાર જોતી ઉભી રહી. શીતળ સમીરના તરંગો આ વખતે તેના જીવને શાંત કરી શકતા નહોતા. વ્યાકુળતાથી તે લાંબે જોયા કરતી હતી. તેની આવી સ્થિતિ કેમ થઇ, તે વિષે તે સમજી શકી નહિ. દુઃખ એટલે શું એવી તેને હજી સુધી ખબર નહોતી. ચિંતાનો તેને અનુભવ નહોતો. પરન્તુ આજે તો તેના આખા શરીરને હજારો વીંછીઓ ડંખ મારતા હોય તેવી વેદના થતી હતી!

રાજપૂત યુવાનને સર્વસ્વ અર્પણ કરી પોતે તેના તરફ પ્રેમ ધરાવે છે, એમ તે બરાબર જાણતી હતી. હવે તે કાંઇ ન્હાની બાલિકા નહોતી; પરન્તુ આવા પ્રેમમાં આવું વિષ ઉત્પન્ન થાય છે, એવી તેને ખબર નહોતી. પ્રાણભયથી સંતાઈ રહેલા રાજપુત્રે જો તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરી હોત, તો તેમ બની શકયું ન હોત—તેના વૃદ્ધ પિતાએ આજ્ઞા આપી ન હોત. પણ વિમલસિંહ તો હતભાગી

પુરૂષ હતો તેની સાથે લગ્નગાંઠથી જોડાયા પછી આજન્મ દુ:ખાશ્રુ ગાળવાં પડશે એવી તેના મનને ખાત્રી થઇ. કયા ખરાબ ચોઘડીએ આ અજ્ઞાત કુળશીલ યુવાન આ પરિત્યક્ત શહેરમાં આવી રહ્યો તે કોણ કહી શકે એમ છે ! તેને લુલિયાએ જોયો ન હોત તો આજે તેની આવી સ્થિતિ ન થાત—ચિંતારૂપ અગ્નિમાં તેને દગ્ધ થવું ન પડયું હોત. પોતાનાં લગ્ન થાય એવો વિચાર તેના મનમાં કદિ આવ્યો નહે તો—વૃદ્ધ પિતાને છોડી જવાનું ક્યારેય તેના મનમાં આવ્યું નહોતું. હાલની માફક અસ્વસ્થ ચિત્તે કુવાને કાઠે એકાંતમાં બેસી રહેવાનું તેને યાદ આવતું નહોતું.

ગઈ કાલે આખો દિવસ તે પૂર્ણ આનંદ સાગરમાં ડૂબકી મારી કરતી હતી. પણ તે આનંદમૂર્તિને લગ્ન વિષેનો પ્રશ્ન વિમલસિંહે શા માંટે કર્યો? તેમ ન કર્યું હોત તો આજે તેના સુખસ્વપ્નનો ભગ ન થાત ! વિવાહનો પ્રશ્ન નીકળતાંજ ચારે બાજૂએ તેને અંધકાર જણાવા લાગ્યો.

એકાએક તેને કાંઇ યાદ આવી ગયું. કોઇ કહેતું હતું કે, "શાહજાદા સાહેબ !" આ શબ્દ ઉપર તે વિચાર કરવા લાગી. કેણે કોને શાહજાદા તરીકે હાંક મારી હોવી જોઇએ ? શું વિમલસિંહને તે ! હાંક મારી હશે ? શાહજાદો કોણ હોવો જોઇએ ? અહીં તે શા માટે આવે ? વારૂ, પ્રશ્ન પૂછનાર કોણ હોવું જોઇએ ? વગેરે અનેક જાતના પ્રશ્નો લુલિયાના અંતઃકરણમાં ઉઠવા લાગ્યા. એક પ્રકારના અભૂતપૂર્વ ભય અને આશ્ચર્યથી તેનું હૃદય ભરાઇ આવ્યું. મનમાં ને મનમાં તે પુન: બોલવા લાગી:—" શાહજાદાસાહેબ ! અહા ! કેવા મધુર શબ્દો ! પણ આ ખંડેર જેવા શહેરમાં પ્રજાનું સંરક્ષણ કરનાર કયો શાહજાદો હોવો જોઇએ ?"

જૂદીજૂદી જાતના તર્ક—વિતર્કોથી તેનું મન ચલ—વિચલ થવા

લાગ્યું. તે શાંત રીતે એક સ્થળે ઉભી રહી શકી નહિ. પોતાના જ ઘરમાં હોવા છતાં પિંજરામાંના પક્ષિમ માફક તે તરફડવા લાગી. રાત ક્યાં ગઇ, તેની તેને ખબર પડી નહિ. ચંદ્ર નિસ્તેજ બની પશ્ચિમ દિશામાં ડૂબવા લાગ્યો. પૂર્વાકાશ આરક્ત રંગથા રંગાઇ પૂર્વ દિગ્વધૂ સૂર્યનું સ્મરણ કરતી હતી. પૂર્ણચંદ્રનો પ્રકાશ એકાએક વિલુપ્ત થવાને લીધે ચારે બાજૂએ અંધકારનો ભાસ થવા લાગ્યો. પહેલાં જે વસ્તુઓ સ્પષ્ટ દેખાતી હતી. તે હવે સહજ અસ્પષ્ટ દેખાવા લાગી. સર્વત્ર એક પ્રકારની ઉદાસીનતા છવાઇ રહી.

એકાએક લુલિયા ચમકીને ઉભી રહી. ભયાનક બુમરાણ ધ્વનિત થવાને લીધે જ્યાં ત્યાં ભયકારક પ્રતિધ્વનિ ઉત્પન્ન થયો. લુલિયાના શરીરનું લોહી ઠંડુગાર બની ગયું. હૃદય પત્થરના જેવું જડ બની ગયું; કારણ કે તે બુમરાણ સાથેજ વિમલસિંહનો આર્ત્તસ્વર તેના સાંભળવામાં આવ્યો. એકાએક ઉન્માદિનીની માફક તે બહાર દોડી જતી હતી, એટલામાં તો હમિદા તેના સામે આવીને ઉભી રહી.

તેણે પણ ભયકારક શબ્દધ્વનિ સાંભળ્યો અને તેથી ચોંકત બની શું બન્યું છે તે જોવા બિછાનામાંથી ઉઠી તે બહાર જતી હતી. લુલિયાને જોતાં જ તે ઉભી રહી અને પૂછ્યું:—“ શું થયું છે ?”

હમિદા આશ્ચર્યથી લુલિયાના ચ્હેરા તરફ જોઇ રહી. તેના ચ્હેરો જોતાં જ હમિદાને સહજ ભય જણાયો કારણ કે લુલિયાનાં વિસ્ફારિત નેત્રો સફેદ પૂણી જેવાં બની ગયાં હતાં. ભયથી વ્યાકુળ બની ગયેલી તે દેખાતી હતી. હમિદાએ પૂછ્યું:—“ લુલી, લુલી સફેદ ! શું થયું છે ? કોણે બૂમ મારી ? ”

લુલિયા રૂદ્ધ સ્વરે બોલી:—“ મ્હને ખબર નથી—પણ—તેમનો—”

લુલિયા એકાએક આગળ બોલતાં અટકી ગઈ. વિમલસિંહનું

નામ તે કહેવા જતી હતી એટલામાં વચ્ચે જ તેણે તે વાક્ય તોડી નાખ્યું. હમિદા થોડા વખત સૂધી ગુપચુપ તેના મ્હોડા તરફ જોઈ રહી. પછી મન્દવરે બોલીઃ—"લુલી, તું બહાર જઈશ નહિ. શું થયું છે, તે હું જોઇ આવું છું."

લુલિયા કાંઇ બોલવા જતી હતી એટલામાં મહમદજાન છલંગો મારતો મારતો ત્યાં આવી પહોંચ્યો. તેનો શ્વાસોશ્વાસ જોરથી ચાલતો હતો એટલે તે ઘણે દૂરથી દોડતો દોડતો આવ્યો હોય એમ જણાતું હતું. હાથની ચપટી વગાડતાં તેણે કહ્યું:—"ચાલો, જલ્દી—જલ્દી—"

તેના બોલવાનો અર્થ લુલિયા સમજી શકી નહિ. વિસ્મયતાથી મહમદજાનના મ્હોડા તરફ તે જોઇ રહી. મહમદજાને પુનઃ કહ્યું:—જલ્દી—જલ્દી—"

હમિદા તેનો હેતુ સમજી ગઈ. તરતજ તેણે એકદમ દરવાજો બંધ કરી દીધો અને લુલિયાનો હાથ પકડી તેને ખેંચતી ખેંચતી અંદર લઈ ગઇ. મહમદજાન પુનઃ બહાર ચાલ્યો ગયો.

બહાર અજવાળું થતાં જ સલાબતખાન મુખમાજન વગેરે પ્રાતઃવિધિ કરી લઇ બેઠકખાનામાં આવીને બેઠો. થોડા વખતમાં મહમદજાન તે સ્થળે આવી પહોંચ્યો. તેને જોતાં જ ખાને પ્રશ્ન કર્યો—"કેમ, બધું બરાબર?"

"હાજી, તે વિષે ચિંતા કરવાની જરૂર નથી."

"પેલી?"

"કાંઈ બાતમી મળી નથી."

"ક્યાં છે તેની તપાસ થાય તો બહુ સારૂં."

"હું હમણાં જ તે કામ માટે જાઉં છું."

"પણ હોંશિયારી રાખજે હોં?"

"તે વિષે વધારે કહેવાની જરૂર નથી."

"અંબર અને મારવાડ—બન્ને યુદ્ધ કરશે નહિ, તેમજ બાદશાહને પણ સહાય કરશે નહિ એમ—"

"તેમાં આપણે શું નુકસાન કરવાનું છે? તેઓમાંથી કોઈની પણ સાથે આપણો સંબંધ અશક્ય છે."

"પણ એકાએક અહીં આવવાનો ઉદ્દેશ શો હોવો જોઈએ તેની તેં તપાસ કરી?"

"નહિ. તો પણ મ્હને એટલી ખબર મળી છે કે, તેમનો કોઈ ગુપ્ત જાસૂસ અહીં આવ્યો છે અને આપણાપર તે દેખરેખ રાખે છે."

"હજી સુધી હું તેની શોધ કરી શક્યો નથી."

આ વખતે બહારથી કોઈના બોલવાનો અવાજ સાંભળવામાં આવતાં મહમદજાન તે જોવા માટે બહાર ગયો અને સલાબતખાન અસ્વસ્થ ચિત્તે ત્યાંજ બેસી રહ્યો.

લગભગ એક કલાક પછી મહમદજાન એક યવન યુવાનને પોતાની સાથે લઈ આવ્યો અને કહ્યું:—"આ માણસ આપને મળવા માગે છે."

સલાબતખાને જોયું તો આવનાર યવન યુવાન ખૂબસૂરત અને મજબૂત બાંધાનો હતો. લગભગ ૨૪ થી ૨૬ વર્ષ કરતાં તેની ઉમ્મર વધારે નહોતી. તેનો ચ્હેરો એકાદ ઉચ્ચ પદવીના ઉમરાવ જેવો દેખાતો હતો તેથી તે કોઈ શ્રીમંત મુસલમાન હોવો જોઈ એ એમ જણાતું હતું ! સલાબતખાને સન્માનપૂર્વક તેને પોતાની નજીક બેસાડયો; પણ તે યુવાન તો મહમદજાન તરફ જ જોવા લાગ્યો. મહમદજાન તેનો ભાવ સમજી ગનો તરતજ તે ત્યાંથી ચાલ્યો ગયો અને પછવાડેના બારણે ઉભો રહી તેઓનું ભાષણ સાંભળવા લાગ્યો.

મહમદજાન બહાર જતાં જ યુવાને કહ્યું:—"ઉમરાવસાહેબ, મ્હારે આપની સાથે થોડી ખાનગી વાતચિત કરવાની છે. કહો તો અહીં કરૂં. કોઇ ત્રીજું માણુસ ન સાંભળે એટલે બસ."

"નહિ—મ્હારા નોકર મહમદજાન સિવાય મ્હારી સાથે બીજું કોઇ નથી અને તે પણુ બીજા કામે ચાલ્યો ગયો છે; એટલે આપને વાત કરવાને કોઇ જાતની હરકત નથી. આપને જે કાંઇ કહેવું હોય તે ખુલ્લા દિલથી અને નિશ્ચિંતપણે કહો."

યુવાન આસપાસ નજર ફેરવી જોવા લાગ્યો. તે જોઇ સલાબતખાન બોલ્યો:—"આપ કયાંથી આવ્યા છો અને મ્હારી સાથે શું કામ છે?"

મુસલમાન યુવાને કેટલાક વખત સુધી આસપાસ જોઇ, તપાસ કર્યાં પછી કહ્યું:—"હું આગ્રેથી આવું છું."

સલાબતખાન આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું:—"કયાંથી, આગ્રેથી? મ્હારૂં એવું શું કામ પડયું છે?"

યુવાને મૃદુસ્વરે કહ્યું:—"હું એક ખાસ કારણુ માટે આવ્યો છું."

ત્યાર પછી તેણે ઘણા જ ધીમા અવાજે પૂછયું:—"ખાનસાહેબ! આપ કયા પક્ષમાં છો?"

સલાબતખાન આશ્ચર્યકારક દૃષ્ટિથી તેના ચ્હેરા સ્હામું જોઇ રહ્યો. મુસલમાન યુવાને તેજ પ્રશ્ન તેટલા મન્દસ્વરે પુનઃ પૂછયો: પરન્તુ ખાન પાસેથી તેને પ્રત્યુત્તર મળ્યો નહિ એટલે સ્પષ્ટ સ્વરે તે બોલ્યો:—"મ્હારૂં નામ અબદુલ ગની છે!"

"નામ સાથે મ્હને કામ નથી. આપ કયા કામે અહીં આવ્યો છો, તે કહો?"

"તે તો મ્હેં આપને પહેલાં જ કહ્યું ! આપ કયા પક્ષમાં છો, તે હું જાણવા માગું છું."

"આપ શું કહો છો, તે હું સમજી શકતો નથી."

"બધું સમજો છો, પણ બધું ખુલેખુલ્લું જણાવી દઉં એમ આપની ઇચ્છા હોય એમ જણાય છે !"

સલાબતખાને સહજ વિરક્તભાવે કહ્યું:–"આપને જે કાંઇ કહેવું હોય, તે જલદી કહો; હજી મ્હને ઘણાં કામો કરવાનાં છે."

યુવાને પુનઃ મન્દસ્વરે કહ્યું:–"હુજૂર, મ્હારૂં નામ ગૌહરજાન–"

"અરે ! તમે આ શું કહો છો ? થોડા વખત પહેલાં તો તમે તમારૂં નામ અબદુલ ગની જણાવ્યું અને હવે ગૌહરજાન કહો છો ! હું ધારૂં છું કે, થોડા વખત પછી તમે નૂરજહાન પણ બની જશો !!"

"તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? એમ પણ કદાચિત બને !"

વૃદ્ધ ઉમરાવ આશ્ચર્યચકિત બની એકટસે તેના મ્હોડા તરફ જોઇ રહ્યો. પછી સહજ હસી મનમાં ને મનમાં બોલવા લાગ્યો:— "સુબહાન અલ્લા ! આ માણસ દેખાય છે તો ન્હાની ઉમ્મરનો, પણ બહુ જ પક્કો હોય એમ જણાય છે !"

એટલામાં તે યુવાને પોતાના અંગરખાના ખીસામાંથી એક વસ્તુ બહાર કહાડી સલાબતખાનના મ્હોડા આગળ ધરી. તે જોતાં જ વૃદ્ધ ઉમરાવ એકદમ ઉઠીને ઉભો થયો. કારણ કે, તેણે હમણાં જે જોયું હતું તે તેના આખા જન્મમાં જોવાનો પ્રસંગ આવશે એમ તેણે ધાર્યું નહોતું. એક પળમાં જ તેનો ચ્હેરો કૃષ્ણવર્ણ બની ગયો. તેનું સાહસિક અને અનુભવી અંતઃકરણ થરથર કંપવા લાગ્યું !!

# પ્રકરણ ૪ થું.

## બાદશાહી છાવણી.

યુદ્ધ શરૂ થઇ ગયું હતું. દિલ્લી—આગ્રાનાં આબાલવૃદ્ધોને જેની હજી સુધી બ્હીક લાગતી હતી—તે યુદ્ધ શરૂ થઇ ગયું હતું. દિલ્લીનાં ભયકારક રહસ્યપૂર્ણ ખૂનો, તે કરતાં પણ વિશેષ ભયંકર એવી ફતેહપુર સિક્રીની પિશાચલીલા, રાજપુત્રનું પલાયન, વગેરે અનેક નાનાવિધ દુર્ભેદ્ય રહસ્યો સાંભળી લોકો ભયથી ડરી ગયા હતા. શું કરવું અને શું નહિ તે તેઓને સૂઝતું નહોતું.

જે વખતની અમે આ વાત કહીએ છીએ, તે વખતે યુદ્ધની વાત આશ્ચર્યકારક મનાતી નહોતી. હિન્દુસ્થાનના દરેક પ્રાંતમાં હમેશાં યુદ્ધો ચાલુ હતાં. સૈનિકોની લૂટાલૂટથી અને અત્યાચારથી હતભાગી ખેડુતો રડતા હતા. તેઓના થાકનો સર્વથા નાશ થઈ જતો હતો. ઘરબાર છોડી સ્ત્રીપરિવારસહિત નિબિડ અરણ્યમાં તેઓ ચાલ્યા જતા. યુદ્ધ શરૂ થતાં જ ચારે બાજુએ હાહાકાર મચી રહેતો. શ્રીમંતોનું દ્રવ્ય લૂંટી લેવામાં આવતું.—પતિવ્રતાનું પાતિવ્રત્ય ભ્રષ્ટ થતું અને સાધુ જનોનો ભયંકર છળ થતો. સૈનેકોને થોડીક સ્વતંત્રતા મળતાંજ સ્વૈરવૃત્તિથી તેઓ દેશેદેશને ઉજડ કરી નાખતા. આવી રીતે લગભગ આખા હિંદુસ્થાનની સ્થિતિ હતી: છતાં દિલ્લી અને આગ્રાની આસપાસના પ્રદેશમાં કાંઇક શાંતિ રહેલી હતી. બાદશાહ જહાંગીર હમેશાં મદ્યપાનમાં તથા વિલાસમાં નિમગ્ન રહેતો હોવાથી યુદ્ધની વાત તેને પસંદ પડતી નહોતી. રાજપૂતાનાના ક્ષત્રિય વીરોએ પણ ટંટા બખેડા છોડી દઈ બાદશાહનું માંડલિકત્વ કબૂલ કરેલું હોવાથી ઘણા વખત

થયાં આ પ્રદેશમાં યુદ્ધ થવાનો પ્રસંગ આવ્યો નહોતો; છતાં યુદ્ધ કે-ટલું બધું ભયંકર હોય છે, એ વાત તો લોકો સારી રીતે સમજતા હતા અને તેટલા માટેજ યુદ્ધની વાત કાને પડતાંજ તેઓ ભારી અસ્વસ્થ બની ગયા હતા. પહેલાં તો યુદ્ધ થશે એવી વાતોજ તેઓ સાંભળતા હતા, પરન્તુ હવે તો પિતા–પુત્ર અને ભાઈ–ભાઈ વચ્ચે એકાએક લડાઇ ફાટી નીકળેલી જોઇ તેઓની સ્થિતિ કેવી થઇ હશે તેની કલ્પના તો વાચકોએજ કરી લેવી.

ખુદ બાદશાહ યુદ્ધપર જવા નીકળ્યો હતો, એ વાત ગુપ્ત રહી શકી નહિ. ઘણાજ દબદબાથી જહાંગીર આગ્રામાંથી પોતાના સૈન્ય તથા નૂરજહાનસહ બહાર નીકળી પડયો. શાહજાદો શહેરિયાર વિષણ્ણચિત્ત અંબાડીપર બેઠો હતો. તેના ચ્હેરાપરથી, વગર ઇચ્છાએ તેને યુદ્ધપર લઇ જવામાં આવતો હતો, એમ જણાઇ આવતું હતું. શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓપર લોકોનાં ટોળેટોળાં મળી અસંખ્ય સૈન્યનું પ્રયાણ જોતાં ઉભાં હતાં. અશ્વારોહી સવારો, પાયદળ તેમજ ગોલંદાજોની તો ગણતરી જ થઇ શકતી નહોતી. ખુદ બાદશાહ પોતાનાં ભવ્ય અને બહુમૂલ્ય આભૂષણોથી સજ્જ થઇ હાથીપર સ્વર્ણજડિત અંબાડીપર બેઠો હતો. તે વખતે પણ તેનું સુરાપાન બંધ પડયું નહોતું. મદ્યના સ્વર્ણચષકો એક પછી એક દાસીઓ ભરી આપતી હતી. હાથીની પછવાડે મખમલ અને કિનખાપથી મઢેલા મિયાનાઓ તેમજ પાલ-ખીઓમાં બેસી બેગમો ચાલતી હતી. તેમની પછવાડે નાચગાયન કરવાવાળી નર્તકીઓના પાટ ચાલ્યા કરતા હતા. આવી રીતે યુદ્ધક્ષેત્ર પણ મોગલોનું વિલાસક્ષેત્ર હતું એમ કહીએ તો કાંઈ અતિશયોક્તિ કરવા જેવું નથી!

ફતેહપૂરથી થોડે દૂર આવતાં જ બાદશાહે છાવણી ઠોકવાનો હુકમ

કર્યો. કાશ્મીરની ઉત્કૃષ્ટ શાલોથી તૈયાર કરવામાં આવેલો તંબૂ સ્વર્ણ અને રૌપ્ય સ્થંભો પર શોભવા લાગ્યો. બાદશાહના આ સુંદર અનુપમ તંબૂના શિખરપર કિનખાપથી તૈયાર કરેલી અર્ધચંદ્રાંકિત બાદશાહી પતાકા સમીર તરંગોમાં ફરકવા લાગી. ચારે બાજુએ જાદુમંત્રની માફક સુંદર પુષ્પોદ્યાન બની ગયો. છાવણીની સામે એક મોટો બાજાર ભરાઈ ગયો. જૂદા જૂદા દેશોના દુર્મિલ અને મૌલ્યવાન પદાર્થો લઇ હજારો વેપારીઓ ત્યાં આવવા લાગ્યા અને તેઓના ક્રયવિક્રયની ગડબડ થવા લાગી. દરેક તંબૂમાં નાચ–ગાયન શરૂ થઈ ગયાં. નર્તકીઓના મધુર ગીતનાદથી ચારે બાજુએ મધુરતા પ્રસરવા લાગી. જ્યાં ત્યાં કોલાહલ મચી રહ્યો. આ બધો દેખાવ જોઇ હજારો યોદ્ધાઓ અહીં યુદ્ધને માટે આવ્યા છે એમ કોઇએ પણ ધાર્યું નહિ હોય! કારણ કે તે વિષેનો નિશ્ચય કોઇ કરી શકયું નહોતું. શાહજાદો પરવેઝ સૈન્યસહ રાજપૂતો સામે રવાના થયો છે, એમ પહેલાં લોકોએ સાંભળ્યું હતું, તેમજ શાહજાદા ખુર્રમને પણ દિલ્લીના સિંહાસનપર બેસાડવા માટે મેવાડનો ભીમસિંહ તૈયાર થયો છે અને મોગલ સિંહાસનનો જમણો હાથ મનાતો. યવન ધર્મ સ્વીકારનાર મેવાડનો વીર રાજકુમાર મહબ્બતખાન પણ ભીમસિંહને મળી ગયો અને તેની પણ ખુર્રમને પૂરતી મદદ છે, એમ લોકોએ અફવા સાંભળી હતી. બન્ને વીરો અસંખ્ય સેવાસમૂહ લઇ આગ્રા તરફ ચાલ્યા આવે છે, એમ તેઓએ જાણ્યું હતું; પરન્તુ શાહજાદો ખુર્રમ કયાં છે, તેની ખબર કોઇને પડી નહોતી. માત્ર તેઓએ એટલુંજ સાંભળ્યું હતું કે, શાહજાદો ખુર્રમ કયાંઇ ગૂમ થઇ ગયો છે!

જહાંગીરે પોતાના વડિલ પુત્ર પરવેઝને ગાદી આપવાનો નિશ્ચય કર્યો છે અને વૈભવશાલિની નૂરજહાનનો તેને ટેકો છે; તેવી સ્થિતિમાં

ખુર્રમ ગાદી મેળવવાનો પ્રયત્ન કરશે તો ગુપ્ત રીતે માર્યો જશે એવી કિંવદંતિ પણ લોકોમાં પ્રસરી રહી હતી.

વળી લોકોમાં એમ પણ બોલાતું હતું કે, " ખરેખર, જો શાહજાદો મરી જ ગયો હોય તો પછી ભીમસિંહ અને મહબ્બતખાન કોને લઇને યુદ્ધ કરવા આવ્યા છે ? અને તેઓ શા માટે લડવા માગે છે ? અર્થાત્ આ ઉપરથી એટલું તો નિશ્ચિત જણાય છે કે, શાહજાદો ખુર્રમ જીવતો હોવો જોઇએ. માત્ર એટલું ખરૂં કે, તે રાજપૂતોની છાવણીમાં નથી ! ત્યારે તે કયાં હોવો જોઇએ ?"

શાહજાદો પરવેઝ ભીમસિંહ અને મહબ્બતખાનની સામે યુદ્ધ કરવા ગયો હતો. પરન્તુ બાદશાહ તો યુદ્ધપર નીકળવા છતાં તેની મદદે નહિ જતાં ફત્તેહપૂર સિક્રીથી થોડે દૂર છાવણી નાખી પડયો હતો ! તે શા માટે પરવેઝને મદદ કરવા નહિ ગયો, તેનો ઉત્તર કોઈ આપી શકતું નહોતું. એટલું જ નહિ, પણ બાદશાહના મુખ્ય સેનાપતિઓ, મનસબદારો, ઉમરાવો વગેરેમાંથી કોઇ બાદશાહના મનનો ભાવ સમજી શકતું નહિ. જેને જેવો હુકમ થતો તે પ્રમાણે તેઓ કાર્ય કર્યે જતા હતા. આપણે શા માટે આમ કરીએ છીએ, એ વિષે કોઇ પોતાના મનનું સમાધાન કરી શકતું નહિ. બધું કામ દોરીસંચાર્થી નાચતાં પુતળાંની માફક થયા કરતું હતું !

ખુદ બાદશાહ પણ આ બધાં રહસ્યોથી માહિતગાર હશે કે નહિ, તે વિષે અનેક માણસોને સંશય આવ્યો હતો. આગ્રા છોડી તેણે ફત્તેહપૂર સિક્રી આગળ છાવણી નાખી હતી. ઘણા દિવસો થયાં તેણે રાજકીય કામોમાંથી પોતાનું અંગ કહાડી લીધું હતું. દરબારમાં નહિ જાઉં તો પ્રજા બેદિલ થશે, એમ ધારીને જ તે થોડો વખત દરબારમાં જઇને બેસતો હતો અને જેમ બને તેમ જલ્દી કામ ખલાસ

ફરી પાછો પોતાના રંગમહેલમાં જઇ મદ્યપાનમાં લીન બની જતો હતો. લાવણ્યમયી વિલાસી લલનાઓના સુકોમળ કંઠમાંથી નીકળેલા મધુર સુર સાંભળવામાં અને યથેચ્છ મદ્યપાન કરવામાં તે આખા જગતને વિસરી જતો હતો ! તેના આવા વ્યસનીપણાને લીધે કોઇ કોઈ વખત તેને નૂરજહાનનાં શબ્દબાણો સહેવાં પડતાં હતાં; પરન્તુ તેની તે દરકાર કરતો નહિ અને સહજ હસીને માત્ર એટલું જ કહેતો કે, "નૂરજહાન, તું જ્યાં સુધી મ્હારી પાસે છે, ત્યાં સુધી ડરવાની કિંવા ભય રાખવાની કાંઈ જરૂર જ નથી !"

પ્રજાજનો, ઉમરાવો, મનસબદારો તેમજ રાજસચીવો–બધા જાણતા હતા કે. નૂરજહાન. તેનો બાપ અને ભાઈ મોગલ સામ્રાજ્યમાં જે કાંઇ કરશે તેજ પૂર્વદિશા માનવામાં આવશે ! કારણ કે સમ્રાટ્ જહાંગીર રાજકાર્યમાં બિલકુલ મન ઘાલતો નહિ અને તેમ કરવા તેને મન પણ થતું નહોતું. તો પણ એટલું તો ખરૂં કે, તે મહા પંડિત, મહાકવિ, ગુણજ્ઞ અને સામર્થ્યવાન હતો. તેણે જો મનપૂર્વક બધો રાજકારભાર પોતાના હાથમાં લીધો હોત તો પ્રજાને આજે જે દુઃખો ભોગવવાં પડે છે, તે ભોગવવાં પડયાં ન હોત. ભયને લીધે તેની વિરૂદ્ધ બોલવાની કોઇની છાતી ચાલતી નહિ. માત્ર તેણે એક જરા ઈસારો જણાવ્યો હોત કે, 'નૂરજહાનની મ્હને કાંઇ દરકાર નથી,' તો હજારો યોદ્ધાઓ તેને મદદ કરવાને બહાર આવ્યા હોત અને એક નિમિષ માત્રમાં તેઓએ નૂરજહાનને તેના પરિવાર સાથે મોગલ દરબારમાંથી હાંકી કહાડી હોત; પરન્તુ 'વો દીન કેહાં કે મિયાં કે પાઉમેં જૂતી !' તેવો દિવસ આવે એમ કોઈ જાણતું નહોતું ! ભારતવર્ષનું દુર્દૈવ ! બીજું શું ?

એક તરફ રાત્રે બાદશાહની છાવણીમાં સુમધુર ગીત–વાદ્યોનો

ઝણુકાર તરંગિત બની નિનાદિત થતો હતો. નર્તકીઓનો મંજુલ મધુરધ્વનિ સાંભળનારાઓના કાનને આનંદસાગરમાં રમાડતો હતો. કુસુમસૌરભથી દશે દિશા ભરાઈ ગઈ હતી. મદ્યના અવિરલ ફુવ્વારાઓ ઉડતા હતા. ત્યારે બીજી બાજુએ નૂરજહાનના વિશ્વાસુ અને નિમકહલાલ સેનાપતિઓ મોગલ અને પઠાણ સેનાસહ ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશમાં પરિત્યક્ત ફત્તેહપૂર સિક્રીને આસ્તે આસ્તે ઘેરો ઘાલવાનો પ્રયત્ન કરતા હતા. કયે સ્થળે શું આવી રહ્યું છે, તેની કોઇને ખબર પડતી નહોતી. શહેરમાં જે કોઈ રહેતા હતા, તેમને પોતાની આસપાસ ભયંકર ઘેરો ઘાલવામાં આવે છે તેની જરા પણ માહિતી નહોતી. બધું કામ ગુપચુપ અને શાંત રીતે કરવામાં આવતું હતું. મારવાડનો રાજકુમાર અનિલસિંહ અને અંબરનો રાજકુમાર અજીતસિંહ એ બન્ને જણા પણ ફત્તેહપૂરથી થોડે દૂર છાવણી નાખી પડયા હતા. તેઓ પણ આ હિલચાલથી બિનવાકેફગાર—અજ્ઞાત હતા ! કપટજાળ મન્દપણે વિસ્તૃત થતી જતી હતી તેની ખુદ બાદશાહને પણ ખબર પડી નહોતી !

## પ્રકરણ ૫ મું.

### પરિત્યકત શહેર.

ચંદ્રિકાના સ્નિગ્ધ પ્રકાશમાં આખા જગતને વિસરી જઈ વિમલસિંહ અને લુલિયા મોડી રાત સૂધી પ્રેમગોષ્ટી કરતાં બેસી રહ્યાં હતાં. તે રાતે બે નીચ માણસો લુલિયાને શા માટે લઈ જતા હશે, તે વિષે વિમલસિંહના મનમાં સંશય આવ્યો નહિ. તેણે વિચાર્યું કે, કદાચિત્ અજીતસિંહ અને અનિલસિંહના કોઇ સિપાહીઓએ તેને જોઇ

હશે અને તેનું અનુપમેમ લાવણ્ય જોઇ તેને ચોરી જવાને તેઓ તૈયાર થયા હશે. બાકી ખરી રીતે જોતાં અજીતસિંહ અને અનિલસિંહના સ્વભાવથી તે પરિચિત હતો. તેમના જેવા નિર્મળહૃદય વીર પુરુષો એક અનાથ બાળિકાને ઉપાડી જવાનું નીચ કામ કરે, એમ તેણે માન્યું નહિ.

લુલિયાને તેને ઘેર પહોંચાડયા પછી તે પાછો ફર્યો એટલામાં સામેથી એક સશસ્ત્ર રાજપૂત યોદ્ધો આવતો તેને દેખાયો. યોદ્ધાનો ચ્હેરો સ્વસ્થ અને ચિંતાથી ઘેરાયલો દેખાતો હતો. તે શું બોલ્યો તેની વિમલસિંહને ખબર પડી નહિ એટલે તે તેના ચ્હેરા તરફ ટગર ટગર જોઇ રહ્યો. રાજપૂત યોદ્ધો સહજ હસીને બોલ્યો:–" હું ધારૂં છું કે, આપનો પ્રેમવિલાસ થોડા દિવસ પછી શરૂ થવા દ્યો, તો વધારે સારૂં; કારણકે, હાલનો વખત જોઇએ તેટલી સુખ–શાંતિનો નથી ! "

વિમલસિંહ ખડખડ હસતાં બોલ્યો:–" બિરાદર ! ત્હારી પાસે મ્હારી એક પણ વાત શું હું ગુપ્ત રાખું છું ? તું ગમે તેમ કરે, પણ આવી સ્ત્રી મ્હેં પહેલાં કયારેય જોઇ નથી. બીજી કોઈ પર પ્રેમ કરવાનું મ્હને મન થતું નથી. "

" પ્રેમચર્ચા કરવાનો મ્હને હમણાં વખત નથી જીવ જવાનો પ્રસંગ નજીક આવી પહોંચ્યો છે. કારણ કે, એક બે દિવસમાં જ યુદ્ધની શરૂઆત થશે. "

" મ્હેં તો સાંભળ્યું છે કે, નરજહાન ખુદ બાદશાહને પોતાની સાથે લઇ અહીં આવેલી છે ! "

" આવવા દે. તેમાં આપણને ડરવાની કાંઇ જરૂર જ નથી. પરવેઝ હારતાં જ આપણો માર્ગ મોકળો થઇ જશે—"

" તેનો પરાભવ થાય એમ હું માની શકતો નથી. "

"તેને યુદ્ધમાં જય મળશે તો પણ મોતના પંઝામાંથી તે કાંઇ છુટવાનો નથી!"

વિમલસિંહ વિસ્મયથી પોતાના મિત્રના ચ્હેરા તરફ જોઇ રહ્યો. પછી મન્દસ્વરે બોલ્યો:—"ભીમસિંહ, આવી રીતે તેનું ખૂન થાય એવી મ્હારી ઇચ્છા નથી. માત્ર મ્હારા માટે—મ્હારા જેવા એક રંક મિત્ર માટે—તમે તમારા હાથ અઘોર પાતકથી કલંકિત કરો, એ હું પસંદ કરતો નથી."

ભીમસિંહ સહજ હસીને બોલ્યો:—"રાજપૂતો આવી રીતે ખૂન કરી પોતાના હાથ કલુષિત કરતા નથી. તેઓના તરફથી એમ થવાનો સંભવ પણ નથી!"

"તમે શું કહો છો, તે હું બરાબર સમજી શકતો નથી."

'પરવેઝ જો યુદ્ધમાં નહિ માર્યો જાય, તો પછી નૂરજહાન તેને જીવતો રહેવા દે તેમ નથી!"

વિમલસિંહ આશ્ચર્યથી ભીમસિંહના મ્હોડા તરફ એક ટસે જોઇ રહ્યો. આ અભુતપૂર્વ બાતમી સાંભળતાંજ તેના મ્હોડામાંથી એક પણ શબ્દ બ્હાર નીકળી શક્યો નહિ.

ભીમસિંહ પુનઃ બોલવા લાગ્યો:—"ગુપ્ત જાસૂસોદ્વારા મ્હને ખબર મળી છે કે, નૂરજહાન હાલમાં એક ભયંકર કારસ્થાન રચવામાં ગુંથાઇ ગઇ છે. પરવેઝ અને ખુર્રમનું અસ્તિત્વ નષ્ટ કરવા માટે તે પ્રયત્ન કરી રહી છે અને તે કામમાં જો તે નહિ ફાવે તો પછી ગુપ્ત રીતે તે બન્ને જણાનો વધ કરાવવાનો તેણે નિશ્ચય કર્યો છે."

આ ભયંકર બાતમી સાંભળતાંજ ચંદ્રિકાના વિમલ પ્રકાશમાં વિમલસિંહનો ચ્હેરો નિસ્તેજ બની ગયો. રૂદ્ધસ્વરે તે બોલ્યો:—"તે આમ શા માટે કરે છે?"

"શા માટે ? તું હજી સુધી સમજી શકતો નથી ? જો, નૂરજહાન તેના જમાઈ શહેરિયારને ગાદીએ બેસાડવાની ઇચ્છા ધરાવે છે. તે એવી તો પાખંડી સ્ત્રી છે કે, આ દુનિયામાં કાંઈ અસાધ્ય છે, એમ તો તે માનતીજ નથી !"

વિમલસિંહ કાંઈ બોલ્યો નહિ. બન્ને જણા ગુપચુપ સિંહદ્વાર પાસે આવી પહોંચ્યા. એટલામાં અચાનક એક ભયંકર આર્ત્તસ્વર તેઓના સાંભળવામાં આવ્યો. બન્ને વીરો આશ્ચર્યમુગ્ધ બની જઇ સાશંકવૃત્તિથી આસપાસ જોવા લાગ્યા. અરૂણોદયનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં, તો પણ ચંદ્રનો પ્રકાશ જોઇએ તેટલો હજી સુધી ઓછો થયો નહોતો. જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી બધું સ્પષ્ટ દેખાતું; પરન્તુ તેમને કાંઈ દેખાયું નહિ.

સાંભળવામાં આવેલી કિકિઆરી ચારે બાજુએ પ્રતિધ્વનિત થઇ હવામાં મળી ગઇ. પુનઃ સર્વત્ર શાંતિ પ્રસરી રહી. આખું શહેર નિસ્તબ્ધ બની ગયું.

વિમલસિંહ ભીમસિંહના મ્હોડા તરફ જોઇ બોલ્યો:—"આ શાનો અવાજ આવ્યો ?"

"કાંઇ સમજાતું નથી, પણ આ કિકિયારી કિલ્લાની બહારથી આવી હોવી જોઇએ, એમ હું ધારૂં છું."

વિમલસિંહનું હૃદય લુલિયા માટે તલપાપડ થવા લાગ્યું. કોઇ બદમાશે તો તેને પુનઃ પકડી નહિ હોય ? નહિ, તેમ હોય તો તે બૂમ તેના ઘર તરફથી આવી હોત; પરન્તુ આ તો કિલ્લાની બહારથી આવી ! ત્યારે કોણે આવી રીતે કિકિઆરી પાડી હશે? એ વિષે તે પોતે કોઇ જાતના નિર્ણયપર આવી શક્યો નહિ એટલે તેણે ભી-

મસિંહને પૂછ્યું:—" ભીમસિંહ, એક પછી એક નવાં સંકટો ઉપસ્થિત થયાજ કરે છે! આનો ઉદ્દેશ શો હોવો જોઇએ?"

ભીમસિંહે કહ્યું:—" બાદશાહને નહિ પૂછતાં સંશયિત બની જઈ નૂરજહાને પોતાનો તંબૂ શહેરની નજીકમાંજ ઠોકાવ્યો છે. ગઇ કાલે હું બાદશાહની છાવણીમાં જઈ આવ્યો—"

" શું કહો છો? તમને કોઇ ઓળખી ગયું હોત તો—"

" તેઓમાં ઓળખવાની તાકાત જ ક્યાં હતી! યઃકશ્ચિત્ સિપાહીથી લઇને ઠેઠ બાદશાહ સૂધી દરેક જણ વિલાસમગ્ન નિમગ્ન બની ગયેલ છે. દરેક જણ પોતાની સાથે આઠ—દશ નર્તકીઓનો તાયફો લઇને આવેલ છે. ગાનતાન અને સુરાપાનમાં તેઓ એટલા તો લુબ્ધ બની ગયા છે કે કોણ આવે છે અને કોણ જાય છે, તેની કોઇને ખબર પડતી નથી. તેમાં મ્હેં તો વળી મારવાડી રાજપૂતનો પોષાક પહેર્યો હતો અને બનાવટી દાઢી લગાડી હતી—"

તેનું વાક્ય સંપૂર્ણ થાય તે પહેલાંજ વિમલસિંહ એકદમ બોલી ઉઠયો:—" જુઓ, જુઓ; ચારે બાજુએ ધૂળ ઉડી રહી છે!"

ભીમસિંહ એક પડી ગયેલા ઘરની દિવાલ ઉપર ચ્હડયો અને આસપાસ નજર કરી તે બરાબર જોવા લાગ્યો. આસ્તે આસ્તે તેનો ચ્હેરો ગંભીર થવા લાગ્યો. તે બોલ્યો:—" મ્હને લાગે છે કે, અસંખ્ય ઘોડેસવારો શહેરને ઘેરો ઘાલવા માટે આ તરફ આવે છે! પણ આ સૈન્ય કોનું હોવું જોઇએ? આપણું તો નહિ હોય?"

વિમલસિંહ વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલ્યો:—" ભીમસિંહ, ભલે બીજા બધા નાચ—ગાયન અને સુરાપાનમાં લુબ્ધ બની જઈ અયશઆરામમાં પડી રહે; પરન્તુ નૂરજહાનનું કાંઇ કહી શકાય નહિ. તે સ્વસ્થ બેસી રહે તેવી નથી. રાતોરાત તેણે શહેરને ઘેરો ઘાલવાનું

કામ પૂર્ણ કર્યું હોવું જોઇએ. આપણે— ”

એટલું બોલતાં જ વિમલસિંહ એકદમ કૂદકો મારી ભીમસિંહની પાસેથી દૂર ખસી ગયો. કારણ કે, નજીકના એક છાપરા પરથી ઘસડાતી ઘસડાતી એક વાંદરી તેના પગ આગળ આવીને પડી હતી. પ્રભાતના પહોરમાં વાંદરીનું કાળું મ્હોડું જોઇ બન્ને જણાને ઘણું જ ખરાબ લાગ્યું! વિસ્મયથી તેઓ તેના તરફ જોવા લાગ્યા. વાંદરીએ પોતાના જાતિસ્વભાવાનુસાર દાંત કચકચાવ્યા અને લાંબો હાથ કરી કહ્યું:—“ પત્ર છે! ”

વાંદરીના મ્હોડામાંથી મનુષ્યવાચા સાંભળી બન્ને જણા આશ્ચર્ય ચકિત બની જઇ સ્તંભિત થઇ તેના તરફ ટગર ટગર જોતા ઉભા રહ્યા. તેઓના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. થોડા વખત પછી વાંદરી પોતાના પગપર ઉભી થઇ અને તેણે કાખમાંથી એક પત્ર બહાર કહાડ્યો. ભીમસિંહે વિસ્મિત બની પૂછ્યું:—“ તું કોણ છે? ”

વાંદરીએ જવાબ આપ્યો:—“ મ્હારૂં નામ દુલાલી છે! ”

બન્ને જણા અજાયબ પામી એક સ્વરે બોલી ઉઠયા:—“ કોણ દુલાલી? આવા વેષમાં તું અહીં શા માટે આવી છે? ”

જુલેખાંની વિશ્વાસુ ગુપ્તદૂતી દુલાલી હસતાં હસતાં બોલી:— “ રાજપૂત કુમાર! વધારે બોલવાનો હમણાં વખત નથી. બાદશાહના સૈન્યે આખા શહેરને ઘેરી લીધું છે અર્થાત્ અહીંથી કોઇથી પણ બહાર જઈ શકાય એમ નથી! ”

વિમલસિંહ સાશંકવૃત્તિએ ભીમસિંહના તરફ જોવા લાગ્યો. ભીમસિંહે પત્ર ઉઘાડીને વાંચ્યો અને પછી વિમલસિંહના હાથમાં મૂક્યો. પત્રમાં નીચે પ્રમાણે મજકૂર હતો:—

" મરિયમ બીબીના મહેલમાં ચાલો—હું બાદશાહની છાવણીમાં છું."

ભીમસિંહ મન્દસ્વરે દુલાલીને ઉદ્દેશી બોલ્યો:—" આ પત્ર કોણે આપ્યો ?"

દુલાલીએ તેના કાનમાં બે શબ્દો કહ્યા. તરત જ ભીમસિંહ વિમલસિંહ તરફ ફરીને બોલ્યો:—" ચાલો. અહીં એક ક્ષણનો પણ વિલંબ કરવાની જરૂર નથી. મરિયમમહેલમાં જઇને છુપાઇ જાઓ."

" અને તમે ?"

" મ્હારો ઘોડો બહાર ચરે છે, તે થોડા વખતમાં જ મ્હને મારવાડી સેનાની છાવણીમાં પહોંચાડી દેશે."

" તમે ભયમાં આવી પડશો તો ?"

" રાજપૂતો ભયને ગણકારતા નથી. માત્ર એક ક્ષણ પણ તમે અહીં ખોટી થતા નહિ."

" નહિ, હું તેમ થવા દેનાર નથી. તમોને સંકટમાં નાખી મ્હારે સુરક્ષિત રહેવું નથી."

ભીમસિંહ નાઇલાજ બન્યો. તે ગુસ્સાથી બોલી ઉઠયો:—"ચાલો. જલ્દી કરો. હજી સુધી મ્હારૂં કહ્યું માનતા નથી ? એક પળ વાર સુધી અહીં રોકાશો તો સંકટમાં ફસાઈ જશો."

વિમલસિંહ બે પગલાં આગળ વધી ઉભો રહ્યો તેણે કહ્યું:— પ્રાણેશ્વરી લુલિયાનું સંરક્ષણ કરવાની જરૂર છે. તમે તે માટે બંદોબસ્ત કર્યો છે ?"

ભીમસિંહ ઉત્તર આપે તે પહેલાં જ વાંદરરૂપી દુલાલી બોલી ઉઠી:—" ડરવાની કાંઈ જરૂર જ નથી. તેને માટે હું જોખમદાર છું."

વિમલસિંહ તેના મ્હોડા તરફ જોઈ રહ્યો. તે જોઈ ભીમસિંહે કહ્યું:—" મ્હારા મિત્રો તેનું રક્ષણ કરશે, તે વિષે ખાત્રી રાખજો.

માત્ર તમે જ જેમ બને તેમ જલ્દી સુરક્ષિત જગાએ પહોંચી જાઓ. તમે જો સપડાઈ જશો, તો પછી બધું કારસ્થાન બગડી જશે."

દુલાલી તેને વિનવતાં બોલી:—"રાજકુમાર! તમે ત્યારે ચાલ્યા જાઓ. લુલિયા માટે આપણાં ઘણાં માણસો પ્રાણ આપવાને તૈયાર છે. હું પણ અહીં જ છું. હું એક છાપરાપરથી બીજા છાપરાપર છલંગો મારી તેઓને આનંદ પમાડીશ. મોગલો જો અંદર આવશે તો મ્હારી વાનરચેષ્ટાઓ તેઓને પુરેપૂરી સતાવશે. વધારે શું કહું? તેઓ થરથર કંપવા લાગશે. થોડા વખત પહેલાં મ્હેં એક કિકિયારી પાડી હતી તેની તમને ખબર નથી?"

વિમલસિંહે કહ્યું:—"શું તે કિકિયારી જ પાડી હતી?"

"હા, જો મ્હેં તેમ કર્યું ન હોત તો બદમાશ ગૌહરજાને મ્હને ક્યારનીયે ઓળખી કહાડી હોત!"

બન્ને જણા એકદમ બોલી ઉઠયા:—"ગૌહરજાન? તે કોણ છે?"

"નૂરજહાનની તે ગુપ્તદૂતી છે!"

"અહીં ક્યારે આવી?"

"હમણાં જ તે મ્હને મળી. અને જો મ્હેં તેવી રીતે બૂમ પાડી ન હોત તો તેના હાથમાં હું પકડાઇ જાત!"

"હમણાં તે ક્યાં ગઇ છે?"

"સલાબતખાનને ત્યાં."

"હવે કોઈ ઉપાય?"

"ઉપાયમાં તે અને હું! જોઇ લઉં છું કે તે મ્હને કેવી રીતે જીતી જાય છે!"

એટલામાં મોગલ સૈન્ય નજીક આવી પહોંચ્યું. તેઓએ મ્હોટેથી કરેલો જયધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. હવે નકામો વાતચિતમાં વખત ગુમાવવો ગ્યોગ્ય નહિ જણાવાથી ભીમસિંહે વિમલસિંહને મરિયમ મહેલમાં જવાની આજ્ઞા કરી અને પોતે બીજી જ પળે ત્યાંથી દોડતો દોડતો કિલ્લાની બહારના જંગલ તરફ જવા લાગ્યો. કારણ કે, તેનો ઘોડો અને છદ્મવેષ ત્યાં તૈય ા હતો.

વિમલસિંહ પ્રણ ત્યાં રોકાયો નહિ. તરત જ તે નિર્જન શહેરના ખંડિયેરમાં અદશ્ય થઇ ગયો. દુલાલી દીર્ઘ નિઃશ્વાસ મૂકતી અસ્વસ્થ ચિત્તે ત્યાં જ ઉભી રહી. વિમલસિંહ માટે તેનું અંતઃકરણ દ્રવ્યા કરતું હતું. તેને સુખ થાય તે માટે અહોનિશ તે પ્રયત્નો કર્યા કરતી હતી. વિમલસિંહ આ વાત જાણતો નહોતો. તેનું ધ્યાન તો ગુલિયામાં લાગેલું હોવાથી બીજી બાબતોમાં મન ઘાલવાનો તેનો વખત જ નહોતો આવતો. સૈન્યનો કોલાહલ લગભગ સિંહદ્વાર પાસે સાંભળવામાં આવતાં જ તે પણ અચાનક અદશ્ય થઈ ગઇ.

## પ્રકરણ ૬ ઠું.

### વાંદરી !

સૂર્યોદય થવા પહેલાં જ મોગલ સૈનિકોએ ફતેહપુર સિક્રીને ઘેરો ઘાલી દીધો. સેનાપતિએ પોતાનો તંબૂ સિંહદ્વાર પાસેજ ઠોકાવ્યો. અર્થાત્, તેના હુકમ સિવાય શહેરમાં કોઇ પણ જઇ આવી શકે એમ નહોતું. નૂરજહાને પણ તેને કડક હુકમો ફરમાવ્યા હતા.

તંબૂઓ ઠોકી છાવણીની વ્યવસ્થા કરતાં ઘણો દિવસ ચ્હડી ગયો. સૂર્યના કિરણોથી ત્યાંની પ્રચંડ મસજીદોના સ્વર્ણકળસો વિશેષ તેજઃ-પુંજ દેખાવા લાગ્યા. મસજીદનો મૌલવી ઉચ્ચસ્વરે નમાજ પઢતો હતો અને તેનો ધીરગંભીર સ્વર પવનમાં મળી જઇ તરંગિત બની ઘણે દૂર સુધી પ્રતિધ્વનિત થતો હતો. મોગલ સૈનિકોએ આ વિશ્વ-વિખ્યાત મસજીદમાં નમાજ પઢવા માટે સેનાપતિ પાસે વિનંતિ કરી; પરન્તુ તેણે તેમ કરવા પરવાનગી આપી નહિ. તેણે કહ્યું:—"તેવો હુકમ નથી!" અર્થાત્ મોગમ સૈનિકોને જમીન પર જ નમાજ પઢવી પડી.

સેનાપતિ તંબૂના દરવાજા પાસે બેઠો હતો. તેણે એક સિપા-ઈને સલાબતખાનને બોલાવી લાવવા માટે મોકલ્યો હતો. વૃદ્ધ ઉમ-રાવ સન્દેહ પહોંચતાં જ લાકડીના ટેકે આસ્તે આસ્તે ચાલતો સેના-પતિની સામે આવીને ઉભો રહ્યો. ખાનની સુફેદ દાઢી અને ગંભીર ભાવ જોઈને સેનાપતિએ તેને પોતાની નજીકમાં બેસવાનું કહ્યું. ઋષિતુલ્ય સંસારવિરાગી સલાબતખાનને બધા ઓળખતા હતા. તેનું નામ સર્વત્ર પ્રસિદ્ધ હતું. તેની સત્યધર્મનિષ્ઠાને લીધે લોકો તેના તરફ ભક્તિભાવ ધરાવતા હતા. અર્થાત્ તે કોઇ પણ જાતના કારસ્તાનમાં પોતાનો હાથ ઘાલે એમ કોઇના સ્વપ્નમાં પણ ખિયાલ નહોતો. ઘણા દિવસો થયા મોગલ દરબારના વિલાસોપભોગનો ત્યાગ કરી એક ધર્મનિષ્ઠ ફકીરની માફક તે આ જનશૂન્ય શહેરમાં આવીને રહ્યો હતો. તે લોકોની સાથે કોઇ દિવસ ભેળાતો નહિ અને વસ્તી હોય ત્યાં જતો નહિ. કોઈ પણ જાતના સાંસારિક વિષ-યોમાં તે આસક્ત નહોતો; પરન્તુ લોકો એટલું તો ખાત્રીથી માનતા હતા કે, જો સલાબતખાન જેવા વિલક્ષણ બુદ્ધિમાન્ પુરૂષે મનમાં

ધાર્યું હોત તો અધિકારનું ઉચ્ચપદ સહજ વારમાં મેળવ્યું હોત !

મોગલ સેનાપતિ આ બધું જાણતો હતો અને તેટલા માટે જ નૂરજહાને સલાબતખાન તરફ સંશય દર્શાવ્યો, એ જોઈ તે આશ્ચર્ય પામ્યો હતો. પરન્તુ બેગમસાહેબાનો હુકમ કોણ અમાન્ય કરી શકે એમ હતું ? તેને તે હુકમ ગુપચુપ પાળવો પડયો. સમ્રાજ્ઞી નૂરજહાનના હુકમને અમાન્ય કરે એવો વીર પુરુષ તે વખતે ભારતવર્ષમાં એક પણ નહોતો. મોગલ સેનાપતિએ વૃદ્ધ ઉમરાવને ઘણાજ સંમાનપૂર્વક પોતાની પાસે બેસાડી કુશળ સમાચાર પૂછ્યા. ત્યાર પછી તેણે કહ્યું:—ખાનસાહેબ ! આપને થોડીક તસ્દી આપવી પડી છે, માટે ક્ષમા કરશો. જેવો બાદશાહનો હુકમ હોય તે પ્રમાણે વર્તવું, એ અમારી ફરજ છે, એ વિષે આપને કાંઇ વધારે કહેવાની જરૂર નથી."

સલાબતખાને પણ તેટલાજ નમ્ર સ્વરે કહ્યું:—" સેનાપતિ સાહેબ ! બાદશાહે આ શહેરની નજીકમાંજ છાવણી નાખી છે, એવી મ્હને કાલે રાત્રેજ ખબર પડી. તેમને સલામ ભરવા માટે આજે હું જનાર છું. આપનો શો હુકમ છે ? આ શહેરનાં અહોભાગ્ય સમજવાં જોઇએ કે, આટલા દિવસ પછી પણ તેમને આ શહેરની યાદ થઇ ! તેઓ અહીં આવશે કે કેમ ? "

" તેવી રીતનો તેમને કોઇ હુકમ મળ્યો નથી. "

" ત્યારે આપ અહીં—"

" આ પરિત્યક્ત શહેરને ઘેરવાનો અમને હુકમ થયો છે. બાદશાહની અનુમતિ સિવાય કોઇથી બહાર જઇ શકાય તેમ નથી, અને આવી શકાય તેમ પણ નથી."

" કેમ ? આ શહેરમાં તો હું અને મોલવી સિવાય બીજું કોઇ નથી—"

" આપ મનમાં કાંઇ લાવતા નહિ. અમને જેમ હુકમ થયો છે, તેમ અમારે કરવુંજ જોઇએ."

" શું મૌલવી સાહેબ પણ બહાર નહિ જઈ શકે !"

" નહિ, કોઇ નહિ."

" કેમ ? ગુલામપર આટલી બધી અવકૃપા થવાનું કારણ ?"

" તે વિષે હું શું કહી શકું ? બાદશાહના ફરમાન મુજબ હું તમને એક બે પ્રશ્ન પૂછી શકું એમ છું."

વૃદ્ધ ઉમરાવે પોતાના બન્ને હાથ માથાપર મૂકતાં કહ્યું:– " બાદશાહની આજ્ઞા મ્હને માન્ય છે; કારણ કે, અમે તો તેમના ગુલામના પણ ગુલામ છીએ."

સેનાપતિ થોડો વખત વિચાર કર્યા પછી બોલ્યો:–" વૃદ્ધ મૌલવી સિવાય આ શહેરમાં બીજું કોઈ રહે છે કે ?"

" હા, મ્હારો નોકર મહમદજાન અને દાસી હમિદા."

સેનાપતિ અત્યંત તીક્ષ્ણ નજરે સલાબતખાન તરફ જોઇ રહ્યો. પછી ગંભીરપણે તે બોલ્યો:–" આપ પ્રતિજ્ઞાપૂર્વક કહી શકો છો કે તેઓ સિવાય અહીં બીજું કોઇ રહેતું નથી ?"

" ઘણાં વર્ષો થયાં હું આ શહેરમાં રહું છું; પ્રરન્તુ ક્યારેય મ્હેં બીજો એક પણ માણસ જોયો નથી."

" ઉમરાવ સાહેબ ! બરાબર વિચાર કરી જવાબ આપજો. આપ જરા પણ ખોટી બાતમી આપશો તો સંકટમાં આવી પડશો એ વાત ધ્યાનમાં રાખજો."

વૃદ્ધ ઉમરાવનો ચ્હેરો ગુસ્સાથી લાલ બની ગયો. તેણે તીવ્ર સ્વરે જવાબ આપ્યો:–" વૃદ્ધ સલાબતખાન કદાપિ ખોટું બોલે નહિ એવી બાદશાહને ખબર છે, એમ હું ધારૂં છું."

સેનાપતિ સહજ હાસ્ય કરીને બોલ્યોઃ—“ આપના ઘરમાં બીજું કોઈ છે, એવા પૂરાવાઓ મ્હને મળી ગયા છે ! ”

વૃદ્ધ ઉમરાવે લાકડી પછાડી જોરથી કહ્યુંઃ—“ તદ્દન ખોટી વાત.”

સેનાપતિ પુનઃ સહજ હસીને બોલ્યોઃ—“ ખરૂં યા ખોટું લાંબો વખત છુપાઇ નહિ રહે. ગમે તે હોય તમારા ગરમાં નોકરો સિવાય બીજું કોઈ—તમારી પુત્રી યા પૌત્રી—કોઈ નથી, એમજ આપ કહો છો ને ?”

ખાને દૃઢસ્વરે ઉત્તર આપ્યોઃ—“ હા, હું કહું છું તેજ ખરૂં છે.”

“ ત્યારે તે છોકરી આપની કોઇ જાતની સગી થતી નથી, એમજ આપ કહો છો ને ? હમિદા અથવા મહમદજાનની તે સગી છે ?”

“ સેનાપતિ સાહેબ ! મ્હારી અથવા મ્હારા નોકરોની કોઇ જાતના સગપણવાળી છોકરી મ્હારા ઘરમાં નથી. કદાચિત હોય, તો હું જાણ્યા સિવાય કેમ રહું ? ”

“ ત્યારે પછી આપ વિષે કાંઇજ કબૂલ કરતા નથી ? ”

“ શું કબૂલ કરૂં ? હોય તો કબૂલ કરૂંને ? ”

“ દાસી અને નોકર સિવાય બીજું કોઇ ઘરમાં નથી ? ”

“ નહિ, નહિ, તમને સત્તર વખત કહ્યું કે, હોય તો હું છુપાવી શા માટે રાખું ? ”

“ તે વિષે હું વધારે કાંઇ ન જાણું. મ્હને તો શહેર તપાસવાનો હુકમ થયો છે. કોઇ પણ છુપાઈ રહ્યું છે કે નહિ, તેનો તરતજ ખુલાસો થઈ જશે. ”

મોગલ સેનાપતિ થોડો વખત સ્તબ્ધ બેસી રહ્યો અને પછી બોલ્યોઃ—“ ત્યારે આપ નિશ્ચયપૂર્વક કહો છો કે, શાહજાદો ખુર્રમ અહીં છુપાઈ રહ્યો નથી ? ”

સલાબતખાને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી આશ્ચર્ય પામી કહ્યું:-
" કોણ, શાહજાદા ખુર્રમ ! શાહજાદા અહીં છુપાઈ રહ્યો છે ? "

" હા, મ્હને તેવી બાતમી મળી છે. "

" અસંભવનીય ! હું તો તે જાણુતા નથી. "

સેનાપતિ મન્દ હાસ્ય કરી બોલ્યોઃ—" આપ બધું જાણો છો અને આપને ખબર છે, છતાં ખરેખરૂં કહી શકતા નથી ! "

વૃદ્ધ ઉમરાવે ક્રોધથી થરથર કંપતાં કહ્યું:—" સેનાપતિ ! શું મ્હારી વૃદ્ધાવસ્થામાં મ્હારૂં અપમાન કરવાનો તમને બાદશાહે હુકમ આપ્યો છે ? "

" નહિ, આપનું અપમાન કરવાનો મ્હારો હેતુ નથી, કિંવા બાદશાહનો તેવો હુકમ પણ નથી, તો પણ જો આપ તે છોકરી માટે અને શાહજાદા માટે કોઇ જાતનો સ્પષ્ટ ખુલાસો નહિ કરો, તો આપને બાદશાહની પાસે મોકલી દેવાનો હુકમ થયો છે. "

" બાદશાહની આજ્ઞા મ્હને માન્ય છે. હમણાંજ ઘેર જઇ પોષાક વગેરે પહેરી, બાદશાહની નહેનાતમાં હું હાજર થાઉં છું. "

" ખાનસાહેબ ! આપને હું ઘેર જવા દઇ શકું તેમ નથી ! "

" ત્યારે શું તમે મ્હને કેદ કરો છો ? "

" હા. બાદશાહનો તેવો હુકમ છે. હું શું કરૂં ? મ્હારા તરફથી કાંઇ ભૂલ થતી હોય તો મ્હને ક્ષમા કરજો. "

સલાબતખાનનો ચ્હેરો એક પળવાર સુધી સાશંક બની ગયો. પછી તરતજ આત્મસંયમન કરી શાંત સ્વરે કહ્યું:-" બાદશાહનો હુકમ હું માન્ય કરૂં છું. તે વિષે હું મ્હારે ઘેર સમાચાર કહેવડાવી શકું એમ છું ? કારણ કે ત્યાં બધો સામાન અવ્યવસ્થિત રીતે પડેલો છે. "

" ઉમરાવ સાહેબ! આપનો નોકર મહમદ અને હમિદા—બન્ને જણાં સમ્રાટ્ વિરૂદ્ધ કારસ્થાન કરવાવાળી મંડળીમાં સામેલ છે, તેથી તેમનો અપરાધ આપના કરતાં પણ વિશેષ ભયંકર છે અને તેને લીધેજ તેઓ બન્નેને આપનાથી પહેલાં પકડવામાં આવ્યાં છે."

" શું હમિદા અને મહમદજાનને પકડવામાં આવ્યાં છે? સમ્રાટ્ વિરૂદ્ધ કોણ કારસ્થાન કરે છે? તમારા બોલવાનો અર્થ તો હું કાંઈ સમજી શકતો નથી."

" માફ કરો સાહેબ! વધારે ખુલાસો કરવાનો મ્હને હુકમ નથી."

" મ્હારા નોકરોને કયાં મોકલવામાં આવ્યા છે, તેનો ખુલાસો તમે કરી શકશો?"

" હા, આટલા વખતમાં તેઓને કયારનાયે કેદ કરેલા હોવા જોઇએ, અને ત્યાર પછી તેમને વધસ્થાનપર લઇ જવામાં આવશે."

એકાએક આવી ભયંકર બાતમી સાંભળવાને લીધે વૃદ્ધ સલ્લાબતખાન સ્તંભિત બની ગયો. તેનું મગજ ભમવા લાગ્યું. અનેક જાતના વિચારો તથા ચિંતાથી તેનું હૃદય ધડકવા લાગ્યું. તેણે જાણ્યું કે, કુશાગ્રબુદ્ધિ મોગલ સેનાપતિ પોતાના તરફ ઘણીજ તીક્ષ્ણદૃષ્ટિએ નીરખીને જુએ છે, જેથી પોતાના ચ્હેરાને શાંત અને ગંભીર રાખવાની જરૂર છે; નહિ તો તેના મનમાં કોઇ જૂદી જાતનો જ સંશય આવી જશે. એમ વિચાર કરી ખરા વિચારતરંગો જે તેના ચ્હેરાપર દૃષ્ટિગોચર થતા તેને દુર્દમનીય સાહસથી ખસેડી—આત્મસંયમ કરી—મન્દ સ્વરે પૂછયું:—" તેઓના ઉપર કોઇ જાતનો અપરાધ સાબિત કર્યો છે?"

" હા."

"કોણે કર્યો ?"

"ગૌહરજાને"

"કોણ—ગૌહરજાન ? હમણાં એક માણસ મ્હને મળવાને આવ્યો હતો તે તો નહિ ?"

"ઉમરાવ સાહેબ ! આ બધી બાબતોનો હું સવિસ્તરપણે ખુલાસો કરી શકું એવી સ્થિતિમાં નથી. અત્યાર સુધી હું આપની પાસે જે કાંઇ બોલ્યો હોઉં, તે આપની યોગ્યતા જોઇનેજ બોલ્યો છું, એમ માની લેજો."

"ત્યારે તો મ્હારાપર પણ અપરાધ સાબિત કરવામાં આવ્યો હશે ! મ્હને પણ વધસ્થાને લઇ જવાનો હશે કેમ ?"

"તે વિષે હું ખાત્રીપૂર્વક કાંઇ કહી શકતો નથી. માત્ર મ્હને તો આપને બાદશાહ પાસે મોકલી દેવાનોજ હુકમ ફરમાવવામાં આવ્યો છે."

"બાદશાહે આટલો બધો જલ્દી આવો અવિચાર કરવો જોઇતો નહોતો—"

સલામતખાન આગળ બોલવા જાય છે, એટલામાં ચારે બાજુથી સિપાહીઓની બૂમના અવાજો સાંભળવામાં આવ્યા. તે મ્હોટેથી "વાંદરી—વાંદરી ! કેવી ભયંકર વાંદરી !" એવી રીતે બૂમો પાડી મેદાન ગજાવી મૂકતા હતા.

વાંચકો, આ વાંદરી બીજી કોઇ નહિ, પણ આપણી પૂર્વપરિચિતા દુલાલીજ હતી. તેના પરાક્રમનું વર્ણન અમે હવે પછીના પ્રકરણમાં કરીશું; કારણ કે, તે વાત કાંઇ થોડામાંજ પતે એમ નથી !

# પ્રકરણ ૭ મું.

## અનુસંધાન.

સલાબતખાન પોતાનું વાકય પૂરું કરે તે પહેલાં જ એક જુની ઈંટનો ટુકડો કયાંઇથી આવ્યો અને સેનાપતિના જડબામાં વાગ્યો. સૈનાપતિએ 'તૌબા–તૌબા' કરી પોતાના બન્ને હાથથી મ્હોડું દબાવી દીધું. તેની નસકોરી ફૂટી ગઈ અને તેમાંથી રક્તપ્રવાહ જોરથી વહેવા લાગ્યો. ઈંટોની વૃષ્ટિ હજી સુધી બંધ થઇ નહોતી. બધા નિરખીને જોયું તો નજીકમાં આવેલાં એક ખંડિયેર થઇ ગયેલા ઘરના છાપરાપરથી એક વાંદરી ઈંટો અને પથ્થરોનો એક સરખો વરસાદ વરસાવતી હતી. તરત જ "વાંદરી–વાંદરી!" એમ બૂમ મારી દરેક જણ તેને પકડવા માટે દોડયા; પરન્તુ વાંદરી વિકટ હાસ્ય કરી–દાંત કચકચાવી એક પછી એક છાપરાં ઓળંગી કયાંય અદ્રશ્ય થઇ ગઇ! સેનાપતિનો ચ્હેરો, થયેલા અપમાનથી લાલ લાલ બની ગયો. મુઠીઓ વાળી તેણે જોરથી કહ્યું:—"જાઓ, ગમે તેમ કરી તે વાંદરીને મ્હારી પાસે હમણાં ને હમણાં લઈ આવો."

હુકમ થતાં જ વીસ પચીસ સિપાહીઓ હાથમાં બંદુકો અને તલવારો લઇ વાંદરીપર ચ્હડાઇ કરવાને ઉપડયા.

ત્યાર પછી સેનાપતિએ બીજા સિપાહીઓને હુકમ કરતાં કહ્યું:–"આ બુઢ્ઢાને બાદશાહની છાવણીમાં લઇ જાઓ."

ખાને આસ્તે આસ્તે ઉભા થઇ ગંભીરતાથી કહ્યું:—"હું પોતે આવવાને તૈયાર છું, મ્હને બાંધીને લઇ જશો નહિ. સેનાપતિ સાહેબ,

મ્હારી આપને એક અરજ છે. મ્હારા મૃત્યુ પહેલાં મ્હારા નોકરને અને દાસીને હું એક વખત જોઇ શકીશ ? ”

સેનાપતિને વાંદરીના મારથી ઘણો જ ક્રોધ ચ્હડયો હતો. તેણે ગુસ્સાના આવેશમાં જ કહ્યું:—“ નહિ, તેમ કરવાનો હુકમ નથી. ”

સલાબતખાને વધારે કાંઇ નહિ બોલતાં સૈનિકોની પછવાડે ચાલવા માંડયું.

મોગલોના રાજત્વ કાળમાં કોઇના પ્રાણ સુરક્ષિત નહોતા. મૃત્યુ કયારે આવશે, તેની કોઇને ખબર નહોતી. ન્યાય—ફેંસલો—વગેરે કાંઇ માનવામાં આવતું નહોતું. પ્રાણદંડની શિક્ષા શા માટે કરવામાં આવી તેનો જવાબ મોગલ સરકાર કયારેય આપતી નહિ. ‘ પકડો—મારો અને ફેંકી દો ’ એવો જ જ્યાં ત્યાં વહેવાર ચાલતો હતો. અર્થાત્ સલાબતખાન આ બધું જાણતો હોવાથી, તેમજ અચાનક આવી પડેલા સંકટથી સહજ ગભરાય તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. તો પણ મનમાં એક પ્રકારની નિશ્ચિંતતા રાખી તેઓ સૈનિકોની પછવાડે ચાલવા લાગ્યો. મહમદજાન અને હમિદા કયાં છે, તેમજ તેમની કેવી સ્થિતિ થઇ છે તેની તેને બિલકુલ ખબર નહોતી.

સલાબતખાનના જવા પછી સેનાપતિએ સભા બરખાસ્ત કરી અને સૈનિકોને ઉદ્દેશીને કહ્યું:—“ તમે દસ દસ માણસની એક એક ટોળી બની આખા શહેરનો ખૂણે ખૂણો તપાસો અને જે કોઇ મળે તેને પકડી મ્હારી પાસે લઇ આવો. ”

લશ્કરીઓ સેનાપતિની આજ્ઞા માથે ચ્હડાવી ત્યાંથી ચાલ્યા ગયા. થોડા વખતમાં વીસ પચ્ચીસ માણસની ટોળી જે વાંદરીને શોધવા માટે ગઇ હતી તે પાછી આવી અને તેણે કહ્યું:—“ હુજૂર, ઘણી તપાસ કરવા છતાં તે વાંદરી કયાંય દૃષ્ટિએ પડતી નથી. ”

સેનાપતિએ પગ પછાડી ક્રોધયુક્ત સ્વરે કહ્યું:—" ત્યારે ક્યાં આકાશમાં ઉડી ગઈ ? જાઓ, ગમે તેમ કરી તેને શોધીને ઠાર કરો અને શહેરની બહાર પણ લશ્કરમાં ઢંઢેરો પીટાવો કે, જો કોઇ વાંદરી મળે તો તેને મારી નાખ્યા વિના કોઇએ છોડવી નહિ ! "

બધા સૈનિકો એક બીજાના મ્હોડા સ્હામે જોવા લાગ્યા. તે જોઇ સેનાપતિનો ક્રોધ હદ ફૂદાવી ગયો. તે મ્હોટેથી બૂમ પાડી બોલી ઉઠ્યો:—" શું થયું છે ? બોલો તો ખરા ? તમારા મ્હોડામાં મગ ભર્યા છે કે ? "

કેટલાક વખત પછી એક જણે માથું ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું:—" હુજૂર, આજ સુધીમાં અમે જે ભૂતની વાતો સાંભળી છે, તે કાંઇ ખોટી નથી. "

સેનાપતિએ કપાળે કરચલીઓ પાડતાં કહ્યું:—" એટલે ? ત્હેં શું જોયું ? બોલ, જલ્દી ખુલાસો કર. "

" હુજૂર, અમે વાંદરીને મારવા જતા હતા, પણ પાસે જઇને જોઈએ છીએ તો તે વાંદરી જ નહોતી ! "

સેનાપતિ તિરસ્કારપૂર્ણ હાસ્ય કરતાં બોલ્યો:—" વાંદરી નહોતી ? ત્યારે કોણ હતું ? "

" હુજૂર, આપે આ બનાવ પ્રત્યક્ષ જોયો હોત, તો મ્હારૂં બોલવું આટલું બધું હાસ્યકારક જણાયું ન હોત જોઇએ તો આ બધાને પૂછી જૂઓ ! "

" પણ થયું શું તે તો કહે ? "

" તે વાંદરીને અમે એક છાપરા ઉપર જ જોઇ. તરત જ અમે બધા તેની પાસે જઇ પહોંચ્યા; પરન્તુ ત્યાં પહોંચીએ એટલામાં તો તે તેર ચૌદ વરસની છોકરી બની ગઇ ! "

" વાહ ! ત્યારે તમે તેને પકડીને અહીં કેમ નહિ લાવ્યા ? "

" અમારામાંથી દસ બાર જણા તેને પકડવાને છાપરા ઉપર ચ્હડયા અને બાકીના બધા તે ઘરની આસપાસ પહેરો ભરતા ઉભા રહ્યા. પણ—"

" પણ–બણ કાંઇ નહિ. તું ખુલાસો કરને ? "

" હુજૂર, એકાએક તે ત્યાંથી અદશ્ય થઈ ગઈ ! "

સેનાપતિ બન્ને હાથ ચોળતો અને હોઠ પીસતો બોલ્યોઃ— " તમે બધા ગધાડા જેવા જ રહ્યા. આ શહેરમાં અનેક ગુપ્તગૃહો અને ચોર રસ્તાઓ છે, માટે જાઓ, બરાબર શોધ કરી તેને પકડી લાવો. મૌલવી સાહેબને મળીને હું પણ તે કામમાં મંડુ છું. વળી બહાર હુકમ ફરમાવો કે, આ શહેરમાંથી કોઇ ન્હાસી જવાનો પ્રયત્ન કરે તો તેને પકડીને તરત જ મ્હારી પાસે લઇ આવે. ચાલો, જલ્દી કરો. "

દરેક સૈનિકના મનમાં એવો વિશ્વાસ બેસી ગયો હતો, કે પોતે જે જોયું તે ભૂત સિવાય બીજું કાંઈ નહોતું ! વાંદરી એકાએક માણુસ કેમ થઇ શકે ? અને કદાચિત્ તેમ બને તો પણ એકાએક અદશ્ય કેમ થઇ જાય ? આવી શંકાઓ તેઓના મનમાં ઉદ્ભવવા લાગી હતી. સૈનિકોએ પહેલેથી જ અનેક પ્રકારની પિશાચલીલાઓ સાંભળેલી હોવાથી ફત્તેહપૂર સિક્રીમાં આવવાને માટે તેઓ ડરતા હતા. તેમાંય વળી હવે તો તેઓએ પ્રત્યક્ષપ્રમાણ જોયેલું હોવાથી તેઓનાં ગાત્ર ઠરી ગયાં હતાં ! છતાં પણ તે દિવસનો વખત હોવાથી તેઓનો વધારે ભય જણાયો નહિ, અને જણાયો હોય તો પણ હુકમની વિરૂદ્ધ ચાલી શકાય એમ ક્યાં હતું ? અર્થાત્ તેઓ ન્હાની ન્હાની ટોળીઓમાં વહેંચાઇ જઇ શહેરમાં ચાલ્યા ગયા.

મોગલ સેનાપતિ મૌલવીની મુલાકાત લેવાને માટે સલીમ ફકીરના કબરસ્થાન તરફ વળ્યો. જતાં જતાં તે મનમાં બોલવા લાગ્યો;—
"આજકાલ લાંબો વિચાર કરી જોયા કરૂં છું તો આ મૌલવીની પ્રતિષ્ઠા દિવસે દિવસે વધતી જાય છે. ખુદ બાદશાહ ધર્મનો માલિક બની જો સ્વધર્મરક્ષણ કરતો નથી.–ખુલ્લી રીતે ઇસ્લામ ધર્મપર લત્તાપ્રહાર કરે છે–દિવસમાં પાંચ વખત નમાજ પઢવી જોઇએ તેને બદલે એક વખત પણ નમાજ પઢતો નથી. તો પછી ધાર્મિક લોકો મૌલવીના શરણમાં જાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? અને આ મૌલવીનું અભિમાન વધવાનું કારણ પણ તે જ છે! હું અહીં આવ્યો છું, તેની તેને ખબર હોવા છતાં તે મ્હારી મુલાકાતે આવ્યો નથી!! અહા! કેટલો બધો ગર્વ!! બાદશાહને આ બધી વાત કહીએ છીએ તો તે વાત ઉડાડીને કહે છે કે, 'સબૂર કરો, તમે તેને કાંઈ પણ બોલતા નહિ. આપણા બધાને માટે તેણે દેવસેવા સ્વીકારી છે, એટલે તેને થોડાક અધિકાર ભોગવવાની છૂટ આપવાની જરૂર છે.' વાહ! કેવા સુંદર વિચારો!! ખરો મુસલમાન બાદશાહ ન જન્મે ત્યારે જ આમ થાય ને?"

એટલામાં તેના કાને એકાએક ક્યાંયથી અવાજ આવ્યો:–"તેમ થયું એટલે રાજ્યની ઇતિશ્રી થઇ એમજ સમજવું જોઇએ."

અચાનક હૃદયમાં બાણ વાગીને જેવી સ્થિતિ માણસની થાય, તેવી સ્થિતિ ઉપરોક્ત વાક્ય સાંભળ્યા પછી સેનાપતિની થઇ. સર્પની માફક તેણે પાછા વળીને જોયું તો આસપાસ કોઇ દૃષ્ટિએ પડ્યું નહિ. માત્ર લાંબે ચાલી જતા સૈનિકોનો સ્પષ્ટ સ્વર જ તેના સાંભળવામાં આવતો હતો.

મોગલ સેનાપતિ ચકિત બની જઈ સ્વગત બોલવા લાગ્યો:— "મ્હારી તો ભૂલ થઇ નહિ હોય ? નહિ નહિ, મ્હેં બરાબર સાંભળ્યું છે. કોઇ મ્હને સંભળાવવાને માટે જ બોલ્યું હોવું જોઇએ. હું ભૂલતો નથી. વળી એમ પણ જણાય છે કે, તે બોલનાર કોઇ સ્ત્રી હોવી જોઇએ. ખરેખર, અહીં કોઈ પણ માણસ છે, એમાં લેશ માત્ર પણ સંશય લાવવા જેવું નથી. વૃદ્ધ સલાબતખાન તદ્દન ખોટું બોલ્યો છે. ગમે તે હોય, હવે તે મ્હારા હાથમાંથી છૂટી શકે એમ નથી. જરૂર પડશે તો આજ શહેરને તોડી ફોડી નાખીશ અને છુપાઇ રહેલું હશે, તેને પકડયા વિના રહીશ નહિ."

સેનાપતિએ આમ વિચાર કરતાં કરતાં ઘણે દૂર સુધી નજર ફેંકી જોઇ, પણ તેના જોવામાં કાંઈ આવ્યું નહિ. પછી તે આગળ વધતાં બોલવા લાગ્યો:—"અહીં કોઇના પણ જીવનનો એક ક્ષણ વારને માટે ભરોંસો રાખી શકાય એમ નથી. કયાંથી કોણ શસ્ત્ર ચલાવી ઘાત કરશે એ કહી શકાય એમ નથી."

આવી રીતે ઘણી જાતના વિચારો કરતો કરતો તે સલીમના સમાધિ-મંદિર પાસે આવી પહોંચ્યો. જુએ છે તો ત્યાં કોઇ નહોતું. તેણે પાછળના ભાગમાં જોયું તો એક ન્હાની ઓરડીમાં સર્વાંગ વસ્ત્રાચ્છાદિત એક વ્યક્તિ સૂઈ રહેલી હતી. સેનાપતિએ તે વ્યક્તિને પ્રશ્ન કર્યો:—"તું કોણ છે ? મૌલવી સાહેબ કયાં છે ?"

પ્રશ્ન સાંભળતાં જ સૂતેલી વ્યક્તિએ ધ્રૂજતા હાથે મ્હોડાપરનું કપડું દૂર કર્યું. તેની લાંબી સફેદ દાઢી જોઇ સેનાપતિએ વિચાર્યું કે, આજ મૌલવી સાહેબ હોવા જોઇએ. સેનાપતિએ નજીકમાં જઇને જોયું તો ઠંડીથી તે કંપતા હતા. તેમને જ્વર આવી ગયો હતો !

મૌલવી સાહેબે ધીમા અવાજે કહ્યું:—"આવો, મ્હને સખ્ત તાવ આવ્યો છે.!"

" તેમજ દેખાય છે. આપ અહીં એકલા જ હો એમ જણાય છે. આપની સેવા સુશ્રુષા કોણ કરે છે ? "

" ભાઇ, હું તો ફકીર માણસ છું. અલ્લામિયાં સિવાય મ્હારૂં બીજું કોણ હોઇ શકે ? "

" હું ધારૂં છું કે, તમે સાંભળ્યું હશે કે બાદશાહનો હુકમ થવાથી સૈન્ય લઇને હું અહીં આવ્યો છું. "

" હા, બેસો, નીચે બેસો. "

" આપ કહો તો આપની સેવામાં એક બે માણસ મોકલાવી આપું ! "

" નહિ, મ્હારા માટે આટલો બધો શ્રમ લેવાની જરૂર નથી. મ્હારૂં કોઇ નથી. અલ્લા છે એટલે બસ. જીવીને મ્હારે શું કરવાનું છે ?"

" ત્યારે હું આપને વધારે તસ્દી આપતો નથી. મ્હારે માત્ર એક બે પ્રશ્ન પૂછવા છે. "

" પૂછો, આપને શું પૂછવું છે ? "

" અહીં કોઇ છુપાઇ રહ્યું છે ? "

" નહિ તેમ હોય તો મ્હને ખબર પડયા વિના રહે નહિ ! "

" વૃદ્ધ સખાબતખાન, તેની દાસી અને નોકર સિવાય અહીં બીજું કોઇ નથી ? "

" હું છું ને ? "

" તમારા સિવાય ? "

" બીજું કોઇ નહિ. "

" આ શહેર વિષે સાંભળવામાં આવતી પિશાચલીલાઓ શું ખરી છે ? "

" નહિ; તદ્દન ખોટી વાત છે. "

" વારૂ, હવે આપ ઓઢીને સુઇ જાઓ. આપને વધારે તસ્દી આપી માટે માફ કરજો. "

એટલું કહી સેનાપતિ ત્યાંથી બહાર પડ્યો અને રસ્તે ચાલતાં ચાલતાં વિચારવા લાગ્યો:–"શું આ મુસલમાન ફકીર પણ ખોટું બોલતો હશે ? નહિ, એ બિચારાને તે વિષેની ખબર જ નહિ પડી હોય. આવી બાતમીઓ કાઢવાની અને ખબર રાખવાની તેને શી જરૂર ? છટ્, ક્યાંય પત્તો લાગતો નથી અને કાર્ય તો ઉલટું વધારે ગુંચવાડાભર્યું થતું જાય છે ! ગમે તે હોય, અહીં કોઈ છુપાઇ રહ્યું હશે, તે તો પકડાયા સિવાય રહેશે જ નહિ. પણ–પણ–આ શું ? યા અલ્લા ! આ શું ?—"

આમ કહી મોગલ સેનાપતિ મહમદ તકી કૂદકો મારી ભયથી થરથર કંપવા લાગ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### ભૂત કે માણસ ?

---

સેનાપતિને આવી રીતે ભયથી કૂદકો મારી થરથર કંપવાનું એક કારણ હતું. તેને જણાયું કે, એક ભયંકર કાળસર્પ ફુંફાડા મારતો તેને ડસવાને આવે છે. તેના શરીરમાંથી પસીનાની ધારાઓ છૂટવા લાગી. ચ્હેરો ફિક્કોફચ્ચ પડી ગયો. શ્વાસપ્રશ્વાસ જોરથી ચાલવા લાગ્યો મરણને કાંઠે આવી પહોંચેલા માણસની જેવી સ્થિતિ થાય, તેવી તેની સ્થિતિ થઇ ગઇ.

એક કૂદકામાં તે દશ હાથ દૂર જઇને પડ્યો હતો. તેણે ગભરાઇ જઇ નિમિષ માત્રમાં મિયાનમાંથી તલવાર બહાર કહાડી; પરન્તુ

સાપ ક્યાં હતો ? ચારે બાજૂએ તે જોવા લાગ્યો, પણ સાપનું ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. નજીકના એકાદ ખંડિયેરમાં તો તે છુપાઈ ગયો નહિ હોય ? તે સ્વગત બોલવા લાગ્યો:-'આ ખંડિયેર જેવા શહેરમાં સાપ હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? ન હોય તો જ આશ્ચર્યકારક ગણાય!" એમ વિચાર કરી જે દિશાએથી સૈનિકોનો કોલાહલ આવતો હતો, તે દિશાએ તે ત્વરિતગતિથી ચાલવા લાગ્યો. બે ચાર પગલાં આગળ ચાલ્યા પછી, તેણે પાછા ફરીને જોયું; પરન્તુ તેના જોવામાં કાંઇ આવ્યું નહિ. પુનઃ તે પહેલાં કરતાં વિશેષ ત્વરાથી ચાલવા લાગ્યો. તેને એવો ભાસ થતો હતો કે, પછવાડે કોઇ પડયું છે અને તે તેનાપર પૂર્ણ નજર રાખે છે. એક બે વખત તો કોઇનાં પગલાંનો અવાજ તેણે સાંભળ્યો; પરન્તુ ચારે બાજૂએ નિરખીને જોયા પછી તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો:- "શહેર ખંડિયેર જેવું હોવાથી મ્હારા જ શબ્દનો પ્રતિધ્વનિ તો નહિ થતો હોય ?"

થોડેક દૂર જવા પછી તેને પુનઃ ઉભા રહેવું પડયું. નજીકના એક ખંડિયેરમાંથી સતારના મધુર તારોનો ઝણઝણાટ આવતો હતો. મહમદ તકી સહજ હસીને બોલ્યો:-"આ શહેરમાં માણસ નથી, એમ કોણ કહી શકે તેમ છે ? આ માણસને તો હું જરૂર પકડી શકીશ. હું અહીં આવ્યો છું, એની તેને ખબર હોય એમ જણાતું નથી. તે તો તેના તાલમાં જ મશગુલ હોય એમ જણાય છે!!"

ખંડિયેરનું બારણું ભાંગેલી સ્થિતિમાં જમીન ઉપર પડેલું હતું. સેનાપતિ સાહેબ સશસ્ત્ર બની ઘરમાં દાખલ થયા. જ્યાં ત્યાં વેંત વેંત સુધી ધૂળ ચઢેલી હતી અને તેથી એ ખંડિયેરમાં કોઇ રહેતું હશે એવો સંશય પણ આવી શકે તેમ નહોતું. મહમદ તકી આશ્ચર્યથી બોલી

ઉઠયોઃ—"આવા ખંડિયેર જેવા ઘરમાં કોણ સતાર વગાડતું હતું ? અરે ! પણ આ તો હવે બાજૂના ઘરમાંથી સાંભળવામાં આવે છે !"

સેનાપતિએ એ ઘરમાં પ્રવેશ કર્યો; પણ ત્યાં કાંઇ જોવામાં આવ્યું નહિ. તે ઘર પણ ઘણાં વર્ષોની ધૂળથી ભરેલું હતું. મહમદ વિસ્મિત બની બોલવા લાગ્યોઃ—"ત્યારે સતારનો અવાજ કયાંથી આવે છે ? હા, હવે તો આગળના ઓટલાપરથી અવાજ આવે છે. મ્હારી જ ભૂલ થઇ !"

પહેલાં તે ઓટલાપરથી જ પછવાડેના બારણે ગયો હતો; પરન્તુ ઓટલાપર જ સતાર વાગે છે, એમ તેને જણાતાં તે પુનઃ ત્યાં આવ્યો, પણ ત્યાં કાંઇ જોવામાં આવ્યું નહિ. પાછો ફરીથી તે પછવાડેના બારણે ગયો, પણ બધું શૂન્યવત હતું ! આશ્ચર્યની વાત તો એ હતી કે, સતારનો અવાજ સ્પષ્ટ આવતો હતો તથાપિ આખું ઘર ફરવા છતાં એક પણ માણસ દૃષ્ટિએ પડતો નહોતો !

મહમદ તકી કાંઇ એટલો બધો બ્હીકણ નહોતો તો પણ અત્યારના અદ્‌ભુત બનાવથી તે વિસ્મિત—ભયભીત અને સ્તંભિત બની ઉભો રહ્યો અને અસ્પષ્ટ સ્વરે બોલવા લાગ્યોઃ—"ખરેખર, અહીંની પિશાચલીલાની જે જે વાતો થાય છે, તે ખોટી હોવી જોઇએ નહિ !"

બીજીજ પળે તે "યા અલ્લા ! યા અલ્લા !" એમ બૂમ મારતો એકદમ દોડીને ઘરની બહાર નીકળ્યો. અચાનક તેની પછવાડે એક જંગલી ગધેડાએ ભૂંકવા માંડયું હતું ! મહમદની જગ્યાએ અત્યારે કોઇ બીજો માણસ હોત તો કયારનોય મુર્છિત બની ગયો હોત. મહમદ બહાર નીકળી છલંગો મારતો મારતો દોડવા લાગ્યો. બે ચાર છલંગો મારી તે આગળ ગયો એટલામાં ગધેડાનો સ્વર બંધ થયો અને

સુંદર રમણીઓના મધુર હાસ્યનો ધ્વનિ પ્રતિધ્વનિત થવા લાગ્યો. આંગણામાં ઉભો રહી તે આ બધું સાંભળવા લાગ્યો, પણ તેનાથી વધારે વાર ઉભા રહી શકાયું નહિ. એક સપાટામાં તે રસ્તાપર આવી પહોંચ્યો. તેની પછવાડે હસતું હસતું અને તાળીઓ વગાડતું કોઇ આવતું હોય એમ તેને જણાયું. પાછા ફરીને જોવાની હિમ્મત તેને થઇ નહિ. દોડતો દોડતો તે પોતાના સૈન્યમાં જઇ પહોંચ્યો ! સેનાપતિની આવી ગભરામણ જોતાં જ દરેક સિપાહી આશ્ચર્યથી તેના મ્હોડા તરફ જોવા લાગ્યો. મહમદ પોતાના બ્હીકણપણાને લીધે શરમાવા લાગ્યો. ઘણા લાંબા વખતે શ્રમપૂર્વક આત્મસંયમન કરી તે બોલ્યોઃ–"આ રસ્તેથી એક માણસને તમે દોડી જતાં જોયો ?"

સૈનિકો એક બીજાના મ્હોડા તરફ જોતા બોલ્યાઃ–"નહિ હુજૂર ! આ રસ્તેથી કોઇ ગયું નથી !

"ત્યારે મ્હારી જ જોવામાં ભૂલ થઇ હશે ! ચાલો, આપણે શહેરની એકે એક ઇમારત તપાસીએ. તમે અત્યાર સુધીમા કાંઇ જ જોયું નથી !"

"બધી ઇમારતો ખાલી છે. મનુષ્યની વસ્તીનું નામોનિશાન પણ નથી. જ્યાં ત્યાં ધૂળોના ડુંગર થઇ રહેલા છે. અહીં કોઇ રહેતું હોય, એમ અમને તો જણાતું નથી !"

"ઠીક છે. ચાલો, ત્યારે આપણે બીજી ઇમારતો અને રાજવાડો તપાસીએ."

એમ કહી મહમદ તકી આગળ ચાલવા લાગ્યો. તેણે જે જોયું હતું અને સાંભળ્યું હતું, તે સૈનિકોને નહિ કહેવાનો તેણે નિશ્ચય કર્યો. જેમણે પહેલાંથી જ પિશાચલીલાની વાતો સાંભળી છે તેઓને પોતાની વાત કહેવાથી તેઓ ગર્ભગળિત થશે અને તેઓને અહીં

સંભાળવા દુઃસાધ્ય થઈ પડશે તેમજ બાદશાહ આગળ પોતાની પણ હાંસી થશે એમ વિચાર કરી તે એક પણ શબ્દ નહિ બોલતાં આગળ વધ્યો અને બોલ્યો:—"ચાલો, આપણે પહેલાં સલાબતખાનનું ઘર તપાસીએ."

સેનાપતિના હુકમ મુજબ બધા તૈયાર થઇ તેની પછવાડે ચાલવા લાગ્યા. વૃદ્ધ સલાબતખાનના ઘરનું બારણું ઉઘાડું જ હતું. મહમદજાન અને હમિદાને એકાએક પકડીને લઇ જવામાં આવેલાં હોવાથી તેઓથી બારણું બંધ કરી શકાયું નહોતું, તો પછી બીજી બધી ચીજોની તો કયાંથી વ્યવસ્થા થઇ શકી હોય! માત્ર હુકકાની ચલમમાં સળગતા તમાકુના ધુમાડાથી આખું ઘર સુગંધમય બની ગયું હતું. !

સેનાપતિએ એકેએક દિવાનખાનું તથા ઓરડીઓ ઘણી જ બારીકીથી તપાસી જોઇ—ભીંતોમાં ગુપ્તદ્વારો છે કે નહિ તેવો સંશય લાવી દિવાલો ઠોકી જોઇ; પરન્તુ તેની બધી મહેનત વૃથા ગઇ. આગળના ઓટલાપરથી તે ઠેઠ પછવાડે આવેલા રસોઇખાના સુધી તેણે ખૂણે ખૂણો તપાસી જોયો. પેટીઓ તેમજ કબાટો ફોડી નાખ્યાં: પણ તેને કોઇ જાતનો પત્તો લાગ્યો નહિ. આખરે તે કંટાળીને બડબડવા લાગ્યો:—"બેગમસાહેબાને કોઇએ થાપ આપી હોવી જોઇએ. કારણ કે, અહીં જો કોઇ છોકરી રહેતી હોત તો તેનું એકાદ કપડું લત્તું કિંવા દાગીનો તો મ્હારા જોવામાં આવ્યો હોત! પરન્તુ અહીં તો તેવાં કશાં ચિહ્નો જણાતાં નથી! વળી અજાયબ જેવું તો એ છે કે, આટલી બધી પેટીઓ તથા કબાટો ફોડી નાખી તપાસી જોયાં પરન્તુ તેમાંથી એક પાઇનો પણ માલ નીકળ્યો નહિ! ત્યારે તેનો નિર્વાહ કેવી રીતે ચાલતો હશે?"

એકાએક તેને ગૌહરજાનની યાદ થઈ આવી. તરત જ તે પોતાના સૈનિકો તરફ વળીને બોલ્યો:—"ગૌહરજાન નામની કોઈ સ્ત્રી તમને અહીં મળી હતી?"

"નહિ હુજૂર ! અત્યાર સૂધીમાં અમારી સાથે આ શહેરમાં એક પણ માણસની મુલાકાત થઇ નથી."

"ચાલો, હવે આપણે બીજું ઘર તપાસી જોઇએ."

એમ કહી મહમદ તકી વૃદ્ધ સલામતખાનના ઘરમાંથી બહાર નીકળ્યો. આ વખતે સૂર્યનારાયણ બરાબર મધ્યાકાશમાં તપતા હતા. સેનાપતિનો આગળ વધવાનો વિચાર સાંભળીને એક સિપાહી બોલ્યોઃ– "હુજૂર ! બહુ મોડું થઇ ગયું છે–"

મહમદ તકી તેને બોલતો અટકાવી વચમાં જ ગુસ્સાથી બોલી ઉઠ્યોઃ–"નહિ, આખું શહેર શોધ્યા સિવાય મ્હારા મનને નિરાંત વળે એમ નથી. ખાવા–પીવાની વાત પછી. હમણાં તો જે કામમાં લાગ્યા છીએ, તેજ કામ પૂર્ણ કરવું જોઇએ."

ગરીબ બિચારા સિપાહીઓ ! ભૂખથી તરફડતા તેની પછવાડે ચાલવા લાગ્યા. આ વખતે જૂદી જૂદી ટોળીઓના માણસો સેનાપતિ પાસે આવવા લાગ્યા અને પોતપોતાની બાતમી આપવા લાગ્યા. પરન્તુ અજાયબી જેવું તો એ હતું કે, દરેકની હકીકત એક સરખી મળતી આવતી હતી ! "કોઇ પણ સ્થળે કાંઇ જોવામાં આવ્યું નહિ. ઘણાંખરાં ઘરો પડી ગયેલાં છે અને તેમાં હજારો મણ ધૂળ ભરેલી હોવાથી ઘણાં વર્ષ થયાં અહીં કોઇ રહેતું હોવું ન જોઇએ એમ જણાય છે" વગેરે.

ઉપરોક્ત હકીકત સેનાપતિએ મૂંગે મ્હોડે સાંભળી લીધી. તે બિલકુલ બોલ્યો નહિ. પછી તે દરેક ઘર શોધવા લાગ્યો. સૈનિકો પણ તેની પછવાડે પછવાડે તે કરે તેમ કરવા લાગ્યા. આટલી બધી બારીક તપાસ કરવા છતાં એક પક્ષી પણ તેમની દૃષ્ટિએ પડયું નહિ. પાણીના અભાવે પરિત્યક્ત શહેરમાં જનાવરો જ રહી શકતાં નહોતાં તો પછી માણસો તો કયાંથી જ હોય ?!

મહંમદ મનમાં ને મનમાં આશ્ચર્યચકિત બની જતો હતો. સૈનિકો ભયથી ડરી ગયા હતા તેથી પોતાના મનનો ભાવ ખુલ્લી રીતે દર્શાવતા નહોતા. મરિયમ બેગમના મહેલ પાસે આવતાં જ સેનાપતિ બોલ્યો:—" જુઓ, માત્ર આ મહેલ જ બંધ કરેલો જણાય છે. મુખ્ય દરવાજો બંધ છે એટલે આપણે તે તોડીને અંદર જવું પડશે. ચાલો, તેને તોડી નાખો. "

આ વખતે લગભગ સો–સવાસો માણસો તેની પાસે હતા. સેનાપતિનો હુકમ થતાં જ તેઓએ દરવાજાને તોડી–ફોડીને દૂર ફેંકી દીધો. અંદરનો બાગ ભયંકર ઘીચ ઝાડી જેવો બની ગયો હતો. સેનાપતિને બાગમાં દાખલ થયેલો જોઇ સિપાહીઓ પણ તેની પછવાડે દાખલ થયા આ વખતે એક મહા ભયંકર અને વિચિત્ર બનાવ બન્યો ! દરેક સિપાહી ભયથી કંપતા એક બીજાના મ્હોડા તરફ જોવા લાગ્યા. અચાનક કોઇ મરી ગયું હોય અને તેનાં આપ્તજનો રડારોળ કરી મૂકે તેવા અવાજોથી આખો મહેલ ગાજી ઉઠયો. પુરૂષો અને સ્ત્રીઓ પુષ્કળ રડતાં હોય એમ સૈનિકોને જણાયું. મહમદ તકી મહેલનાં બારણાં પાસેં આવી પહોંચ્યો. બારણાંને એક મજબૂત તાળું વાસેલું હતું; છતાં અંદર માણસની વસ્તી હોય એમ જણાતું હતું ! તે લોકો કયાંથી આવ્યાં હોવાં જોઇએ ? અચાનક કોણ મરી ગયું હશે ? એવા વિચારમાં તે ગોથાં ખાવા લાગ્યો. આસ્તે આસ્તે રડારોળનો અવાજ નીચેથી પહેલે માળ સુધી જઇ પહોંચ્યો. અસંખ્ય સ્ત્રીઓ છાતી કૂટી ' હાય ! હાય !! ' કરી રડતી હતી. સેનાપતિ દિંગ્મૂઢ બની જઈ સ્તંભિત થઈ થોડો વખત વિચાર કરતો ઉભો રહ્યો. પછી સૈનિકોને ઉદ્દેશીને બોલ્યો:–" અરે ! જોઇ શું રહ્યા છો ? દરેક જણ અંદર જાઓ અને કોણ મરી ગયું છે, તેની તપાસ કરો. "

સૈનિકોએ એક પગલું પણ આગળ ભર્યું નહિ. તેઓ એકબી-જાના મ્હોડા તરફ જોવા લાગ્યા. તે જોઈ સેનાપતિનો મિજાજ ફરી ગયો. તે ગુસ્સાથી બોલી ઉઠયો:—"નીચ ગધેડાઓ ! આવા નાર્મદ ક્યાંથી સાથે આવ્યા છે ! ! એમ કહીને પોતે આગળ વધવા લાગ્યો. ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે એક બારીને લાત મારી. તરત જ તે ભાંગી પડી. બારીના ભાંગવા સાથે જ રડારોળનો અવાજ પણ બંધ થયો. સેનાપતિએ મહેલમાં દાખલ થઇને જોયું તો કોઇનો શ્વાસપ્રશ્વાસ પણ સાંભળવામાં આવતો નહોતો ! તેના લોહીનું પાણી બની ગયું. મહા મહેનતે તેણે પોતાના સૈનિકોને હાંક મારી અંદર બોલાવ્યા. તેમના ચ્હેરા પણ કોઇને અંદર નહિ જોતાં સફેદ પુણી જેવા બની ગયા ! બધા સૈનિકો પાષાણપ્રતિમાની માફક જડવત્ બની ઉભા રહ્યા. એટલામાં ચારે બાજૂથી એક પ્રકારના વિકટ હાસ્યનો ધ્વનિ થવા લાગ્યો. હજારો લોક એક સ્થળે બેસી હસતા હોય, એમ જ-ણાવા લાગ્યું ભયથી કંપતો એક સિપાહી બોલી ઉઠયો:—"સેનાપતિ સાહેબ ! જોઇએ તો અમને આ શહેરમાંથી બહાર લઈ જઇ ફાંસીએ લટકાવી દ્યો; પરન્તુ અમારાથી અહીં તો રહી શકાશે નહિ !" એમ કહી "યા અલ્લા—તૌબા—તૌબા" એમ બૂમો મારતા બધા સિપા-હીઓ બહાર નીકળી પડયા. શૌર્યવાન્ મહમદ તકી પણ જ્ઞાનશૂન્ય બની આ વખતે તેઓની પછવાડે દોડવા લાગ્યો; કારણ કે પછવાડે જોવાની કોઇનામાં હિમ્મત નહોતી. બધા છાવણી તરફ દોડતા જતા હતા. હજારો પિશાચો તેમની પછવાડે ઉભાં હોય એમ તેમને જણાતું હતું ! અર્થાત્ પછવાડે જોવાથી ભૂતના પંઝામાં સપડાઇ જઇશું એમ માની કોઇએ પણ પછવાડે જોવાની હિમ્મત કરી નહિ ! !



# પ્રકરણ ૯ મું.

## બાદશાહી હુકમ.

મરિયમ બેગમના મહેલવાળી હકીકત આખા લશ્કરમાં ફેલાતાં વાર લાગી નહિ. એક મ્હોડેથી બીજે મ્હોડે એમ મીઠું મરચું ભભરાવી વાતનો રસ નવલકથાની માફક શ્રાવણીય બની ગયો. ખુદ સેનાપતિ સાહેબ જ ન્હાસી આવ્યા, તો પછી બીજાની શી ગતિ! બાદશાહના હાથે શિરચ્છેદ થાય તો ઉત્તમ; પરન્તુ ભૂતના હાથે મરવું તે દોજખમાં જવા બરાબર છે એમ તેઓ માનતા હતા. એક એક સિપાહી ભૂત–પિશાચની વાતોમાં જ મશગુલ બની ગયો હતો. કોઇ કોઇ તો કહેતા હતા, કે અમે પોતે ભૂત જોયેલું છે! અર્થાત્ એકકે માણસ શહેરમાં રહેવાને માટે કબૂલ થતો નહોતો. મરવું પડે તો હરકત નહિ, પણ આ શહેરમાં બિલકુલ રહેવું નહિ એમ દરેક જણે પ્રતિજ્ઞા કરી હતી. આખા સૈન્યમાં તે વિષેની જ ચર્ચા થતી હતી. ધોળે દહાડે જો આવા ચમત્કારો બને છે, તો પછી રાતે કેવા ભયંકર બનાવો બનતા હશે તેની કલ્પનાથી જ દરેકનાં અંતઃકરણ થરથર કંપતાં હતાં!!

સેનાપતિ મહમદ થોડો વખત વિશ્રાંતિ લેવા માટે પોતાના તંબૂમાં જઇને એક ખાટલા ઉપર પડયો. તે કોઇની સાથે બોલ્યો નહિ. કારણ કે, પોતાના હાથ નીચેના માણસો સમક્ષ હાસ્યાસ્પદ વર્તન કરવાથી તે પોતાના ઉપર જ વધારે ગુસ્સે બની ગયો હતો! પરન્તુ તેમાં કોઇનો શો ઉપાય? નિર્જન ગૃહમાં સતારવાદન અને નિર્જન

પ્રદેશમાં હજારો લોકોના રડવાનો તથા હસવાનો અવાજ સાંભળ્યા પછી—તે મનુષ્યશક્તિની બહારની વાત છે એમ માની તે પિશાચલીલા જ હોવી જોઇએ, એમ તેની ખાત્રી થઇ ગઇ હતી. ખાટલાપર પડયો પડયો તે વિચાર કરતો હતો કેઃ—"આ ભૂતચેષ્ટા રાત દિવસ અહીં ચાલૂ રહે છે, છતાં મૌલવી તથા સલાબતખાને તે વાતનો કેમ ઇનકાર કર્યો હશે ? તેઓનો છળ આ દુષ્ટ પ્રેતાત્માઓએ કોઇ દિવસ નહિ કર્યો હોય કે ? બાદશાહનાં માણસો તરફ જ તેઓની કેમ આટલી બધી ખફા મરજી છે ? બાદશાહને આ વાતના માહિતગાર કરૂં તો હસવા લાગશે અને ઉલટા મ્હને જ મૂર્ખ અને બીકણ કહેશે ! બેગમ-સાહેબા પણ મ્હને પોતાનો વિશ્વાસુ માણસ સમજે છે. મ્હારૂં નામર્દ-પણું જોઇ તેઓ મ્હારા તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોશે અને કદા-ચિત્ તેમના ક્રોધાગ્નિમાં પ્રાણનું બળિદાન પણ—" આટલો વિચાર મનમાં આવતાં જ મહમદ તકીનું અંતઃકરણ ભયથી ધડકવા લાગ્યું; એટલામાં એક પહેરેગીર તેના તંબૂમાં દાખલ થયો અને સલામ ભરી તેણે કહ્યું—"બહાર બીજા વિભાગના સેનાપતિ સાહેબ આવ્યા છે અને આપને મળવા ઇચ્છે છે."

મહમદ તકીએ કહ્યુંઃ—"તેમને અંદર બોલાવી લાવ." પછી તે મનમાં બોલવા લાગ્યો—"આ બાબતમાં તેમનો મત લઇ લેવાની જરૂર છે; કારણ કે આ વાત કોઇ પણ રીતે ગુપ્ત રહી શકે એમ નથી !"

ત્રણ ચાર વિશ્વાસુ અને ચતુર સૈનિકોને સેનાપતિ પદ આપી શ-હેરની ચારે બાજૂનો રક્ષણનો ભાર તેમને માથે નાખવામાં આવ્યો હતો. હુકમ મુજબ તેઓએ પોતપોતાનું સૈન્ય લઇ ચારે બાજુએ તં-બૂઓ ઠોકયા હતા. મહમદ તકીની મુલાકાતે હમણાં જે સેનાપતિ આવ્યા હતા, તે બીજા વિભાગના લશ્કરના સેનાપતિ હતા. સૈનિકોની

ગડબડ સાંભળી તેઓ મુખ્ય સેનાપતિને મળવા માટે આવ્યા હતા. હજી સુધી તેઓ પણ અન્ન ભેગા નહોતા થયા !

ભૂતની વાત સિવાય તેઓને બીજું કાંઇ સૂઝતું નહોતું–તેઓની ભૂખ તરસ પણ મરી ગઇ હતી !

મુખ્ય સેનાપતિએ બધાને આદરપૂર્વક બેસવાનું કહ્યું અને પછી પૂછ્યું:–" કેમ, કાંઇ નવીન બાતમી મળી છે ?"

" નાહિ, શહેરની ચારે બાજૂએ કડક પહેરા રાખવામાં આવ્યો છે. શહેરમાંથી કોઇ બહાર આવતું નથી, તેમ કોઇ અંદર પણ જતું નથી!"

" તો પછી અહીં આવા કવખતે શા માટે આવ્યા છો ?"

" હુજૂર ! સૈનિકો મારફત જે ભયંકર બાતમીઓ પ્રસરી રહી છે, તેથી એક પણ સિપાહી અહીં રહેવાને કબૂલ થતો નથી."

"કેમ ?"

" ભૂતના ડરથી આપ પણ—"

" હા, હું ડરી ગયો એમ કહેતો નથી; પણ આશ્ચર્યચકિત બની ગયો છું. ઘણો વિચાર કરી જોયો પણ હું કોઇ જાતના નિર્ણયપર આવી શકયો નથી."

પછી સેનાપતિએ પોતે જે કાંઇ જોયું હતું તેનું સવિસ્તર વર્ણન કરતાં કહ્યું:—" ધોળે દહાડે બનેલા બનાવમાં હું ભૂલતો હોઉં, એમ કેમ કહી શકાય ?"

" ઘણી આશ્ચર્યકારક વાત છે એમાં કોઇ જાતનો સંશય નથી. એક વાર અમારી પણ એ મહેલ જોવાની ઇચ્છા છે."

" તમે ત્યાં સહજ જઇ શકશો. જુઓ, તે મહેલનું નામ ' મરિયમ મહેલ છે. "

"એકાએક અમે તે મહેલને ઓળખી શકીશું નહિ." એમ કહી તેઓ બીજા સિપાહીઓને હાંક મારી બોલાવવા જતા હતા એટલામાં મહમદ તકીએ જ ઉઠીને ઉભા થઈ કહ્યું:—" ચાલો, હું જ તમોને તે મહેલ બતાવવા આવું છું."

પાંચે જણા પાછા ફરીથી તે શહેરમાં દાખલ થયા—સૂર્યના પ્રખર તાપમાં તેઓનાં શરીર પસીનાથી ભીંજાઇ ગયાં. ક્યાંયથી એક પણ શબ્દ સાંભળવામાં આવતો નહોતો. છાવણીમાંના સૈનિકોનો કોલાહલ શાંત થઇ ગયો હતો, કારણ કે, તેઓ ભયભીત થયેલા હોવાથી પરસ્પરમાં ઘણી જ આસ્તે વાતચિત કરતા હતા. મ્હોટેથી બોલવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી. યુદ્ધભૂમિપર જેઓના દિલમાં એક તલ માત્ર જેટલો ભય જણાતો નહિ, તેવા વીર પુરૂષો આજે ભૂતની વાત સાંભળતાં જ ભયથી થરથર કંપતા હતા !

રસ્તે ચાલતાં ચાલતાં મહમદ તકી બોલવા લાગ્યો:—" આખા શહેરના એકેએક ઘેર હું રખડયો—ખૂણેખૂણો જોયો—ગુપ્ત રસ્તાઓ તપાસ્યા છતાં મનુષ્ય વસ્તીનું એક પણ ચિહ્ન મ્હારા જોવામાં આવ્યું નહિ ! વળી જે અપૂર્વ બનાવ બન્યો છે તેથી તો રહી રહીને મ્હારા મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે !"

બીજા સેનાપતિએ કહ્યું:—" હા, અજાયબ થવા જેવી તો વાત છે ખરી !"

થોડા વખતમાં જ તેઓ મરિયમ મહેલ પાસે આવી પહોંચ્યા; તોડવામાં આવેલું બારણું એમનું એમ ઉઘાડું પડયું હતું. બારણા પાસે આવતાં જ મહમદનું હૃદય ધબકયા વિના રહ્યું નહિ. તે ત્યાંજ વિચાર કરતો ઉભો રહ્યો. ચારે બાજૂએ નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી. એવામાં એક જણ બોલી ઉઠયો:—" અરે ! અમે તો કાંઇ સાંભળતા જ નથી !"

મહમદ બોલ્યો:—"ઘણા જ આશ્ચર્યની વાત છે!"

પાંચે જણા થોડો વખત ત્યાં ઉભા રહ્યા. કોઇ કાંઇ બોલ્યું નહિ. પણ આખરે એક જણ મૂકવૃત્તિથી કંટાળીને બોલ્યો:—"ચાલો, અંદર જઇને જોઇએ તો ખરા કે શું છે અને શું નહિ?"

એક પછી એક એમ પાંચે જણ મહેલમાં દાખલ થયા. તેઓ પહેલા માળપર આવીને જુએ છે તો સાફસુફ કરી સઘળી વસ્તુઓ યથાસ્થિત રીતે ગોઠવેલી તેમના જોવામાં આવી; તો પણ માણસનો એક પણ શબ્દ તેઓના સાંભળવામાં નહિ આવતાં બીજા સેનાપતિએ કહ્યું:—"હાલની અહીંની સ્થિતિ જોતાં એટલી તો કલ્પના કરી શકાય છે કે, અહીં કોઇ રહેતું હોવું જોઇએ."

મહમદ તકીએ કહ્યું:—"હું પણ એમ જ ધારૂં છું; પરન્તુ આખા શહેરમાં મનુષ્ય વસ્તી હોવી જોઇએ એમ મ્હને જણાતું નથી."

"મૌલવી સાહેબ શું કહે છે?"

"તેઓ તો કહે છે કે, વૃદ્ધ ઉમરાવ અને તેમનાં દાસ–દાસી સિવાય બીજું કોઇ આ શહેરમાં રહેતું નથી."

"ઘણું અજાયબ થવા જેવું છે, એમાં કોઇ જાતની શંકા નથી."

આવી રીતે શકયાશકયતાનો વિચાર કરતા કરતા તેઓ ઘણા વખત સુધી ત્યાં ઉભા રહ્યા, પણ કોઇ જાતનો ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો નહિ. તે જોઇ એક સેનાપતિ બોલ્યો:—"આપણે આમાં ભૂલતા તો નહિ હોઇએ?"

મહમદ તકીએ કહ્યું:—"હું અહીં એકલો આવ્યો હોત તો કદાચિત એમ પણ ધારી શકાય કે હું ભૂલતો હોઇશ! પરન્તુ મ્હારી સાથે લગભગ એક સો સિપાહીઓ હતા. તેઓએ પણ તે સ્પષ્ટ રીતે સાંભળેલું છે તો પછી ભૂલતા કેમ હોઇએ?"

"તે પણ બરાબર છે."

કાંઇ પણ સાંભળવામાં નહિ આવવાથી સાશંકમને તેઓ મહેલમાંથી બહાર આવ્યા પછી મહમદ તકીએ પૂછયું:—"કહો, હવે કેવી રીતે વર્તવાનો તમારો વિચાર છે?"

"અમારા લશ્કર માંહેનો એક પણ સિપાઇ અહીં રહેવા માટે ખુસી નથી."

"અફસોસ! બાદશાહના હુકમ સિવાય આપણે એક પણ પગલું અહીંથી ભરી શકીએ એમ નથી."

"વળી, શાહજાદો ખરેખર અહીં છુપાઇ રહ્યો છે કે નહિ, તેનો આપણે હજી સુધી નિશ્ચય કરી શક્યા નથી!"

"જ્યાં સુધી અત્રે શોધ કરી છે, ત્યાં સુધી તો હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, આ શહેરમાં મનુષ્ય વસ્તી બિલકુલ નથી."

"બાદશાહને તો આપણી આ વાત હાસ્યકારક જણાશે!"

"હાસ્તો—" બીજાએ કહ્યું.

એટલામાં તેઓ સિંહદ્વાર પાસે આવતાં જ આશ્ચર્યચકિત બની ગયા. જુએ છે તો સૈનિકો તંબૂઓ ઉખાડી નાખતા હતા. સઘળો સામાન ખચ્ચરોપર લાદવામાં આવતો હતો. ઘોડાઓને જીન ચ્હડાવી તૈયાર કરવામાં આવતા હતા; અર્થાત્ જ્યાં ત્યાં એક સરખી ગડબડ થઇ રહી હતી. એક ઠેકાણેથી છાવણી ઉઠાવી બીજે ઠેકાણે લઇ જતી વખતે જે તૈયારીઓ કરવામાં આવતી તેવી જ રીતની તૈયારી આ વખતે ચાલી રહી હતી. મુખ્ય સેનાપતિ અને તેની સાથવાળા સેનાપતિઓ આશ્ચર્યથી દિંગ્મુઢ જેવા બની ગયા. તેઓના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. આખરે થોડો વખત વિચાર કર્યા પછી મહમદ તકી બોલ્યો—" આ લોકો હુકમ વિના જ ન્હાસી જતા હોવા જોઇએ!"

બીજા સેનાપતિએ કહ્યું:—" અશક્ય "

તેઓ આમ વાતચિત કરે છે, એટલામાં એક ઘોડેસ્વાર દોડતો દોડતો તેમની પાસે આવી સલામ કરીને ઉભો રહ્યો. તે ઘોડાને પૂર જોશમાં દોડાવતો આવ્યો હોવો જોઇએ, એમ તેના ઘોડાની શોચનીય સ્થિતિ જોઇ અનુમાન થતું હતું. તેનું મ્હોડું લાલ બની ગયું હતું. મ્હોડામાંથી ફીણ નીકળતું હતું, તથા શરીરપરથી પરસેવાનાં ટીપાં ટપકતાં હતાં. ઘોડેસ્વારે પોતાના અંગરખાના ખીસામાંથી એક પત્ર બહાર કહાડયો અને સેનાપતિના હાથમાં મૂકયો. તે પત્ર બાદશાહ તરફથી આવ્યો હતો.

સેનાપતિએ તરતજ પત્ર ઉઘાડી વાંચવા માંડયો. તેમાં નીચે પ્રમાણે મજકૂર લખેલો હતો:—

" દસહજારી મનસબદાર મહમદ તકી સાહેબ, બાદશાહના સલામ સાથ વિશેષ જણાવવાનું કે, શાહઝાદા પરવેઝનો પરાભવ થયો છે અને મહબ્બતખાન તથા ભીમસિંહ આગ્રાપર ચ્હડાઇ લઇ આવે છે, માટે આ પત્ર મળતાં જ વિના વિલંબે તમે રાજપૂતાના તરફ કૂચ કરો. આજે સ્હાંજ પહેલાં હું ફતેહપુરમાં આવીને હાજર થઉં છું. "

ઘોડેસ્વારને હુકમ કરવામાં આવ્યો હતો કે, તેણે છાવણીમાં પહોંચતાં જ છાવણી ઉઠાવવાનો હુકમ આપવો. તે હુકમ તેણે અક્ષરશઃ પાળ્યો. સૈનિકોને પણ ભાવતું હતું અને વૈદ્યે બતાવ્યું ! અર્થાત્ હુકમ મળતાંજ તેઓએ ઘણા ઉત્સાહથી ત્યાંથી છાવણી ઉઠાવવાની તજવીજ કરવા માંડી. મનમાં ને મનમાં તેઓ અલ્લામિયાંનો આભાર માનવા લાગ્યા. આ પિશાચપૂરીમાં તેઓ એક રાત વધારે રહ્યા હોત તો તેઓમાંથી ભયને લીધે જ અડધા તો મરી ગયા હોત!

સેનાપતિઓ કાંઈ નહિ બોલતાં ચુપચુપ પોતપોતાના તંબૂઓ પાસે ગયા. મહમદ તકી સ્હવારથી ભૂખ્યો હતો; છતાં તે વાતની દરકાર તેણે કરી નહિ. તરતજ તેણે ઘોડાપર જીન ચ્હડાવવાનો હુકમ કર્યો. એક ક્ષણ પણ નકામી ગુમાવવી એ યોગ્ય નથી, એમ તેના મનને ખાત્રી થઈ હતી. એક નિમિષ માત્રમાં હિંદુસ્થાનનું દૈવ ફરી જાય–ભયંકર પરિવર્ત્તન થઈ જાય–મોગલ સામ્રાજ્યનો નાશ, તથા હિન્દુરાજ્યની સ્થાપના પણ થઇ જાય–એવાં ચિન્હો જણાતાં હતાં. સૈનિકોએ આટલી બધી તપાસ કરવા છતા શાહજાદો ખુરમ કયાં હતો ? એ પણ એક ભેદજ હતો ! કોઇને બોલવાની કિંવા પૂછવાની સગવડ મળી નહિ. કલાક અર્ધા કલાકમાં તો નિર્મનુષ્ય ફત્તેહપુર પુનઃ શાંત–જનશૂન્ય બની ગયું!!



# ખંડ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### રણભૂમિ.

હજારો વર્ષથી દિલ્લીના સિંહાસન માટે જેટલાં યુદ્ધો, ખૂનો, મારામારીઓ, બળવાઓ અને રહસ્યમય ઘટનાઓ બની છે, તેટલી બીજા કોઇ સિંહાસન માટે બનવા પામી નહિ હોય. પ્રસ્તુત કથાનકના વખતમાં પણ તેવી જ સ્થિતિ હતી. કારસ્થાનો, અત્યાચારો તેમજ ગુપ્ત રક્તપાતથી દિલ્લીનું તખ્ત સુરક્ષિત નહોતું. આર્યાવર્તના હજારો લોકો દુષ્કાળ, અશાંતિ અને કૉલેરા જેવા રોગોથી પ્રાણ છોડી જતા હતા. તેમનામાંથી જેઓ જીવતા રહેતા, તેઓ ધાડપાડુઓના અસહ્ય છળથી વ્યાકુળ બની જતા હતા. અધુરામાં પૂરૂં હોય તેમ તેવા વખતમાં યુદ્ધના ભણકારથી–સૈનિકોની લૂટાલૂટથી પ્રજા એટલી તો હયરાન બની ગઇ હતી કે, આવા રાજ્યમાં જીવવા કરતાં મરવું બહેતર લાગતું હતું.

અંદરખાનેથી જોતાં જો કે તે વખતે દેશની–પ્રજાની આવી સ્થિતિ હતી; તો પણ દિલ્લી, આગ્રા વગેરે બાદશાહી શહેરો તે વખતે સુંદર તથા શોભાયમાન દેખાતાં હતાં. સુંદર મહેલો, મનોહર બાગ–બગીચા, અનેક પુષ્પવાટિકાઓ વગેરેથી શહેરની શોભામાં ઓર વધારો થયો હતો. શ્રેષ્ઠતા માટે પરસ્પર સ્પર્ધા ચાલી રહી છે કે શું એવો ભાસ ત્યાંની દરેક વસ્તુ, સ્થળ અને વૈભવસંપન્નતા જોઇ થ-

તો હતો. બાહ્યદૃષ્ટિએ જોતાં આ બન્ને શહેરો હૃદયંગમ સૌંદર્યથી પરિપૂર્ણ જણાતાં હતાં, તો પણ આંતર્દૃષ્ટિથી જોતાં હજારો ગુપ્ત વધો, ખૂનો, અસંખ્ય સ્ત્રીઓનાં પાતિવ્રત્યનો ભંગ તેમજ શ્રીમંતોના અમાનુષિક અત્યાચારથી કંગાલ માણસો અસ્થિર થઈ રહ્યાં હતાં. ઉપર ટપકેથી જોનારને તો દિલ્હી તેમજ આગ્રા બાગેબહિસ્ત જણાતાં હતાં. દરબારના અમીર ઉમરાવોની વિલાસપ્રિયતા, નાચરંગ અત્તરોનો મઘમઘાટ તેમજ સુન્દરીઓના નુપૂર ઝણકાર સાંભળી આ જ સ્વર્ગપૂરીઓ છે કે શું એવો ભાસ થતો હતો!

જહાંગીર હમેશાં વિલાસસાગરમાં લુબ્ધ રહેતો હોવાથી રાજ્યનો બધો કારભાર નૂરજહાનના તંત્રથી ચાલતો હતો. ઔરત અને વળી હાથમાં રાજસત્તા! પછી બાકી શું રહે? તેની અવિચારી અને ઉચ્છૃંખલ વર્તણુકથી અનેક દરબારીઓ તથા સેનાપતિઓનાં દિલ તેના તરફ ખાટાં થઈ ગયાં હતાં; પરન્તુ અજાયબ જેવું તો એ હતું કે, સૌ પોતપોતાના મનનો અસંતોષ મનમાં ને મનમાં છુપાવી રાખતા હતા. માત્ર અપવાદ દાખલ બે સેનાપતિઓજ ખરે-ખરા ધીર–વીર અને બહાદુર હતા કે, જેઓનો ઉલ્લેખ અમે પાછળ કરી ગયા છીએ. તેઓએ કોઇનો પણ ડર નહિ રાખતાં ખુલ્લી રીતે મોગલ સામ્રાજ્ય સામે બંડ ઉઠાવ્યું હતું. બાદશાહની જીવિતા-વસ્થામાં જ તેને પદભ્રષ્ટ કરી તેના પુત્ર ખુર્રમને ગાદીએ બેસાડવા માટે તેઓએ ભયંકર પ્રતિજ્ઞા કરી હતી. તેઓમાંથી એકને દરબાર-માંથી દૂર કરવા માટે નૂરજહાને એક યુક્તિ રચી. ભીમસિંહની તેણે ગુજરાતના સુબા તરીકે નીમણુંક કરી અને તરતજ આગ્રા છોડીને ગુજરાતમાં ઉપડી જવાનો તેણે હુકમ કર્યો. આ બાજુ ભીમસિંહ રાજપૂત યોદ્ધો હતો. નૂરજહાનનો છળપ્રપંચ તે જાણી ગયો. શાહજાદા

ખુર્રમનો તે દીલોજાન મિત્ર હોવાથી નૂરજહાનના હુકમને અમાન્ય ગણી તેણે ગુજરાત તરફ નહિ જતાં આગ્રા છોડી બાદશાહ સામે ખુલ્લેખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું. મોગલ સેનાપતિ મહબ્બતખાન પણ તરતજ તેને મળી ગયો અને તેથી બંડનું સ્વરૂપ ઘણુંજ ભયંકર થઇ પડયું. નૂરજહાને યુક્તિ પ્રયુક્તિથી શાહજાદા ખુર્રમને એક પ્રકારની નજરકેદમાં રાખ્યો હતો; પરન્તુ તેમાં તે ફાવી નહિ. એક દિવસે એકાએક શાહજાદો ખુર્રમ ગૂમ થઇ ગયો. તે કયાં ગયો તેની કોઇને ખબર પડી નહિ. માત્ર નૂરજહાનની એટલી ખાત્રી હતી કે તે ભીમ-સિંહ તથા મહબ્બતખાનની છાવણીમાં નથી.

જહાંગીરનો બીજો વિલાસપ્રિય-બ્હીકણ પુત્ર પરવેઝ યુદ્ધનું નામ સાંભળતાં જ થરથર કંપતો હતો; પરન્તુ ભવિષ્યમાં તે બાદ-શાહ થનાર હોવાથી તેનાજ હાથે સિંહાસનનું રક્ષણ થવું જોઇએ એમ માની નૂરજહાને તેને જબરદસ્તીથી લડાઇ ઉપર મોકલ્યો હતો. તે અનિચ્છાએ લડાઇપર ગયેલો હોવાથી પોતાની સાથે સુરાપાન અને વિલાસિનીઓનું લશ્કર લઇ જવામાં તેણે કાંઇ બાકી રાખ્યું નહોતું!

પરવેઝ કેટલો બુદ્ધિમાન અને બહાદુર હતો એ નૂરજહાન સારી પેઠે જાણતી હતી અને તેથી તેણે તેની સાથે પોતાના વિશ્વાસુ સેનાપતિઓને પણ મોકલ્યા હતા. અંદરખાને ચાલતાં ભયંકર કાર-સ્તાનથી આ સેનાપતિઓ અજ્ઞાત હતા. શાહજાદો પરવેઝ પોતાની પ્રચંડ સેના લઈ રાજપૂતાનાની સીમા સુધી આવી પહોંચ્યો અને ત્યાં તેણે છાવણી ઠોકી. પરવેઝની છાવણીથી કેટલેક દૂર ભીમસિંહ અને મહબ્બતખાનની છાવણી આવેલી હતી. મોગલ દરબારના શ્રેષ્ઠ સૈનિકો એ અને નૂરજહાનના વિશ્વાસુ નિમકહલાલ સેનાપતિઓએ

પોતપોતાના તંબૂઓ પરવેઝના તંબૂની આસપાસમાં ઠોકયા. તેમ કરવામાં તેઓનો હેતુ એવો હતો કે, એકાએક શાહજાદો દુશ્મનના હાથમાં સપડાઇ જાય નહિ.

મોગલ સમ્રાટે અંબર અને મારવાડના રાજાઓને પણ પરવેઝની મદદમાં મોકલ્યા હતા; પરન્તુ તેઓએ મોગલ સૈન્ય સાથે મળી નહિ જતાં તેઓથી ઘણે દૂર પોતાની સ્વતંત્ર છાવણી ઠોકી તેઓની આવી વર્તણુકથી તેઓ કોઇ પણ પક્ષને નહિ મળતાં તટસ્થ રીતે મોગલોની ભાગ્યલક્ષ્મીનું સામર્થ્ય અજમાવવા માટે દૂર ઉભા હોય કે શું એવી કલ્પના થઇ શકતી હતી. તેઓનો ખરો ઉદ્દેશ શો હતો, તેની કોઇને ખબર પડતી નહોતી!

શાહજાદાનો કીનખાપનો તંબૂ ઘણોજ ઉત્તમ રીતે શણગારેલો હતો. મોતીની ઝાલરો અને સુવાસિત ફૂલોની માળાઓ ઝૂલ્યા કરતી હતી. અત્તરના સુગંધિત દીપકો તંબૂમાં પ્રકાશિત થતા હતા. શાહજાદો તુર્ક રમણીઓ તથા સેંકડો પરીઓના વિલાસમાં લુબ્ધ બની ગયો હતો. નર્તકીઓના નાચ તથા ગાયનો ચાલૂ હતાં. બીજે દિવસે જો કે ભયંકર યુદ્ધની શરૂઆત થવાની હતી: તો પણ તેની દરકાર નહિ કરતાં શાહજાદો આજે ટપ્પા—ઠુમરી અને ગઝલો સાંભળતો તથા ક્ષણે ક્ષણે મદ્યના ઘુંટડા પીતો મૃદુ શય્યાપર આડો થઇને પડયો હતો.

બીજા તંબૂઓમાં આમાંનું કાંઈ જ નહોતું. ઘણાખરા રાજપૂતો પર્વતની તળેટીમાં ઝાડ સાથે ઘોડાઓ બાંધી વિશ્રાંતિ લેતા હતા. તે ઠેકાણે અત્તર, ગુલાબ કિંવા યુવાન વિલાસિનીઓનો નાચરંગ બિલકુલ નહોતો. ચણા અને અડધી કાચીપાકી વાસી રોટલી સિવાય ખાવાનું કાંઇ જ નહોતું.

માત્ર મહબ્બતખાનની છાવણી કલ્પના કરતાં વિશેષ સુંદર—સુશોભિત દેખાતી હતી. તેની નસોમાં રાજપૂતોનું લોહી વહ્યા કરતું હતું. તે માત્ર નામનો જ મુસલમાન હતો. મોગલોના અયશઆરામને તે અંતઃકરણથી ધિક્કારતો હતો. તે વીરપુરૂષ હોવાથી ભોગવિલાસ કિંવા નૃત્ય ગાયન માટે તેને અવકાશ જ નહોતો મળતો.

કેટલેક દૂર મારવાડ અને અંબરની છાવણી પડેલી હતી. રાજપૂત યોદ્ધાઓ કયે વખતે શું કરશે અને શું નહિ તે નિશ્ચિત નહિ હોવાને લીધે શાહજાદાની છાવણીના સેનાપતિઓ ચોવીસે કલાક યુદ્ધ માટે સજ્જ થઇને તૈયાર રહેતા હતા. મારવાડનો રાજા ગજસિંહ મોગલ સમ્રાટ્નો જમણો હાથ હતો, તેથી તેની યોગ્યતા તથા માન મહબ્બતખાનના જેટલાં જ માનવામાં આવતાં હતાં. માનસિંહના મૃત્યુ પછી તેની જગ્યાએ ગજસિંહને નીમવામાં આવ્યો હતો; પરન્તુ આ યુદ્ધમાં તે કેવી રીતે વર્તશે, તેનું કોઇ અનુમાન કરી શકતું નહોતું અને તેથી મોગલ સેનાપતિઓ તેના તરફ શંકાશીલ નજરે જોતા હતા. પ્રતિસ્પર્ધી મહબ્બતખાન અને ભીમસિંહનું સૈન્ય દસહજાર કરતાં વિશેષ નહોતું. મોગલ સૈન્ય લગભગ પચાસ હજાર જેટલું હતું અને તેઓની સાથે ગજસિંહ અને અંબરના રાજપૂતો મળી જાય તો, શાહજાદા ખુર્રમને જય મળે એવી આશા રાખી શકાતી નહોતી. ભીમસિંહ અને મહબ્બતખાન પોતાને યુદ્ધમાં જય મળશે એમ ખાત્રીપૂર્વક કહી શકતા નહોતા; તો પણ પરાક્રમી વીર ભીમસિંહ આવા વિકટ પ્રસંગે ગતધૈર્ય થયો નહિ. કારણ કે તેના રાજપૂત વીરો તેને માટે પ્રાણ આપવાને તૈયાર હતા.

રાતનો વખત હતો. મહારાણો ગજસિંહ પોતાના તંબૂમાં બેસી કોઇ ગહન વિચારમાં મગ્ન થઇ ગયો હતો. રાત્રિની શાંતિને લીધે

વિચાર કરવા માટે આ વખત અનુકૂળ હતો. "યુદ્ધનું કેવું પરિણામ આવશે? મોગલ સામ્રાજ્યનો નાશ થઇ તેઓને શું ન્હાસી જવું પડશે? શું દિલ્હીનો બાદશાહ ખુર્રમ થશે? પણ તે જીવતોજ ક્યાં છે? ત્યારે શું ઉદયપુરનો કર્ણસિંહ ભારતવર્ષનો મહાપરાક્રમી હિન્દુ રાજા થશે?" આવી રીતે અનેક ગહન વિચારો તે સુજ્ઞ મુત્સદ્દીના મનમાં આવ્યા કરતા હતા.

એકાએક એક રજપૂત યોદ્ધો તેના તંબૂમાં દાખલ થયો અને પ્રણામ કરી બોલ્યોઃ—"મહારાજ! મેવાડના રાજકુમાર આપના તંબૂ પાસે આવ્યા છે."

"કોણ? મેવાડના રાજકુમાર? અહીં શા માટે આવે!" ગજસિંહને પોતાના નોકરના બોલવામાં વિશ્વાસ જણાયો નહિ. વિસ્મય પામી તે તેના ચ્હેરા તરફ જોઇ રહ્યો. રાજપૂત યોદ્ધાએ પુનઃ નમ્ર-સ્વરે જવાબ આપ્યોઃ—"મેવાડના રાજકુમાર ભીમસિંહ આપને મળવા માટે આવ્યા છે."

ભીમસિંહ પોતાની મુલાકાતે આવશે, એમ ગજસિંહે કયારેય ધાર્યું નહોતું. ગમે તેમ હોય પણ તે વખતે આખા રાજપૂતાનામાં મેવાડનો રાજવંશ અગ્રસ્થાને હોવાથી તેનું કોઇ અપમાન કરી શકતું નહિ. ગજસિંહ તરતજ ઉઠયો અને વ્યગ્રતાથી બોલ્યોઃ—"જા, તેમને અહીં જલ્દી લઇ આવ."

કેટલાક વખત પછી ભીમસિંહ ગજસિંહના તંબૂમાં આવી પહોંચ્યો. પ્રૌઢ વયના ગજસિંહ આગળ ભીમસિંહ ઉચ્છ્રંખલ યુવાન જેવો દેખાતો હતો. તંબૂમાં આવતાં જ તે આશ્ચર્યચકિત થયો. શું કરવું અને શું બોલવું તેની તેને સમજણ પડી નહિ. મનમાં ને મનમાં તે મુઝાવા લાગ્યો.

ભીમસિંહને જોતાં જ ગજસિંહ ઉઠયો અને સામે લેવા જઇ તેને આદરપૂર્વક પોતાની બાજુમાં બેસાડતાં પૂછયું:—“રાજકુમાર ! આપ શા ઉદ્દેશથી અહીં આવ્યા છો ? મ્હને યોગ્ય લાગશે અને સાધ્ય હશે તો આપની સેવા હું જરૂર બજાવીશ.”

ભીમસિંહે કહ્યું:—“મહારાજ! આપ આ યુદ્ધમાં કયો પક્ષ સ્વીકારનાર છો એ જાણવા માટે હું આપની મુલાકાતે આવ્યો છું!”

# પ્રકરણ ૨ જું.

## વૈરની વસુલાત.

ગજસિંહે થોડો વખત વિચાર કર્યા પછી જવાબ આપ્યો:—“બાદશાહને મદદ કરવાનું વચન હું આપી ચુકયો છું. રાજકુમાર, તમે જાણો છો કે, રાજપૂતો પ્રાણ જાય તો બહેતર પણ વચનો ભંગ તો કદાપિ કરતા જ નથી!”

“ત્યારે શું આપ આ યુદ્ધમાં મોગલોને મદદ કરશો ?” ભીમસિંહે જીજ્ઞાસાપૂર્વક પૂછયું.

“રાજકુમાર, હજી સુધી હું એક પણ પક્ષમાં મળી ગયો નથી, એ આપ જાણો છે.”

“કોઇ પણ પક્ષમાં મળી જવું એવો જો તમે નિશ્ચય કર્યો છે તો પછી શામાટે રાહ જોઇને બેસી રહ્યા છો ? દાસત્વની શૃંખલા પહેરી ખરેખરી સ્વામિભક્તિ બતાવો કિંવા રાજ્યથી અલિપ્ત થઇ ખરી દેશભક્તિ બતાવો.”

સુરા ગજસિંહ ભીમસિંહના છેવટના અવિચારી વાક્યને અટકાવી તે તરફ ધ્યાન નહિ આપતાં ગંભીરપણે બોલ્યો:–"રાજકુમાર ! તેનાં પણ કેટલાંક કારણો છે. આ યુદ્ધ બાદશાહના કોઇ શત્રુ સાથે થનાર હોત, તો ક્યારનોયે હું તેમના પક્ષમાં મળી ગયો હોત; પરન્તુ અહીં તો વસ્તુસ્થિતિ જૂદી જ છે. આ તો બાદશાહના પુત્રોમાં અંદર અંદર ગાદી મેળવવાની ખટપટ માટેનું યુદ્ધ છે! અર્થાત્ આવી સ્થિતિમાં કોને મળવું યોગ્ય યા અયોગ્ય છે, તેનો હું કોઇ જાતનો નિશ્ચય કરી શક્યો નથી."

ભીમસિંહમાં યુવાનીનું લોહી વહ્યા કરતું હતું. તેનાથી આટલી બધી શાંતિ કેવી રીતે રાખી શકાય ? તે ગુસ્સાથી બોલી ઉઠ્યો:–"ત્યારે સૈન્યને લઇ અહીં સુધી આવવાની શા માટે તકલીફ ઉઠાવી ?"

"બાદશાહના હુકમથી."

"નહિ, નૂરજહાનના હુકમથી !"

"તમે જેમ માનો તેમ !"

"માનીયે શું ? આ ઉપરથી તો ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે કે, આપ નીચ અને સ્વાર્થથી અંધ થયેલી સ્ત્રીની ગુલામગિરી કરવા માટે તૈયાર થયા છો ! વળી તેની સ્પષ્ટ રીતે કબૂલત આપવામાં પણ આપને સંકોચ થતો નથી ! શું આપના આ કૃત્યથી સ્વાતંત્ર્યપ્રિય રાજપૂતના નામને ડાઘ નથી લાગતો ?"

ગજસિંહનો ચ્હેરો ઉતરી ગયો. થોડા વખત સૂધી દિંગ્મૂઢ જેવી સ્થિતિમાં તે બેસી રહ્યો. પછી બોલ્યો:–"ત્યારે હું શું કરું એમ આપ પ્રચ્છો છો ?"

"જોઇએ તો મોગલોની ગુલામગિરી પકડી તેમના તરફથી યુદ્ધમાં સામેલ થાવ અને નહિ તો–"

"બોલો, બોલો, નહિ તો શું કરૂં ?"

"અહીંથી ચાલ્યા જાઓ."

"રાજકુમાર, યુદ્ધભૂમિનો ત્યાગ કરી ન્હાસી જવું, એ શું રાજપૂતોનો ધર્મ છે ?

"તો પછી યુદ્ધને માટે તૈયારી કરો."

"આપની ઇચ્છા હશે તો તેમ પણ બનશે."

ક્રોધથી થરથર કંપતો ભીમસિંહ તરતજ ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. મહાપરાક્રમી અને અભિમાની ગજસિંહ, ભીમસિંહે પોતાનું અપમાન કર્યું એમ માની સંતપ્ત બની ત્યાંથી ઉઠયો અને પોતાની છાવણી ત્યાંથી ઉઠાવી મોગલ છાવણીમાં મળી જવાનો હુકમ કર્યો. મોગલોને ગજસિંહ પોતાના પક્ષમાં મળતાં જે આનંદ થયો, તે અવર્ણનીય હતો.

પરોઢિયે ચાર વાગ્યે યુદ્ધની શરૂઆત થઇ. મોગલ સૈન્ય બહેરામખાનના અધિપતિત્વ નીચે એકઠું થયું હતું અને રાજપૂત સૈન્ય ગજસિંહે એકઠું કર્યું હતું. થોડી રાત બાકી રહેતાંજ તેઓએ પ્રતિપક્ષી રજપૂતોની છાવણીપર આક્રમણ કર્યું. આ બાજુ ભીમસિંહે પોતાના તંબૂમાં પાછા આવતાં જ મહબ્બતખાનને બધી હકીકતથી વાકેફ કર્યો અને તરતજ પોતાના સૈન્યને યુદ્ધ માટે તૈયાર થવાનો હુકમ કર્યો. મોગલ સૈન્ય બહાર પડયું કે તરત જ તેઓને રાજપૂતોના સ્હામા હલ્લાથી અસંખ્ય મોગલોનો ભોગ આપવો પડયો. મહાયુદ્ધની શરૂઆત થઇ ગઇ. બન્ને પક્ષો જીવપર ઉદાર થઇને લડવા લાગ્યા. યુદ્ધભૂમિ રક્તથી લાલ બની ગઇ. લોહીની નદીઓ વહેવા લાગી. જખમી અને મરણોન્મુખ સૈનિકોના આર્ત્તસ્વર, યોદ્ધાઓના 'હરહર મહાદેવ' અને 'અલ્લાહો અકબર'ના ઘોષો, ઘોડાઓના હણહણાટ, હાથીઓની ભયંકર ગર્જનાઓ, ઉંટોનો ભીષણ

ચિત્કાર અને શસ્ત્રોના ખડખડાટથી આખું રણક્ષેત્ર ગાજી રહ્યું. એક બાજુ આવી રીતે મહાપ્રલયકારી ભીષણ લડાઇ ચાલી રહી હતી, ત્યારે બીજી બાજુ લડાઇથી થોડે દૂર આવેલા શાહજાદાના તંબૂમાં જાણે કે હજી પણ પરોઢિયું ન થયું હોય તેમ રાગરાગિણીઓના આલાપ ચાલતા હતા. વિલાસિનીઓનાં નૃત્યમાં જ યુદ્ધનું રહસ્ય સમાઇ જતું હોય તેમના શાહજાદો એક યુવાન લલનાના ગળામાં હાથ નાખી સુરાપાનમાં મગ્ન થઇ ગયો હતો ! આ વિલાસપ્રિય મંડળી પોતાના વ્યવસાયમાં એટલી બધી લુબ્ધ થઇ ગઈ હતી કે, થોડે દૂર ચાલતા યુદ્ધની ગર્જના પણ તેમને સંભળાતી નહોતી !

મદ્ય વધારે પીવાને લીધે શાહજાદો ઉન્મત્તાવસ્થામાંજ સહજ ઉંઘી ગયો હતો; પરન્તુ તે ખરી ઉંઘ નહોતી. એ તો એક પ્રકારની બેશુદ્ધિજ હતી ! નેત્રો ઉઘાડવાનું તેનામાં સામર્થ્ય નહોતું—ઉઠવાની શકિત નહોતી. આ વખતે અચાનક નાચ અને ગાયન બંધ થઇ ગયાં. વિલાસિની સ્ત્રીઓ વ્યાકુળ દૃષ્ટિએ અને નિસ્તેજ ચ્હેરાએ એક બીજાના તરફ જોવા લાગી. પછી દરેકે બિછાનાપર પડેલા શાહજાદા તરફ નજર ફેરવી. આ વખતે તેના શરીરની બિલકુલ હાલચાલ થતી નહોતી. તેઓને જણાયું કે, શાહજાદો હમેશની શાંત નિદ્રામાંજ મગ્ન હોવો જોઇએ. કારણ કે તેનો શ્વાસપ્રશ્વાસ પણ સ્પષ્ટ રીતે સાંભળી શકાતો નહોતો.

યુદ્ધનો ભયંકર કોલાહલ આસ્તે આસ્તે નજીક આવવા લાગ્યો. આ વખતે ચારે બાજુએ જે જે બનાવો બનતા હતા, તેનું વર્ણન કરવું અશક્ય છે. મનુષ્યો વનપશુઓ કરતાં પણ વિશેષ—સહસ્ત્રગણા હિંસક બની જ્યારે એક બીજાંઓને ઠાર મારવા માટે પ્રવૃત્ત થાય છે, ત્યારે તેઓ પોતાનું મનુષ્યત્વ ભૂલી જાય છે; તેઓની હિંસક

વૃત્તિનું જેમને અવલોકન કરવું હોય તેમણે યુદ્ધક્ષેત્રપર જ જઇને જોવું. તે સિવાય ખરો ખ્યાલ આવી શકે એમ નથી. ચીચોડામાં સપડાયેલ શેરડી જેમ પિષ્ટપેષણ થઇને નીકળે છે તેમજ સબળ માણસ કમજોર માણસના સમરાંગણમાં ચૂરેચૂરા ઉડાવી દે છે! અહા! કેવું ભયંકર યુદ્ધ !!

આવા સંકટના વખતે મનમાં કાંઇ પણ નહિ લાવતાં નર્તકીઓ, વિલાસિનીઓ, ગાયિકાઓ તેમજ દાસીઓ વગેરે એક પછી એક ધીમા પગલે તે સુશોભિત સ્વર્ગીય સુખસાગરમાંથી—કાશ્મિરી શાલના તંબુમાંથી—બહાર ન્હાસી ગઇ. ત્યાં રહેવાની એકની પણ હિમ્મત ચાલી નહિ. માત્ર તેવા અણીના વખતે એક જ વ્યકિત ત્યાં ઉભી રહી. બધી વિલાસિની લલનાઓ ત્યાંથી ચાલી ગઈ; છતાં તે વ્યકિત ત્યાંજ ઉભી રહી. તે એક સામાન્ય દાસી હતી. અહીં ઉભા રહેવામાં તેનો શો ઉદ્દેશ હશે?

ક્રૂર મુદ્રાએ હોઠ ચાવતી તે શાહજાદાના બિછાના તરફ તીક્ષ્ણ દૃષ્ટિએ જોવા લાગી. તેનાં બન્ને નેત્રામાંથી જાણે કે અગ્નિકણાં જ બહાર પડતા હોય એમ જણાતું હતું. તે સ્ત્રી યુવાન અને સુંદર હોવાથી તે સામાન્ય દાસી હશે કે કોઇ ઉચ્ચ પદ્વિની સ્ત્રી હશે, એમ કોઇનાથી ઓળખી શકાય એમ નહોતું.

પરવેઝ તરફ કેટલીક વખત સુધી તીક્ષ્ણ દૃષ્ટિથી જોયા પછી તે દાસીએ પોતાની ઓઢણીમાંથી કાંઇક બહાર કહાડયું અને તે સ્વર્ણ-નિર્મિત સુરાપાત્રમાં નાખ્યું. પછી તે કાલી નાગણની માફક ફુંફાડા કરતી બોલી:—"આટલા દિવસ સુધી રાહ જોતાં જોતાં ઇશ્વરે મ્હને આજે સારી તક મેળવી આપી. મ્હારી ઇચ્છાની સાથે નૂરજહાનની

આશા પણ સફળ થઇ અને મ્હારા હૃદયમાં પ્રજ્વલિત રહેલા અગ્નિની પણ શાંતિ થઇ."

એક વાર ફરીથી તેણે આસપાસ નીરખીને જોયું, અને કોઇ આવે છે કે કેમ તે વિષે તપાસ કરી જોઇ. પછી તે ખીજાયલી સિંહણ માફક શાહજાદા પરવેઝ પાસે ગઇ અને તેના માથાના વાળ પોતાના હાથમાં મજબૂત પકડી તેને બિછાનાપરથી નીચે જમીનપર ખેંચી કહાડયો. વેદના થવાથી શાહજાદો એકદમ શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો: "દિલોજાન, આમ શું કરે છે? આવી મશ્કરી કરવાની હોય? પ્યારી, એક પ્યાલો-એક—ભરી દે."

શાહજાદાએ પાછી આંખો મીંચી દીધી. તેવીજ સ્થિતિમાં તે દાસીએ વિષમિશ્રિત પ્યાલો તેના મ્હોડા આગળ ધર્યો. મદ્યપાત્ર મ્હોડાને લાગતાંજ પરવેઝ ગટગટાટ પી ગયો. પીતાં પીતાં તે બોલ્યો:- "હાય, ગળામાં બળતરા થાય છે. દિલરૂબા ! પાણી—પાણી—"

થોડા વખતમાંજ તેનો ચ્હેરો કૃષ્ણવર્ણ બની ગયો. આંખો ઉંડી ઉતરી ગઇ. કાંઇ પણ હીલચાલ નહિ કરતાં નિશ્ચલ દ્રષ્ટિએ તે પોતાની સામે ઉભેલી સ્ત્રી તરફ જોઇ રહ્યો.

દાસી બોલી:— "પરવેઝ, હું કોણ છું, એ તમે હજી સુધી ઓળખી શકયા નથી? કયાંથી ઓળખી શકો? મ્હારા પતિને ઠાર મારી તમે મ્હને બળાત્કારથી અહીં લઇ આવ્યા; એટલુંજ નહિ પણ મ્હારા સર્વસ્વનો નાશ કરી મ્હને એક કૂતરાની માફક લાત મારી દૂર ફેંકી દીધી. કેમ હવે યાદ આવે છે?"

ભયંકર કાલકૂટ વિષ પેટમાં જવાને લીધે શાહજાદાનો ચ્હેરો આસ્તે આસ્તે જડ થવા લાગ્યો. એક બે વખત બોલવાનો તેણે પ્રયત્ન કરી જોયો; પણ તેની જીભ અશકત થઈ ગઇ હોવાથી તે

બોલી શક્યો નહિ. મ્હોડું ફીણુથી ભરાઇ ગયું અને તેવીજ નિઃશ્વાસ સ્થિતિમાં સ્થિર દૃષ્ટિએ તે ભયંકર રમણીમૂર્ત્તિ તરફ જોઈ રહ્યો.

રમણી બોલવા લાગીઃ— "હા, હવે તમે મ્હને ઓળખી શક્યા હો, એમ જણાય છે. તમે મહાન્ મોગલ સામ્રાજ્યના શાહજાદા છો અને હું—હું એક સામાન્ય ગરીબ માણસની સ્ત્રી છું; છતાં પણ મ્હારા શત્રુને હું વિસરી શકી નથી. સાધ્વી પતિવ્રતા શું પોતાના સ્વામીની હત્યાને વિસરી શકે એમ છે ? નહિ. તે પોતાના સર્વસ્વનો—જીવનનો પ્રાણનો નાશ કરનારને ભૂલી શકે નહિ અને હું પણ ભૂલી શકી નથી."

શાહજાદો બિલકુલ હાલચાલ નહિ કરતાં નિશ્ચેષ્ટ સ્થિતિમાં પડયો હતો. તે સ્ત્રી "ખુન !" બોલવા લાગી,—"પતિનું ખૂન કરનારને યોગ્ય શિક્ષા આપવા માટેજ હું આ નરકપૂરીમાં નાઇલાજે દાસી થઇને રહી હતી. લગભગ એક વર્ષ થયાં મ્હારા વૈરની વસુલાત લેવા માટે યોગ્ય તકની હું રાહ જોયા કરતી હતી, અને ઇશ્વર કૃપાએ આજે મ્હને તેવી સંધી મળી ગઇ. પાપિષ્ઠ ! તું બાદશાહ થયો હોત તો કેટલીએ અબળાઓનાં પાતિવ્રત્યને નષ્ટ કરી તેઓને ત્હેં રડતી કરી દીધી હોત; પરન્તુ ઇશ્વિરના ઘરનો ન્યાય કાંઇક જુદોજ છે. તેની પણ મને આ જગતમાં હવે વધારે વખત રહેવા દેવાની ઇચ્છા નથી એમ જણાઇ આવે છે. જો, મ્હારા જેવી અનાથ અબળાઓનું સંકટ ટળે એટલા માટેજ મ્હેં તને આજે ઝેર આપ્યું છે. ઝેર ઘણુંજ ભયંકર હોવાથી હવે તું બચી શકે તેમ નથી. મ્હારા હૃદયમાં સળગી રહેલો અગ્નિ આજે શાંત થયો છે. જા, હવે તું સુખેથી હમેશને માટે નિદ્રાના ખોળામાં સૂઈ જા અને યમના દરબારમાં જઇને ત્હારો હિસાબ ચુકવ !"

એટલું બોલી તે દાસી તંબૂની બહાર જવા લાગી. તંબૂનો

પડદો ખોલી તેમાંથી બહાર જતાં પહેલાં શાહજાદા તરફ ફરીને તે બોલી—"શાહજાદા સાહેબ! એટલું તો ધ્યાનમાં રાખજો કે, ભયંકર કારસ્થાનમાં—નુરજહાનના હાથે મરવા કરતાં—આવી રીતે મરવું ઘણુંજ સારૂં છે!!"

આ વખતે તંબૂની આસપાસ ગડબડ થતી સાંભળવામાં આવી. તે દાસીથી ત્યાં વધારે વખત ઉભી રહી શકાયું નહિ. તરતજ તે ત્યાંથી બહાર નીકળી અને એક ક્ષણમાં અદ્રશ્ય થઇ ગઇ.

બહાર ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. જેના લીધે આટલો બધો રક્તપાત ચાલી રહ્યો હતો, તેની અવસ્થા કેવી થઇ હતી તેની કોઇને ખબર પડી નહોતી. પરવેઝ યા ખુર઼ૅમ—એમાંથી એક સમ્રાટ્ બને તેના માટે હિન્દુ—મુસલમાનોમાં—રજપૂતોમાં અને શત્રુ—મિત્રોમાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું!

હજી સુધી એક પણ પક્ષનું પગલું પાછળ પડયું નહોતું. જેમ જેમ દિવસ વધતો ગયો—બપોર થતા ગયા તેમ તેમ યુદ્ધે પણ પોતાનું ભીષણ સ્વરૂપ ધારણ કરવા માંડયું. સૈનિકો પોતાનું દેહભાન વિસરી ગયા. પ્રતિપક્ષ સિવાય તેઓની નજર સામે કાંઇ દેખાતું નહોતું, અને મનમાં બીજી જાતના વિચારો પણ આવતા નહોતા. તેવા વખતમાં ગજસિંહે બહેરામખાન પાસે આવીને કહ્યું:—"શાહજાદાને એકદમ અંબાડીમાં બેસાડી અહીં લાવો: નહિ તો જયની આશા રાખવી ફોકટ છે. તેની ગેરહાજરીમાં અમારા રજપૂત સૈનિકો નિરૂત્સાહી બની ગયા છે."

બહેરામખાને કહ્યું:—"મહારાજ, આપે બરાબર કહ્યું. અમારા સિપાહીઓ પણ શાહજાદાને માટે આમતેમ જોતા હતા."

"જાઓ, શાહજાદાને એકદમ અંબાડીમાં બેસવાનું કહો—નહિ તો આપણો પરાભવ થવામાં બિલકુલ વાર નહિ લાગે."

"મહારાજ, હું પોતે જ જઇને તેમને લઇ આવું છું."

એમ કહી બહેરામખાન શાહજાદાના તંબૂ તરફ જવા લાગ્યો. જે વખતની અમે આ વાર્તા લખીએ છીએ, તે વખતે હાલની માફક લડવાની પદ્ધતિ નહોતી. તે વખતે સેનાપતિ, નવ્વાબ, બાદશાહ યા જે કોઇ મુખ્ય માણસ હોય તેને આખું સૈન્ય જોઇ શકે તેવી જગ્યાએ ઉભા રહેવું પડતું હતું. તેના મ્હોડેથી પ્રોત્સાહનયુક્ત શબ્દો સાંભળ્યા સિવાય તેઓને શૂરાતન આવતું નહોતું. મુખ્ય માણસ માર્યો જતો કિંવા ન્હાસી જતો તો તરત જ સઘળું સૈન્ય નાહિમ્મત બની ચારે બાજૂએ ન્હાસી છૂટતું અર્થાત્ પછી જયની આશા તો રહેતી જ નહિ. આવી રીતે પરાભવ પામેલાઓનાં અનેક ઉદાહરણો ભારતના ઇતિહાસમાંથી મળી શકે એમ છે.

શાહજાદો પરવેઝ સમરાંગણમાં આવીને હાજર ન થાય તો ચાલૂ યુદ્ધમાં જય નહિ મળી શકે, એમ ગજસિંહને ખાત્રી થઇ ગઇ હતી. ભીમસિંહ અને મહબ્બતખાન ઘણા શૌર્યથી લડતા હતા. બાદશાહનું સૈન્ય તેમના સૈન્ય કરતાં ઘણું મોટું હતું, છતાં તેઓ રજપૂતો સામે ટકી શકતા નહોતા.

બહેરામખાન દોડતો દોડતો શાહજાદાના તંબૂ પાસે આવી પહોંચ્યો; પણ ત્યાંની ભીષણ શાંતિ જોઇ તે અજાયબ થઇ ગયો. સર્વત્ર સુમસામ હતું. મનુષ્ય વસ્તીનું નામોનિશાન નહોતું. આ વખતે શાહજાદાના તંબૂમાં જવા માટે પરવાનગી મેળવવાની કોઇ જરૂરત નથી એમ ધારી તે તંબૂમાં દાખલ થયો અને બનેલો ભયંકર બનાવ જોતાં જ આશ્ચર્યથી સ્તંભિત થઇ જડવત ઉભો રહ્યો!

# પ્રકરણ ૩ જું.

## ભીમસિંહ અને મહબ્બતખાન.

કેવો ભયંકર દેખાવ! કિનખાપના તકિયાઓ તથા મખમલની સુંદર શય્યાઓ અસ્તવ્યસ્ત થઇ પડેલી હતી. ફૂલો અને પુષ્પમાલાઓ જ્યાં ત્યાં વિખરાઇને પડેલી હતી. અત્તર અને ગુલાબજળનાં સુવર્ણ-પાત્રો તેમ જ ગાયનવાદનનાં યંત્રો અવ્યવસ્થિત રીતે પડેલાં હતાં. મદ્યની ઉગ્ર વાસથી આખો તંબૂ મઘમઘી રહ્યો હતો. આવો દેખાવ જોતાં જ બહેરામખાન અજાયબ થાય તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી. શાહજાદા સિવાય ત્યાં બીજું કોઇ નહોતું. શાહજાદો અર્દ્ધશાયિ-તાવસ્થામાં તકીયાને અઢેલીને પડેલો હતો. તેનો ચ્હેરો ફિક્કાશ મારી ગયો હતો. શરીર અક્કડ બની ગયું હતું. અને શ્વાસ બિલકુલ ચાલતો નહોતો. આવી સ્થિતિ જોતાં જ બહેરામખાને ધાર્યું કે, પોતાના આવવા પહેલાં જ શાહજાદો મરી ગયો હોવો જોઇએ!

બહેરામખાને આવો દેખાવ તેની જીંદગીમાં એક પણ દિવસે જોયો નહોતો; તેથી આ દેખાવ જોતાં જ તેના શરીરનાં રુવાં ઉભાં થઇ ગયાં. કાષ્ટપ્રતિમાની માફક કેટલાક વખત સુધી તે જડવત ઉભો રહ્યો. હવે શું કરવું તેનો તે નિશ્ચય કરી શક્યો નહિ. કારણ કે. "શાહજાદો મરી ગયો છે!" એવી બાતમી જો પ્રસિદ્ધ થાય તો મોગલ સૈન્ય લડ્યા વિના ન્હાસી ગયા સિવાય રહેશે નહિ એમ તેને ખાત્રી હતી. ત્યારે શું આ ભયંકર બાતમી ગુપ્ત રહી શકે એમ હતું?

શાહજાદો કેવી રીતે મરી ગયો હોવો જોઇએ, એ સમજવાને

ખાનને બિલકુલ વાર લાગી નહિ. વિષપાન સિવાય શરીરની આવી ભીષણાવસ્થા થાય નહિ, એવી તેને ખબર હતી. શાહજાદાનું શરીર આ વખતે લાકડા જેવું કઠણ અને કેળના ગર્ભ જેવું ઠંડુ બની ગયું હતું. આ ખૂન કોણે કર્યું હોવું જોઇએ ? આવો સખ્ત પહેરો છતાં શત્રુ અહીં કેવી રીતે આવ્યો હોવો જોઇએ ? વગેરે અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. પરન્તુ વિચાર કરવાનો હમણાં વખત નહોતો. એક નિમિષ માત્રમાં નક્કી વિચાર ન થાય તો રાજપૂતોના હાથે મોગલ સૈન્યનો ધ્વંસ થવા સાથે દિલ્લિના સિંહાસનની કેવી અવસ્થા થાય, તે નક્કી કહી શકાય એમ નહોતું.

બહાર થતા કોલાહલને લીધે બહેરામખાન એકાએક શુદ્ધિમાં આવ્યો. " ન્હાસો—ન્હાસો—શાહજાદાનુ ખૂન થયું છે " એમ મ્હોટેથી બૂમો મારતી એક સ્ત્રીનો અવાજ તેના કાને આવ્યો.

હવે જો એક ક્ષણનો પણ વિલંબ કરવામાં આવશે, તો મોગલ સૈન્ય હતવીર્ય બની પાછું હઠશે, કિંવા ઘેરાઇ જશે, એવો વિચાર મનમાં આવતાં જ બહેરામખાન તંબૂની બહાર આવ્યો અને પોતાના ઘોડાપર બેસી " ડરશો નહિ—શાહજાદા આવે છે ! " એવી રીતે બૂમ મારતો અને આશ્વાસન આપતો સૈન્યની અંદર થઈને દોડવા લાગ્યો. તેના ઉત્તેજનયુક્ત શબ્દો સાંભળતાં પાછું ફરેલું અને થાકી ગયેલું સૈન્ય પુનઃ રાજપૂતો ઉપર બમણા જોરથી હલ્લો લઈ ગયું.

પેલી દાસી તો બૂમો પાડયા જ કરતી હતી. તેનું કરુણારસિક રડવું અને " ન્હાસો—ન્હાસો " ની બુમરાણુ ચાલૂ જ હતી. જે વખતે હારેલા સૈન્યને જયની આશા જણાવા લાગી, ગજસિંહ મહબ્બતખાનના સૈન્યને તેનો સંહાર કરી ન્હસાડવા લાગ્યો, ભીમસીંહ જખમી

થઈને પોતાની છાવણી તરફ જવા લાગ્યો અને રાજપૂતોનાં પગલાં પાછાં પડવા લાગ્યાં, તે વખતે એકાએક શાહજાદાનું ખૂન થવાની વાત મોગલ સૈન્યમાં પ્રસરી રહી. તેઓ હતવીર્ય—નાહિમ્મત બની ગયા. હવે કોના માટે લડવું ? એવો વિચાર તેઓના મગજમાં આવતાં જ તેઓની તલવારોનું જોર શિથિલ થઈ ગયું, અને મહબ્બતખાન ખીજાયેલા વાઘની માફક તેઓની ઉપર તૂટી પડયો. મોગલોને ન્હાસી જતા જોતાં જ ગજસિંહ ક્રોધથી લાલ લાલ બની ગયો. પોતાની બધી મહેનતપર પાણી ફરી વળેલું તેણે જોયું. તરત જ પોતાના સૈન્યને એકઠું કરી ઘણા જ દુઃખિત અંતઃકરણે હાથ–પગ પછાડતો તે પોતાના સૈન્યસહ યુદ્ધક્ષેત્રપરથી એક બાજૂએ થઇ ગયો.

જે યુદ્ધમાં હજારો યોદ્ધાઓએ પોતાના અમૂલ્ય પ્રાણનું બળિદાન આપ્યું હતું, જે યુદ્ધ આખો દિવસ એક સરખું ચાલ્યું હતું અને જેમાં આખર વિજયમાળા મોગલોના હૃદયપર બિરાજમાન થવાની હતી, તે યુદ્ધની બાજી એક સામાન્ય દાસીના બે ત્રણ શબ્દોથી જ પલટાઇ ગઇ. મોગલ સૈન્ય જેને જેમ ફાવ્યું તેમ ન્હાસવા મંડયું. કેટલાક વખત પહેલાં જે છાવણી વિલાસભવન જેવી શોભા આપી રહી હતી, તે જ છાવણી હમણાં શ્મશાન સમાન ભયંકર દેખાવા લાગી. કોણ ક્યાં ગયું અને શું થયું તેની કોઇને ખબર પડી નહિ. ન્હાસી છૂટતા મોગલો અને જયોત્સાહથી ઉન્મત્ત બનેલા રાજપૂતો મન માને તેવી રીતે મોગલ છાવણી લૂંટવા લાગ્યા.

બહેરામખાન પોતાના કેટલાક વિશ્વાસુ યોદ્ધાઓને સાથે લઇ, જેમ તેમ પ્રાણરક્ષણ કરી આગ્રા શહેર તરફ દોડવા લાગ્યો. આ બાજૂ મહબ્બતખાને શાહજાદાની છાવણી પોતાના કબ્જામાં લીધી. રાજપૂતોનો આ લડાઇમાં જો કે જય થયો હતો, તો પણ તેમાં

તેઓને આનંદ જણાતો નહોતો. કારણ કે, ભીમસિંહ ઘણીજ ભયંકર રીતે જખ્મી થયો હતો. તે બચી શકશે નહિ એવી દરેકના મનમાં શંકા ઉદ્ભવી હતી. પરન્તુ આશ્ચર્યની વાત તો એ હતી કે, જેના માટે ભયંકર યુદ્ધ થયું તે શાહજાદો ખુર્રમ આ વખતે ક્યાં હતો? તે કોઇ પણ તંબૂમાં દેખાતો નહોતો. પરવેઝ જેવી તો તેની અવસ્થા નહિ થઇ હોય? જ્યાં જોઇએ ત્યાં રહસ્યપૂર્ણ વિચિત્રતા જ જોવામાં આવતી હતી!

મહબ્બતખાન શાહજાદાના તંબૂમાં દાખલ થયો ત્યારે શાહજાદાનું વિદ્રુપ શબ ત્યાં પડેલું હતું; તંબૂમાંનો મૂલ્યવાન્ સામાન કોઇ લુંટી ગયું હતું; પરન્તુ શાહજાદાના શરીરને કોઇએ આંગળી સરખી પણ લગાડી નહોતી. તેના ગળા માંહેલો કિમતી હાર જેમનો તેમ ચમકી રહ્યો હતો. હાથમાંની હીરાની વિંટીઓ પણ તેવી જ સ્થિતિમાં હતી. તેના શરીરને સ્પર્શ કરવાનું સાહસ કોઇનાથી થઇ શક્યું નહોતું.

ચતુર અને કાર્યદક્ષ મહબ્બતખાન કેટલાક વખત સુધી એકટસે પરવેઝના મ્હોડા તરફ જોઇ રહ્યો. પછી ધીમા સ્વરે સ્વગત બોલવા લાગ્યો:—"અહા! આવું ભયંકર વિષ! આવું નીચ કામ શયતાનની સહચરી નૂરજહાન સિવાય બીજું કોઇ કરે નહિ! પરવેઝ અને ખુર્રમનાં ખૂન કરવાનો હુકમ તેણે ઘણા દહાડા પહેલાં કહાડયો હોવો જોઇએ. ખુર્રમ જો ન્હાસી ગયો ન હોત તો તેની પણ આજે પરવેઝના જેવી જ દશા થાત. હવે પોતે નિષ્કંટક બની પોતાના જમાઇ શહેરિયારને ગાદીએ બેસાડવાની તજવીજ કરશે; પણ તે તો પરવેઝ કરતાં પણ મહામૂર્ખ છે!!"

મહબ્બતખાને શાહજાદાના મૃત્યુની બાતમી પોતાના સૈન્યને આપવામાં વિલંબ લગાડયો નહિ. "નૂરજહાને પોતાના ગુપ્ત જાસૂસ-

દ્વારા વિષ પાઇને પરવેઝનું ખૂન કર્યું.” એવી મહબ્બતખાને કહેલી બાતમી જ્યાં ત્યાં પ્રસરવા લાગી. દરેક જણ નૂરજહાનને ધિક્કારવા લાગ્યા; પરન્તુ હતભાગી પરવેઝ ખરી રીતે જોતાં કોના હાથે માર્યો ગયો, તે કોઈ જાણી શક્યું નહિ. પરવેઝને ઠાર કરવાની નૂરજહાનની ઇચ્છા હતી કે કેમ, તેની તો ઇશ્વરને ખબર; પરન્તુ હમણાં તો તેનું જ નામ જગબત્રીશીએ ચ્હડયું હતું. ખરી રીતે જોતાં તો જે સ્ત્રીએ તેનું ખૂન કર્યું હતું તેને નૂરજહાને મોકલી નહોતી; પરન્તુ તેનું ખૂન કરવામાં નૂરજહાનનો જ હાથ હતો એમ દરેક જણ ધારતું હતું.

મહબ્બતખાને ઘણા જ પરિશ્રમપૂર્વક દફનાવવાની ક્રિયાનું સાહિત્ય એકઠું કર્યું અને પછી પરવેઝના શરીરને એક નમૂનેદાર સુંદર નકશી કામવાળી પેટીમાં આગ્રા તરફ રવાના કરી દીધું.

છાવણીમાંનો બાકી રહેલો બધો માલ તેણે જપ્ત કરી લીધો. ઉંટો, હાથીઓ, ઘોડાઓ તેમજ ખાધા ખોરાકીનો પુષ્કળ જથ્થો તેના હાથમાં આવ્યો. તરત તે પોતાના મિત્ર ભીમસિંહની મુલાકાતે ગયો. આ વખતે ભીમસિંહની દશા કોઇ જૂદા જ પ્રકારની હતી. જખ્મોની વેદનાનું દુઃખ અનુભવતો તે મહાપરાક્રમી વીર પોતાના તંબૂમાં મૃત્યુશય્યાપર પડેલો હતો. મિત્રકાર્ય માટે પોતાના પ્રાણનું બળિદાન અપાતું જોઇ પોતે ઘણો જ આનંદિત થતો હતો. ખરેખર, ભીમસિંહ અને શાહજાદા ખુર્રમના દેહો જૂદા હતા; પરન્તુ તેઓનો આત્મા તો એક જ હતો. જગતમાં આવા મિત્રો કેટલા મળી શકે એમ છે ?

મહબ્બતખાનને પોતાની પાસે આવેલો જોતાં જ ભીમસિંહ સહજ હસ્યો; પરન્તુ તે હાસ્ય વિષાદપૂર્ણ હતું. તેણે પૂછ્યું:—“બિરાદર, આપણો જય થયો એ વાત ખરી છે ?”

"હા, રાજકુમાર, આપણને જ જય મળ્યો છે."

"તો પછી આપનો ચ્હેરો પ્રફુલ્લિત કેમ દેખાતો નથી?"

"રાજકુમાર, આપની ભયંકર સ્થિતિ જોતાં મ્હને કેવી રીતે આનંદ થાય?"

વીર મહબ્બતખાનનાં નેત્રો આર્દ્ર બની ગયાં. તે જોઇ ભીમસિંહ સહજ હસીને બોલ્યો:—"ક્ષત્રીઓને યુદ્ધભૂમિપર મરવા કરતાં વિશેષ આનંદદાયક બીજું શું હોઇ શકે? મ્હારા માટે તમે ચિંતા કરશો નહિ. મ્હારો મિત્ર ખુર્રમ બાદશાહ થયો છે, એટલું જ જો હું સાંભળું તો મ્હારો પ્રાણ ગતે જશે. પરન્તુ હાય! હું તો ચાલ્યો. મહબ્બતખાન, માત્ર તમે હવે એકલા જ તેના આધારસ્તંભ જેવા રહ્યા છો. મ્હેં આરંભેલું કામ તમે છેવટ સૂધી લઇ જશો, એવી મ્હને ખાત્રી છે. ગમે તેવી ખટપટ કરો, લડાઇ કરો, પણ ખુર્રમ બાદશાહ થવો જ જોઇએ. તેના સિવાય બીજો કોઇ સિંહાસન ઉપર ન બેસે તે વિષે ધ્યાન રાખશો."

"રાજનિયમ પ્રમાણે જોતાં ખુર્રમ જ બાદશાહ થશે!"

"કેવી રીતે? પરવેઝ અને નૂરજહાનનો પરાભવ કરવાનું કામ સહેલું નથી!"

"પરવેઝ આ દુનિયા છોડી ચાલ્યો ગયો છે!"

"શું તમે ખરૂં કહો છો?" એમ કહી ભીમસિંહે બિછાનામાંથી ઉઠવાનો પ્રયત્ન કર્યો, પણ તેનાથી તેમ થઇ શક્યું નહિ. માત્ર તેટલી હાલચાલથી તેના જખ્મોમાંથી રક્તપ્રવાહ શરૂ થયો. નાઇલાજે તેણે એક દીર્ઘનિઃશ્વાસ મૂક્યો અને પછી બોલ્યો:—"મહબ્બતખાન, મ્હને બધી વાત સ્પષ્ટ રીતે કહો."

મહબ્બતખાને અથથી ઇતિ સૂધી જે હકીકત બની હતી, તે ભીમસિંહને કહી સંભળાવી. કેટલાક વખત સૂધી વિચાર કર્યા પછી ભીમસિંહ બોલ્યોઃ—"તેમ થયું હોય, તો પછી ગાદી શહેરિયારને જ મળશે. કારણ કે નૂરજહાન શાંત બેસી રહે એવી નથી. હું તો જાઉં છું, પણ તમે પ્રયત્ન કરવામાં કાંઇ બાકી રાખતા નહિ. ખુર્રમ સિંહાસન-પર નહિ બેસે તો મ્હારો આત્મા સ્વર્ગમાં જશે નહિ. દિલ્લીનું તખ્ત આર્યકન્યાના પુત્રને જ મળવું જોઇએ."

"ભીમસિંહ, તમે નિશ્ચિંત રહો. મ્હારો પ્રાણ છે ત્યાં સૂધી હું ખુર્રમને છોડીશ નહિ અને આપને ભવિષ્ય કહી સંભળાવું છું કે, જહાંગીર પછી ખુર્રમ જ બાદશાહ થશે. માત્ર જહાંગીર જ્યાં સૂધી જીવે છે ત્યાં સૂધી તેને જ સિંહાસનનો ઉપભોગ લેવા દેવાનું હું પસંદ કરૂં છું. તેને દૂર કરી ખુર્રમને—"

ભીમસિંહ તેને આગળ બોલતો અટકાવી એકદમ બોલી ઉઠ્યોઃ—"ત્યારે ત્યાં સૂધી ખુર્રમ બાદશાહ થાય એવી આશા રાખી શકાય નહિ?"

"રાજકુમાર, આપ થોડો વખત વિશ્રાંતિ લ્યો. આપને ... થયા પછી આપણે તે વિષે વિચાર કરીશું."

એમ કહી મહબ્બતખાન તેની પાસેથી ઉઠ્યો. તેને જતો જોઇ ભીમસિંહ બોલ્યોઃ—"શાહજાદાને આ બધી હકીકતથી વાકેફગાર કરજો કારણ કે, તેમનો જીવ હમણાં ઘણા જ જોખમમાં છે."

"તેમના સંરક્ષણનો બધો ભાર હું મ્હારે માથે ઉઠાવી લઉં છું. જ્યાં સૂધી મ્હારા દેહમાં પ્રાણ છે ત્યાં સૂધી તેમનો વાળ વાંકો કર-નાર આ દુનિયામાં કોઇ નથી."

"વારૂ, તે તો હું જાણું છું. પણ સર્વસુન્દરી ક્યાં છે?

"તેની મ્હને બરાબર ખબર નથી."

ભીમસિંહ સહજ હસીને બોલ્યો:–"ખરેખર, તે એક દેવી જેવી છે. તેની સહાય વિના આપણે કાંઈ પણ કરી શકીએ એમ નથી."

"રાજકુમાર! તમારી તે દેવીમાં મોગલ સામ્રાજ્યને ઉથલાવી અપાર નાખવાનું વિલક્ષણ સામર્થ્ય સમાયેલું છે. તેના અપાર સામર્થ્યને લીધે જ આપણે આટલો બધો વખત ટકી શક્યા છીએ."

"છતાં તેનો ઉદ્દેશ શું છે તે હું હજી સુધી સમજી શક્યો નથી."

"કદાચિત્ તે બીજી નૂરજહાન થવાની ઇચ્છા કરતી હોય!"

"નહિ–નહિ, ખુર્રમ તરફ તે માતા જેટલો પ્યાર ધરાવે છે અને ખુર્રમ પણ તેને તેટલા વ્હાલથી ચહાય છે. ગમે તેમ હોય પણ હું તો જાઉં છું–આપણી અધૂરી ઇમારતનું કામ તમને સોંપી જાઉં છું!"



# પ્રકરણ ૪ થું.

## જહાંગીર.

પરવેઝ—શાહજાદા પરવેઝનું ખૂન થવાની વાત થોડા વખતમાં જ દિલ્લી—આગ્રા વગેરે સ્થળોએ પહોંચી ગઇ. આ ભયંકર બાતમી સાંભળી ફતેહપૂરમાં અને બાદશાહી છાવણીમાં પણ ખૂબ ગડબડ મચી ગઇ. આ બાતમી આપનાર કોણ હતું, તેની કોઇને ખબર નહોતી; તો પણ બાદશાહની છાવણી માંહેલા દરેક જણ આ વાત સાંભળી ગભરાઇ ગયા હતા. સામાન્ય દાસ—દાસીઓથી તે ઠેઠ જનાનખાનાની બેગમો સુધી આ ભીષણ હકીકત પહોંચ્યા વિના રહી નહિ. આ બાતમી કોણ લાવ્યું તેનો કોઇ નિશ્ચય કરી શકયું નહિ અને પ્રસિદ્ધ થયેલી લોકવાયકા ખરી છે કે ખોટી તેની કોઇને સમજણ પડી નહિ. આખી છાવણીમાં ધાંધલ અને ગડબડ મચી રહી. નૂરજહાનને ચિંતા-ગ્રસ્ત કરવાની કોઇનામાં શક્તિ કિંવા હિમ્મત નહોતી, છતાં આજે દરેક જણે જેયું કે, તે ઘણી જ ગભરાઇ ગયેલી દેખાતી હતી. તેની મુખમુદ્રા જો કે જરા ગંભીર દેખાતી હતી; તો પણ તેની દૃષ્ટિ ચંચળ બની ગઇ હતી અને એક ઠેકાણે સ્થિર નહોતી રહી શકતી. પોતાના કિમતી—બહુમૂલ્ય તંબૂમાં તે તરફડીયાં મારતી પડી હતી.

જહાંગીરના જેવા આનંદપ્રિય માણસો આ દુનિયામાં ઘણા જ થોડા હોય છે. તેના જેવી ઉચ્ચ ઉદારતા કવચિત્ જ કોઈ માણસના હૃદયમાં જેવામાં આવે છે. ગમે તેવા ખોફનાક કામમાં પણ તે પોતાની પ્રફુલ્લતા છોડી ગંભીરતા ધારણ કરતો નહિ. નૂરજહાન એકાદ મહત્વના

રાજકાર્ય માટે તેને કાંઈ પૂછવા આવતી તો હસતાં હસતાં તે જવાબ આપતો કે, "તું હોવા છતાં મ્હારે શા માટે આટલો બધો ત્રાસ ભોગવવો જોઇએ ?"

આવા વિચારનો જહાંગીર આજે ચિંતાગ્રસ્ત બની ગંભીર વિચારોમાં નિમગ્ન બની ગયો હતો. હમેશને માટે પ્રફુલ્લિત રહેનારી તેની મુખમુદ્રા આજે વિષણ્ણતાથી નિસ્તેજ બની ગઇ હતી. પોતાના પ્રિય સુરાપાત્રને તેણે આજે દૂર ફેંકી દીધું હતું !

બાદશાહે આસફખાનને બોલાવવા માટે એક માંણસ મોકલ્યો હતો. આસફખાને આવતાં વેંત જ જહાંગીરને કુર્નિસ બજાવી અને તે એક તરફ ઉભો રહ્યો. જહાંગીરે તેને પૂછ્યું:–"આસફખાન, આટલી બધી શેની ગડબડ થઇ રહી છે ? શું ખરેખર પરવેઝ મરી ગયો ?"

આસફખાને વિનિતસ્વરે જવાબ આપ્યો:–"જહાંપનાહ ! યુદ્ધક્ષેત્ર-પરથી હજી સૂધીં એક પણ ચોક્કસ બાતમી આવી નથી."

બાદશાહે ભ્રકુટી વક્ર કરતાં પૂછ્યું:—"ત્યારે આ બાતમી કોણ લાવ્યું ?"

"ચોક્કસ રીતે કાંઇ કહી શકાય નહિ. છતાં મ્હેં તપાસ કરી જોઇ તો મ્હને જણાયું કે, આ વાત પહેલવહેલી બેગમસાહેબના તંબૂમાંથી જ બહાર પડેલી હોવી જોઇએ. હું ધારૂં છું કે, એકાદ ચુગલખોર દાસીનું આ કામ હોવું જોઇએ."

"કયી દાસી ? જાઓ, હમણાં ને હમણાં તેને મ્હારી સમક્ષ હાજર કરો."

"ખુદાવિંદ ! તે કયી દાસી હોવી જોઇએ તેની મ્હેં ઘણી તપાસ કરી જોઇ, પણ હજી સૂધી તેનો પત્તો લાગ્યો નથી. પ્રત્યેક દાસીને

મ્હેં પૂછી જોયું; પરન્તુ કોઇ કબૂલ થતી નથી, તેઓ તો કહે છે કે, અમે આ બાબતમાં કાંઇ જ જાણતી નથી. "

જહાંગીરની મુખમુદ્રા વિશેષ ગંભીર દેખાવા લાગી. બોલ્યા ચાલ્યા વિના કેટલાક વખત સુધી તે શાંત બેસી રહ્યો. બધા જાણતા હતા કે, જહાંગીર તેના વડીલ પુત્ર તરફ ઘણો જ પ્યાર ધરાવતો હતો અને તેથી જ તે આજે આટલો બધો દિલગીર બની ગયો હતો; છતાં તેનો ખરો મનોભાવ કોઇ સમજી શકતું નહોતું.

આખી દુનિયામાં જહાંગીરનું જો કોઇ વિશ્વાસપાત્ર હોય—તો તે માત્ર નૂરજહાન જ હતી. એક દિવસ નહિ, એક નિમિષ માત્ર માટે પણ તેના મનમાં નૂરજહાન વિષે સંદેહ ઉત્પન્ન થતો નહિ. જહાંગીર જાણતો હતો કે, મ્હારી ઇચ્છા—તે જ તેની ઇચ્છા હોવી જોઇએ. તેમાં બિલકુલ ભેદ હોવો જોઇએ નહિ. શહેરિયાર વિષેની તેને કાને ઘણી વાતો આવી હતી. નૂરજહાન પોતાના જમાઇને યથેચ્છ રીતે વર્તવા દે છે, તેના તરફ પ્રેમ ધરાવે છે, ગુપચુપ—ચોરી છૂપીથી તેને લાખો અશરફીઓ ઉડાવવા આપે છે વગેરે અનેક વાતોથી તે માહિતગાર હતો; પરન્તુ પોતાની પછવાડે દિલ્લીના સિંહાસનપર શહેરિયારને બેસાડવા માટે તે ગુપ્ત પ્રપંચો કરી રહી છે, તેની જાહેર જીંદગી જોતાં એમજ જણાઈ આવતું હતું કે, તે પરવેઝને જ ગાદી મળે તે માટે ખટપટો કર્યા કરે છે! ભીમસિંહ અને મહબ્બતખાનના કારસ્તાનથી તે સૌની પહેલાં વાકેફ થઇ ગઇ હતી અને તેથી જ તેણે સારા સારા યોદ્ધાઓને મદદમાં આપી પરવેઝને સમરભૂમિપર મોકલી દીધો હતો. વળી મારવાડ અને અંબરના રાજાને પણ તેણે જ શાહજાદાની મદદે મોકલાવ્યા હતા. ભીમસિંહ અને મહબ્બતખાનના કારસ્તાનનો ધ્વંસ કરી પોતાની ફત્તેહ ક્યારે થાય તેની તેને ચોવીસે

કલાક તાલાવેલી લાગી રહી હતી. ખુર્રમની તપાસ કરવા માટે તેણે જ અજીતસિંહને ફતેહપુરમાં મોકલ્યો હતો અને વળી શહેરીયાર તથા બાદશાહને સાથે લઇ પોતે પણ ફતેહપુર આવવા માટે નીકળી હતી. આ બધું પરવેઝને સિંહાસન મેળવી આપવા માટે જ થાય છે એમ જહાંગીર માનતો હતો; પરન્તુ એકાએક પરવેઝના મૃત્યુની બાતમી આવતાં જ તેના મનમાં નૂરજહાન માટે શંકા ઉત્પન્ન થઇ. વળી તેવી રીતે તેના મનમાં શંકા ઉત્પન્ન થવાને બીજું પણ એક કારણ હતું. નૂરજહાંનને જો પહેલેથી જ આ વાતની ખબર ન હોય તો તેના જ તંબૂમાંથી આ વાત કેવી રીતે બહાર પડે? યુદ્ધક્ષેત્રમાંથી તો કોઇ ચોક્કસ બાતમી આવી જ નહોતી, તો પછી સૈનિકોમાં આ વાત એકાએક કેમ પ્રસરી ગઇ?

જહાંગીર ઘણો જ બુદ્ધિમાન્ બાદશાહ હતો. આ બાબતના ગહન વિચારોમાં તે મગ્ન થઇ ગયો. તે વિચારવા લાગ્યોઃ—"વખતો વખત જે જે વાતો મ્હારા કાને આવતી અને જેનો હું વિશ્વાસ ધરાવતો નહિ તે વાતો જ શું ખરી હોવી જોઇએ? શહેરિયારને ગાદીએ બેસાડવા માટે નૂરજહાન ગુપ્ત કારસ્તાનો કેમ કરતી નહિ હોય? અને તેટલા માટે જ તેણે ખુર્રમને પણ કોઈ સ્થળે કેમ છુપાવી રાખ્યો નહિ હોય? હા, હવે મ્હને સમજાય છે. તેના ગુપ્ત કારસ્તાનોનો જ પરવેઝ ભોગ થઇ પડયો હોવો જોઇએ!!" આટલો વિચાર આવતાં જ તેનાં રોમાંચ ઉભાં થઇ ગયાં. કારણ કે, તે વિચાર તેની કલ્પનાસૃષ્ટિથી પણ દૂરના હતા. કેટલાક વખત પછી તે સ્વસ્થ થઇને બોલ્યોઃ—"નહિ! નૂરજહાન મ્હારી સૌન્દર્યદેવી—એટલી બધી ક્રૂર નથી!"

આત્મગત વિચારોને લીધે તેના ગંભીર ચ્હેરાપર ઉછળતા વિવિધ તરંગો જોઇ આસફખાનથી ત્યાંથી હાલીચાલી શકાયું નહિ. અધોવદને તે બાદશાહની સામે ઉભો રહ્યો.

પરન્તુ એકાએક જહાંગીરે તેને પ્રશ્ન કર્યો:—"ખરી બાતમી મેળવવા માટે લડાઈ ઉપર બહેરામખાન પાસે તમે માણસ મોકલ્યો છે ?"

"હા હુજૂર, કયારનોયે મોકલાવ્યો છે."

એટલામાં એક યોદ્ધો ત્યાં આવી પહોંચ્યો અને સલામ કરી બોલ્યો:—"ખુદાવિંદ, સમરાંગણપરથી મનસુરઅલ્લી આવેલા છે અને આપને મળવા માંગે છે."

બાદશાહે વ્યગ્રતાથી કહ્યું:—"જા, તેને એકદમ અહીં લઇ આવ."

બીજી જ પળે મનસુરઅલ્લી કુર્નિસ બજાવતો બાદશાહની સામે આવીને ઉભો રહ્યો. તેનું આખું શરીર ધૂળથી ભરાઇ ગયેલું હતું તેથી તે ઘણે દૂરથી આવ્યો હોવો જોઇએ એમ અનુમાન થતું હતું. રસ્તામાં તેણે કયાંય પણ વિશ્રાંતિ લીધી નહોતી. તેના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ. જડવત્ તે બાદશાહની સામે ઉભો રહ્યો.

તેની આવી વર્તણુંક જોઇ જહાંગીર તિરસ્કારયુકત સ્વરે બોલ્યો:—"કેમ, શું છે ?"

બાદશાહનો પ્રશ્ન સાંભળતાં જ તે શુદ્ધિમાં આવ્યો. રણક્ષેત્ર-પર બનેલી બધી હકીકત તેણે સમ્રાટ્‌ને કહી સંભળાવી; પરન્તુ નૂર-જહાન વિષે સૈનિકોમાં જે ભયાનક વાત પ્રસરી રહી તેનો તેણે ઉલ્લેખ કર્યો નહિ.

તેની બધી વાત સાંભળી લીધા પછી જહાંગીર ભીષણુ ગંભીર-તાથી બોલ્યોઃ—"યા ખુદા! દુનિયામાં રાજાઓને—મ્હોટા મ્હોટા સમ્રાટોને પણ ક્યાં સુખ છે? અય ગફુરો રહીમ! આવો પ્રસંગ કોઇના પર પણ આવવા દેતો નહિ." એટલું બોલતાં જ તેણે એક ખિદમતગાર તરફ નજર ફેરવી. તરત જ તેણે મદ્યથી ભરેલું સ્વર્ણ-પાત્ર તેના હાથમાં મૂકયું. બાદશાહે મદ્યપાન કરી પાછો ફરીથી તે પ્યાલો નોકરના હાથમાં આપ્યો. તેની આવી તીવ્રતા જોઇ ત્યાં ઉભેલા બધા માણસો થરથર કંપવા લાગ્યા. બાદશાહનું ખરૂં સ્વરૂપ આજ સૂ-ધીમાં કોઇની નજરે પડયું નહોતું. આજે જ જહાંગીરની પહેલાંની ખરી મુદ્રા તેઓના જોવામાં આવી. રાજસ વિચારોથી તેનું આખું અંગ પરિપૂર્ણ ગભરાઈ ગયું. તેનાં નેત્રોમાં એક પ્રકારનું અપૂર્વ તેજ ઝળકવા લાગ્યું. જનાનખાનામાં હોય ત્યારે નૂરજહાનના આગમન સિવાય તે એક પણ હુકમ આપી શકતો નહિ; પરન્તુ આજે તેની નિર્બળતા લુપ્ત થયેલી દરેકે જોઇ. તે ગંભીરતાથી બોલ્યોઃ—"આ-સફખાન! હમણાં ને હમણાં ફતેહપુરમાં એક સ્વારને રવાના કરો અને સસૈન્ય બહેરાખાનને મળવા માટે મહંમદ તકીને હુકમ કરો, જાઓ જલ્દી મોકલો અને—"

જહાંગીર થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી બોલ્યોઃ-અને શું?-હું પોતે ફતેહપૂરમાં આવું છું-ચાલો."

જહાંગીરનો હુકમ થતાં જ બધા ત્યાંથી બહાર પડયા અને જવાની તૈયારી કરવા લાગ્યા. તેઓના જવા પછી જહાંગીરે મનસુર અલ્લીને પૂછયું-"મનસુર, શાહજાદાનું ખૂન થયું ત્યારે તેની સાથેની વિલાસીનીઓ ક્યાં હતી?"

મનસુર વિનીત ભાવે બોલ્યોઃ–ખુદાવંદ, મોગલ સૈન્ય પાછળ હટે છે, એ વાતની ખબર પડતાં જ તેઓ એક પછી એક ગૂમ થઇ ગઇ!"

જહાંગીરે ભ્રકુટી વક્ર કરી કહ્યું:–" ક્યાં ગૂમ થઇ જાય ? હવામાં તો નહિ મળી ગઈ હોય ! જા, તું હમણાં જ અહીંથી જઇને બહેરામખાનને મ્હારો હુકમ જણાવ કે, જે જે સ્ત્રીઓ ન્હાસી ગઇ હોય તેમને પકડી ગિરફતાર કરે અને બની શકે તેટલી ત્વરાથી તેઓને મ્હારી છાવણી જ્યાં હોય ત્યાં મોકલાવી આપે."

મનસુર થરથર કંપવા લાગ્યો. આવા ગુસ્સાના આવેશમાં તેણે જહાંગીરને ક્યારેય જોયો નહોતો. હુકમ થતાં જ ગુપચુપ તે તંબૂમાંથી બહાર નીકળ્યો.

જહાંગીર પોતાની જગ્યાએ ઘણા વખત સૂધી શાંત બેસી રહ્યો. પુત્રશોક દરેક માણસને થાય છે; પરન્તુ હતભાગી પરવેઝનું જે સ્થિતિમાં મૃત્યુ થયું તે સ્થિતિ માટે જહાંગીરને અસહ્ય દુઃખ થાય તો તેમાં કાંઇ અજાયબ થવા જેવું નથી. જહાંગીરનું અંતઃકરણ પુત્રશોકથી વ્યથિત થતું હતું. તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:–"હાય ! મ્હેં પોતે જ જો મ્હારો રાજ્યાધિકાર બરાબર તપાસ્યો હોત–તે પ્રમાણે વર્તવાને મ્હેં પ્રયત્ન કર્યો હોત તો મ્હારા પુત્રનું આવી ભયંકર રીતે મૃત્યુ થયું ન હોત. ખુદા તેના દેહને શાંતિ આપે. ગમે તે હોય. બન્યું તે બન્યું–પણ જહાંગીર ! હવે ત્હારે જાગ્રત થવાની જરૂર છે. નહિ તો પરવેઝના હાલ તેવા ત્હારા પણ હાલ સમજવા !"

આવી રીતે વિચાર કર્યા પછી તેણે છાવણીના સેનાપતિને બોલાવી લાવવાનો હુકમ કર્યો સેનાપતિ આવતાંજ તેણે તેને હુકમ કર્યો:–" હમણાં ને હમણાં અહિંથી છાવણી ઉઠાવો. મ્હારે ફતેહપુરમાં

જવું છે. માટે બિલકુલ વિલંબ થવો ન જોઇએ."

આ વાત નૂરજહાન પાસે પણ જલ્દી પહોંચી ગઇ. તે સાભળતાં જ તેના પગની આગ માથા સૂધી પહોંચી ગઈ. આજ સૂધીમાં એવું એક પણ કૃત્ય જહાંગીરે કર્યું નહિ હોય કે જેમાં તેણે નૂરજહાનની સલાહ યા મદદ લીધી નહિ હોય; પરન્તુ આજે તે સ્વતંત્ર હુકમ કરતો હતો. નૂરજહાન સમજી ગઇ કે હવે તે પવનને પીઠ આપવામાં જ સાર છે—ભવિષ્યની ચિંતામાં તે વ્યગ્ર બની ગઇ!

---

## પ્રકરણ ૫ મું.

---

### મુદ્રાપ્રતાપ.

---

બાદશાહનો હુકમ છાવણીમાં પહોંચતાં જ જ્યાં ત્યાં ગડબડ થઇ રહી. શું થશે અને શું નહિ તેની કોઇને ખબર પડી નહિ. ચારે બાજૂએ ધાંધલ અને દોડાદોડી થઈ રહી. લગભગ એક બે ગામ જેટલી વિસ્તૃત જગ્યામાં પડેલી છાવણીને જ્યારે એકદમ ઉઠાવવાનો હુકમ થયો ત્યારે ત્યાં જે એક પ્રકારની ગડબડ મચી રહી તેનું વર્ણન કરવું અશક્ય છે.

બાદશાહે કોઇની રાહ જોઈ નહિ, તેમજ નૂરજહાનની પણ તેણે મુલાકાત લીધી નહિ. પોતાના પસંદગીના 'ગુલામ મહમ્મદ' નામના હાથીને તૈયાર કરવાનો તેણે હુકમ કર્યો.

અડધા કલાકમાં જ મોતીની સેરોથી અને સોનેરી અંબાડીથી શૃંગારેલો હાથી તંબૂનાં બારણાં પાસે આવીને ઉભો રહ્યો. જહાંગીરે ખુદ પોતે પોતાના હાથે લશ્કરી પોષાક પહેરવા માંડ્યો. ઘણાં વર્ષે આજ તેણે તેવો પોષાક પહેર્યો હતો. હાથી આવતાં જ નિમિષ માત્રમાં તે હાથી ઉપર ચ્હડી બેઠો. એક હજાર સંરક્ષકો તેની આસપાસ ચાલવા લાગ્યા. પછી આસફખાનને પોતાની પાસે બોલાવી તેણે હુકમ કર્યો " જુઓ, અહીં એક પળને માટે પણ રોકાતા નહિ—એકદમ ફત્તેહપુરમાં આવો."

જહાંગીર હાથીપર બેસી ચાલ્યો ગયો. સેનાપતિઓ બની શકતી ત્વરાએ તંબૂઓ ઉખેડી નાખી સામાન સુમાન બાંધી તેની પછવાડે ચાલવા લાગ્યા. નૂરજહાનની પરવાનગીની કોઈએ રાહ જોઇ નહિ. નૂરજહાન ઘણી ખીજાઈ ગઈ. અત્યારે તે નાઇલાજ હતી. ચુપચુપ તે પોતાના મિયાનામાં જઈને બેઠી.

તેની અનુમતિ સિવાય આજ સુધી કોઇએ એક પણ કાર્ય કર્યું નહોતું; પરન્તુ આજે તેનો ભાવ પણ નહિ પૂછતાં એકાએક છાવણી ઉઠાવી લઈ બધા ફત્તેહપુર તરફ જવા લાગ્યા. જહાંગીર પણ તેના આખા જીવનમાં આજે જ પહેલીવાર તેને પછવાડે મૂકીને ચાલ્યો ગયો હતો. જનાનખાનામાં આવ્યા પછી નૂરજહાનનું આવું અપમાન ક્યારેય થયું નહોતું. ક્રોધ, લાજ, દુઃખ અને અપમાનને લીધે તેની આજે મૃત્યુ કરતાં વિશેષ હીન દશા થઈ ગઈ હતી.

પોતાના તંબમાંથી બહાર પડી થોડે દૂર જતાં જ તેણે શહેરિયારના તંબૂ તરફ પોતાના મિયાનાને લઇ જવાનો ભોઇઓને હુકમ કર્યો. તેના હુકમને નાફરમાન થવાની કોઈનામાં હિમ્મત નહોતી. ભોઇઓ તેના મિયાનાને શહેરિયારના તંબૂ પાસે લઈ ગયા. શહેરિયારના

તંબૂમાં પણ ધાંધલ અને ગડબડ ચાલી રહી હતી. આનંદપ્રિય શહેરિયાર મહામહેનતે પોતાનો રાજભવન છોડી કષ્ટદાયક લડાઈપર આવ્યો હતો; તો પણ કાંઈ ને કાંઇ અડચણો—બહાનાં બતાવી આ મુસાફરીમાં પણ તે આનંદોત્સાહમાં શૃંગારવિલાસમાં લુબ્ધ બની ગયો હતો. પરન્તુ એકાએક સાંભળવામાં આવેલી ભયંકર વાતથી તેનાં બધાં કાર્યો એમનાં એમજ રહ્યાં. કોઇને ખાવા મળ્યું નહિ તો કોઇને બોલવાની પણ ફુરસદ મળી નહિ. જેને જેમ ફાવ્યું તેમ પોતાનો સામાન બાંધી લઈ કુચ કરવાની તૈયારી કરવા લાગ્યા. બાદશાહના હુકમ પ્રમાણે છાવણી ઉઠાવવી પડે એમ હતું. એકાએક કુચ કરવાનો હુકમ મળવાથી શહેરિયાર ગુસ્સે થઇ ગયો હતો; પરન્તુ તેનો કોઈ ઈલાજ નહોતો. ચુપચુપ મનમાં ધુંધવાતો તે પણ ત્યાંથી ઉપડવાની તૈયારી કરવા લાગ્યો; એટલામાં નૂરજહાનનો મિયાનો લઈને ભોઈઓ તેના તંબૂ પાસે આવી પહોંચ્યા.

તેની મલેકા—અધિષ્ઠાત્રી—દેવી જે કહો તે નૂરજહાન જ હતી. તેનો મિયાનો જોતાં જ તે ઉઠીને ઉભો થયો. નૂરજહાને મિયાનાનો પડદો ખસેડી જોયું તો શહેરિયારને પોતાના તરફ આશ્ચર્યજનક મુદ્રાએ નિરખતાં જોયો. તેણે ગંભીરતાથી પૂછ્યું:—“ કેમ, કાંઇ નવી બાતમી મળી ?”

“ નહિ.” શહેરિયારે નમ્રતાથી જવાબ આપ્યો. છાવણીનાં માણસોને જેટલી ખબર પડી હતી, તેટલી પણ આ શાહજાદાને મોગલતખ્તના ભવિષ્યના બાદશાહને ખબર નહોતી ! દૈવયોગે યદા કદાચિત્ તે હમણાંથી જ બાદશાહ થઈ ગયો હોત તો ભારતવર્ષના અદૃષ્ટાકાશમાં કોઇ નવીન ઘટનાનો જે ઉદય થયો હોત અને જગદ્વિખ્યાત તાજમહેલ પણ તૈયાર થયો ન હોત ! ઔરંગજેબના

જન્મ વિષે પણ શંકા રહેત અને ભારતવર્ષમાં યવનપદ બાદશાહીનો વિધ્વંસ થવા સાથે હિન્દુઓના રાજ્યની સ્થાપના થઇ હોત ! પરન્તુ તેમ લખવાનું હમણાં કોઇ પ્રયોજન નથી, કારણ કે, તેમ લખીએ તો પછી 'ફોઇને મૂછ હોત તો કાકો કહેત' એ સૂત્રને યાદ કરવું પડે !

શાહજાદાનો નકારાત્મક ઉત્તર સાંભળતાં જ નૂરજહાને તિરસ્કારયુક્ત મુદ્રા કરતાં ધીર–ગંભીર સ્વરે કહ્યું:–" શહેરિયાર, હું હમણાં કેટલાંક જરૂરી રાજકાર્ય માટે ફત્તેહપુર જાઉં છું. ત્હારાથી મ્હારી સાથે આવી શકાય એમ નથી. તું હમણાં ને હમણાં અહીંથી આગ્રે ચાલ્યો જા. "

' મનને ભાવતું હતું અને વૈદે કહ્યું' એવો ન્યાય શાહજાદાની બાબતમાં બન્યો. નૂરજહાનનો હુકમ સાંભળતાં જ તેના આનંદનો પાર રહ્યો નહિ. તે બોલ્યો:–" અમ્મા ! હવે હું બચ્યો ખરો ! ખરેખર, આ દુનિયામાં તું જ મ્હારો ખુદા છે !"

નૂરજહાને પોતાની દૃષ્ટિ ભોઇઓ તરફ વાળી અને કહ્યું:– " ચાલો, મિયાનો ઉઠાવો. "

આ વખતે લગભગ અર્ધું સૈન્ય ફત્તેહપૂરના રસ્તે કુચ કરતું શરૂ થઇ ગયું હતું. નૂરજહાનનો મિયાનો લઇ ભોઇઓ તેમની પછવાડે ચાલતા હતા. બાદશાહ ઘણો જ આગળ નીકળી ગયો હતો. શહેરિયાર છાની પછવાડે રહ્યો અને પોતાનાં માણુસો તથા નાચરંગના તાયફાને લઇ તે આગ્રા તરફ વળ્યો.

બાદશાહની પછવાડે આસફખાન અને બીજા મુખ્ય મુખ્ય સેનાપતિઓ ચાલતા હતા. શાહજાદો આગ્રે ગયો છે, એની કોઇને ખબર નહોતી. તેઓને જો તે વાતની ખબર પડી હોત તો ભયંકર ઘોટાળો

થઇ જવાનો સંભવ હતો. પરવેઝનું ખૂન થયું હતું, અને ખુર્રમનો પત્તો લાગતો નહોતો. ખુદ બાદશાહ આગ્રામાં નહોતો. તેવી સ્થિતિમાં શહેરિયાર ત્યાં જઇ નૂરજહાનના અધિકાર નીચે સિંહાસનારૂઢ થયો હોત તો તેને અટકાવે એમ ત્યાં કોણ હતું?

આ બાજૂ મહમદ તકીને બાદશાહનો પૈગામ મળતાં જ તેણે સસૈન્ય રાજપૂતાના તરફ જવા માંડયું. બાદશાહે તેને બહેરખાનને મળવાનો હુકમ ફરમાવ્યો હતો. આ વખતે જેઓને સલાબતખાન, હમિદા અને મહમદખાનને બાદશાહ પાસે લઇ જવાનો હુકમ થયો હતો, તેઓ મ્હોટી પંચાતમાં આવી પડયા. મહમદ તકી એટલો તો જલ્દી ત્યાંથી નીકળી ગયો કે તેને તેઓ વિષે હુકમ કરવાનું યાદ જ રહ્યું નહિ. સુબેદાર કાસમખાન પચાસ ઘોડેસ્વારો સાથે પછવાડે રહ્યો હતો. તેણે ત્રણે જણને પોતાના કબજામાં લીધાં.

તેઓને પોતાની પાસે રાખવાં કે બાદશાહ પાસે મોકલી દેવાં તેનો તે નિશ્ચય કરી શકયો નહિ. કારણ કે, બાદશાહ ફત્તેહપુર આવવા માટે નીકળી ચુકયો હતો; અર્થાત્ તેઓને અહીંથી સામે લઇ જવા કરતાં બાદશાહ આવે ત્યારે જ સ્વાધીન કરી દેવાં એ જ સારૂં એમ તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો, એટલામાં તેના હાથ નીચેનો એક સિપાહી આગળ આવીને બોલ્યો:—"સુબેદાર સાહેબ! આ ગુલામ અને દાસીને ઠાર કરવાનું સેનાપતિ સાહેબ તમોને ફરમાવી ગયા છે, એ શું આપ ભૂલી ગયા? મ્હેં તો તેવું મ્હારા કાને સ્પષ્ટ રીતે સાંભળેલું છે. તો પછી આવી નકામી પંચાતમાં શા માટે પડો છો?"

સુબેદારે વ્યગ્ર સ્વરે કહ્યું:—"હા, તું બરાબર કહે છે, મ્હને પણ હવે યાદ આવે છે; પરન્તુ આ બધાની બાબતમાં તેમ બની શકે એમ નથી!"

"આપણું શું જાય છે ? તેઓ માટે વધારે વિચાર કરવાની કાંઇ જરૂરત નથી. કામ કરીને આપણે ચાલ્યા જઇશું."

"અને પછવાડેથી તેની તપાસ થશે તો ?"

"અરે મ્હારા સાહેબ! હાલના ધાંધલના અને ગડબડ ગોટાળાના વખતમાં કોણ કોની દાદ–ફરિયાદ લે એમ છે ?"

સુબેદારે તેની સલાહનો ઇન્કાર કરતાં કહ્યું:–" નહિ, તેમ બનવું મુસ્કિલ છે. અધિકારીઓને માટે કેટલી બધી જોખમદારી હોય છે તેની ત્હારા જેવા યઃકશ્ચિત્ સિપાહીને કયાંથી ખબર હોય ? ક્ષુલ્લક જણાતી બાબત પણ કોઇ કોઇ વખત મહાભયંકર સ્વરૂપ ધારણ કરે છે. તેમાંય વળી રાજદ્વારી બાબતોનું તો કાંઇ કહી શકાય જ નહિ. તે ત્રણે જણને બાદશાહે શા માટે ગિરફતાર કર્યાં છે, તેની પણ કોઇને ખબર નથી."

"હું તે વાતથી પૂરેપૂરો માહિતગાર છું !" એમ તે આગળ આવનાર સિપાહી પોતાના મનમાં બડબડ્યો. વાંચકો સંશયમાં ન પડે એમ ધારી અમે અહીં તેનો સહજ ખુલાસો કરીએ છીએ. તે સિપાહી બીજો કોઇ નહિ પણ આપણી પૂર્વપરિચિતા ગૌહરજાન જ હતી ! બાદશાહના હુકમ મુજબ બધા જેમ બને તેમ જલ્દી ફત્તેહપુર છોડીને ચાલ્યા ગયા પણ તે તો ફત્તેહપુર છોડી બહાર નીકળ્યો નહિ. સલાબતખાન અને તેનાં દાસ–દાસીનો આ જગત્માંથી નાશ કરવા માટે તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. તેઓ વિષે તેણે ઘણી માહિતી એકઠી કરી હતી, પરન્તુ સુબેદાર તે વાતથી અજ્ઞાત હતો તેથી તે તેને ખુલ્લા શબ્દોમાં જણાવી શકતો નહોતો. પોતાનો પાસો અવળો પડેલો જોઇ તેણે કહ્યું:–" તો પછી તેમને બાદશાહની છાવણીમાં લઇ ચાલો."

આ વખતે સુબેદારના મ્હોડામાંથી એકાએક આશ્ચર્યજનક ઉદ્ગારો નીકળી પડયા:—" અરે! આ કોણ આવે છે?"

થોડા વખતમાં જ એક પૂર જોસમાં ઘોડાને દોડાવતો ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો અને ઘોડાપરથી નીચે ઉતરી તેણે પૂછયું:—"સાહેબ, કાસમખાન સુબેદાર કોણ છે?"

"હું છું; કેમ, તમારે શું કહેવું છે?"

"હુજૂર, આપ આ મુદ્રિકા ઓળખો છો?

ઘોડેસ્વારના હાથમાં નૂરજહાનની મુદ્રિકા જોતાં જ કાસમખાન બોલ્યો:—" કહો, બેગમસાહેબાનો હુકમ સાંભળવાને આ ગુલામ તૈયાર છે."

ઘોડેસ્વારે ગંભીરસ્વરે કહ્યું:—" જુઓ, બેગમસાહેબે કહ્યું છે છે કે, તમારે વૃદ્ધ સલાબતખાન અને તેનાં દાસ દાસીને છોડી દેવાં—"

વેષધારી ગૌહરજાને તેને આગળ બોલતો અટકાવી કહ્યું:—" ખોટી વાત. બેગમસાહેબ આવો હુકમ કોઇ પણ દિવસ કરે નહિ."

ઘોડેસ્વાર તેના બોલવા તરફ ધ્યાન નહિ આપતાં આગળ બોલવા લાગ્યો:—" સાહેબ, આ વચમાં પટપટારો કરનાર માણુસનું નામ ગૌહરજાન હોવું જોઇએ. અહીં તે પોતાનો વેષ બદલીને આવ્યો છે માટે તેનાથી તમે ચેતતા રહેજો. બેગમસાહેબનો હુકમ તમારે માન્ય કરવો જ પડશે અને હમણાં ને હમણાં કેદ કરી તેને રાજધાનીમાં મોકલાવી દો. કારણ કે તેણે રાજાજ્ઞાની આડે આવવાનો પ્રયત્ન કર્યો છે. શાહજાદા સાહેબ આગ્રા તરફ ગયા છે અને થોડા વખતમાં જ બેગમ સાહેબ પણ ત્યાં જશે—

વેષધારી ગૌહરજાને જવાબ આપ્યો:—" સુબેદાર સાહેબ, આ બધું ખોટું કહે છે."

ઘોડેસ્વાર બોલ્યોઃ—" બેગમ સાહેબનો હુકમ માનવામાં જો તમે જરા પણ આનાકાની યા ગફલત કરશો, તો તેનાં કડવાં ફળ તમોને જ ચાખવાં પડશે. જુઓ, વળી તેમણે કહ્યું છે કે, શાહજાદો અસંખ્ય સૈન્ય લઈ અહીં આવવા માટે નીકળ્યો છે; માટે તમારે અહીં પલ વાર પણ ખોટી થવું નહિ. કારણ કે, જો તેમ થશે, તો તમે પકડાઈ જશો."

ગૌહરજાને કહ્યુંઃ—" હું જાણું છું કે, આ મુદ્રિકા બેગમસાહેબની છે અને ઘણો વખત થયાં તે ખોવાઈ હતી. પહેલાં તે શત્રુ પક્ષમાં મળી ગયેલી બાંદી 'જુલેખાંના હાથપર હતી—"

ઘોડેસ્વારે હસતાં હસતાં કહ્યુંઃ—" સુબેદાર સાહેબ ! આનું કહ્યું જો તમે માનશો તો નકામા ભૂલથાપમાં પડી તમારૂં પણ બુરૂં કરી લેશો. માટે તમને હું છેવટ કહું છું કે, બેગમસાહેબાના હુકમ પ્રમાણે તમે વર્તો છો કે નહિ ? તમારાથી તેમ બની શકતું ન હોય તો મ્હને જલ્દી ખુલાસો કરો એટલે—"

કાસમખાન મ્હોટા વિચારમાં પડી ગયો. આજૂબાજૂ જોઈ માથું ખંજવાળતાં ગંભીરપણે તેણે જવાબ આપ્યોઃ—" બેગમ સાહેબનો હુકમ તોડવાની કોનામાં હિમ્મત છે ? "

" તો પછી તેઓને હમણાં ને હમણાં છોડી દ્યો. આ દગાબાજ સિહાઇને પકડી કેદ કરી આગ્રામાં લઈ ચાલો. અહીં વધારે વખત રહેશો તો શાહજાદા ખુર્રમના હાથે માર્યા જશો. કારણ કે તેની વિરુદ્ધમાં જે જે લોકોએ પ્રયત્નો કર્યા છે, તેઓનો શિરચ્છેદ કર્યા વિના તે રહેશે નહિ !



# પ્રકરણ ૬ ઠું.

## વિમલસિંહ.

ગૌહરજાને કાસમખાનને પુષ્કળ ભય દર્શાવ્યો—લાંચ રૂશ્વત આ-પવાનું જણાવ્યું—વિનંતિ કરી પણ તે એકનો બે થયો નહિ. નૂરજ-હાનની મુદ્રિકા આગળ તે લાચાર હતો. તેણે તેનું કાંઇ પણ માન્યું નહિ. એટલું જ નહિ પણ તેણે ગૌહરજાનને દોરડાથી મજબૂત બાંધી પોતાના ઘોડાની પીઠપર બેસાર્યો અને તેણે રાજધાનીનો રસ્તો લીધો. ઘોડેસ્વાર, સલાબતખાન, હમિદા અને મહમદજાન એ ચારે જણાં ત્યાં ઉભાં રહી જોવા લાગ્યાં. તેઓ દૃષ્ટિપથમાંથી દૂર થતાં જ તે બધાં ખડખડ હસવા લાગ્યાં. તેઓથી હસવું રોકી શકાયું નહિ. આખરે વૃદ્ધ સલાબતખાને કહ્યું:—" હજી હસવાનો વખત નથી—ખરો વખત તો પછવાડે આવે છે ! "

ઘોડેસ્વારે કહ્યું:—" મહેરબાન, મ્હને તો બેગમસાહેબાના ગુપ્ત જાસૂસ—ચતુર ગૌહરજાનની દીનાવસ્થા જોઇને હસવું આવે છે ! આવો અનુભવ તેણે પોતાની આખી જીંદગીમાં ક્યારેય જોયો નહિ હોય. કાસ-મખાનને તેણે ગમે તેટલું કહ્યું હોત, તો પણ તેનું કહેવું તેણે માન્યું ન હોત. વારૂ, હવે હું પણ મ્હારા આ બનાવટી બાલને રજા આપું છું." એમ કહી તેણે પોતાના મ્હોડે લગાડેલી બનાવટી દાઢી ખેંચી કહાડી.

સલાબતખાને કહ્યું:—" રાજકુમાર ! તમે વેષ તો બરાબર ભજવ્યો ! હું પણ તમને ઓળખી શક્યો નહિ ! "

વિમલસિંહ હસતાં હસતાં બોલ્યોઃ—" આપના બિહારીચરણુના હાથ નીચે તાલીમ લીધેલો માણુસ કોઈના સપાટામાં આવે જ નહિ. કેમ, બિહારીચરણુ ખરું કે નહિ ?"

મહમદજાન ( બિહારીચરણે ) કહ્યુંઃ-" હુજૂર, હમણાં તો હું ઉમરાવસાહેબનો વૃદ્ધ ગુલામ મહમદજાન છું ! "

કુમાર પુનઃ હસીને બોલ્યોઃ—" તમારા જેવો માણુસ તો આખી દુનિયામાં મળી શકે એમ નથી. સેનાપતિને તમે જે ભીતિપ્રદ ગીત ગાઇ સંભળાવ્યું તે પોતાના આ જન્મમાં તો ભૂલી શકશે નહિ. ઇશ્વર જો સારા દિવસ દેખાડશે તો તમારા ગુણો—અતુલ સામર્થ્યની વાત આખા ભારતવર્ષમાં એક વખતે તો ગાજી રહેશે જ ! "

મહમદજાને નમ્રતાથી કહ્યુંઃ—" હુજૂરની મહેરબાની હશે તો બધું થઈ રહેશે."

સલાબતખાનઃ—જુઓ, આપણે વાતોમાં નકામો વખત ગુમાવવાની જરૂર નથી. બાદશાહ અહીં જલ્દી આવી પહોંચે એવો સંભવ છે, માટે શું કરવું એનો વિચાર પહેલેથી કરી રાખીએ તો ઠીક.

વિમલસિંહ હસીને બોલ્યોઃ-" ઉમરાવસાહેબ, તે માટે આપ નિશ્ચિંત રહો. જ્યાં સૂધી બિહારીચરણુ છે, ત્યાં સૂધી કોઈ જાતનો વિચાર કરવાની જરૂર નથી."

સલાબતખાનઃપ—હેલાં તો આપણે આપણો હાલનો પોષાક બદલી નાખવો જોઇએ. બાદશાહનો કોઇ માણુસ આપણુને ઓળખી જશે, તો પાછા ફરીથી સંકટમાં સપડાવું પડશે."

મહમદજાનઃ—તે વિષે ચિંતા કરવાની કોઇ જુરૂરત નથી. બધું જોખમ હું મ્હારે માથે ઉપાડી લઉં છું.

એકાએક વિમલસિંહ બે પગલાં પાછળ હઠી બોલી ઉઠયો:— "અરે! આ શું?"

એક વાંદરી કૂદકો મારી તેના પગ આગળ આવીને ઉભી રહી. કેટલાક વખત સુધી તેના તરફ નીરખીને જોયા પછી વિમલસિંહ બોલ્યો:—"ઓહો! આ તો બિહારીચરણની લીલા!"

વાંદરીએ ઉઠીને ઉભા થઈ કહ્યું:—"મહારાજ! હું તો આપની આજ્ઞાધારિણી દાસી છું."

રાજકુમાર આશ્ચર્ય પામી બોલ્યો:—"અહા! આ તો યુવાન સ્ત્રી છે!"

આ વખતે સલાબતખાન અચાનક ગભરાઇને બોલ્યો:—"કુમાર-સાહેબ! જુઓ—જુઓ! બાદશાહની સ્વારી આવી પહોંચી.

વિમલસિંહે સામે ઉડતી ધૂળ તરપ જોયું. એક નિમિષ માત્રમાં તેનો ચ્હેરો નિસ્તેજ બની ગયો, પણ બીજી જ પળે આત્મસંયમન કરી તે બોલ્યો:—"જે જગ્યાએ આપ જેવા મ્હારા રક્ષક છે, ત્યાં મ્હને ડરવાની શું જરૂર છે?"

"રાજકુમાર! મ્હારામાં પ્રાણ છે ત્યાં સુધી તમારો વાંકો વાળ થવા દઇશ નહિ. ચાલો, અહીં ઉભા રહેવામાં હવે સાર નથી. કાંઈ કહેવા જેવી બાતમી મળશે તો હું આ દુલાલી સાથે તમને કહેવડાવીશ; તમે ઘણી હોશિયારીથી રહેજો."

વિમલસિંહ તે વાંદરી તરફ એક તીક્ષ્ણ નજર ફેંકીને બોલ્યો:— "તેમ હોય તો પછી દુલાલી મ્હારી જ થઈ કહેવાય!"

"દુલાલીના મટોડીથી ભરેલા ગાલો ખુશાલીથી લાલ લાલ બની ગયા. તેની નસેનસમાં વિદ્યુત્પ્રવાહ વહેવા લાગ્યો. તેને દશે દિશાએ અંધકાર જણાવા લાગ્યો—કાંઇ જ દેખાયું નહિ. આંખો બંધ

કરતાં જ તે પોતાના મન સાથે વિચાર કરવા લાગી. તેમાં તેને એક પ્રકારનું અપૂર્વ સુખ જણાવા લાગ્યું. ઘણા વખત પછી તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં પણ વિમલસિંહ પુનઃ તેની દૃષ્ટિએ પડયો નહિ.

લશ્કરની દોડધામથી ઉડતી ધૂળ શહેરની પાસે આવવા લાગી. કલાક અડધા કલાકમાં તો બાદશાહની સ્વારી આવી પહોંચશે માટે અહીં રહેવું યોગ્ય નથી એમ ધારી સલાબતખાન અને હમિદા દૂર આવેલા એક ન્હાના ગામડામાં ચાલ્યાં ગયાં. વાંદરી—નહિ નહિ દુલાલી—નજીકમાં આવેલાં એક ખંડિયેરમાં અદૃશ્ય થઈ ગઇ. મહમદજાન પણ એક ઘરમાં ભરાઇ ગયો. પાએક કલાક ગયો પણ મહમદજાન કાંઇ બહાર આવ્યો નહિ; પરન્તુ થોડા વખત પછી એક વૃદ્ધ મૌલવી મસ્જિદમાંથી બહાર આવ્યો અને બોલ્યોઃ—"બાદશાહની સ્વારી નજીકમાં જ આવી પહોંચી હોય એમ જણાય છે!"

વિમલસિંહે શહેરમાં દાખલ થઇ પહેલાં સલાબતખાનના ઘરમાં પ્રવેશ કર્યો ખાનના ઘરનું બારણું ઉઘાડું હતું અને ઘરમાં કોઇ નહોતું. વિમલસિંહ એક વખત ઓરડા અને દિવાનખાનાંઓમાં થઈ ઘરના પછવાડેના ભાગમાં આવ્યો. એટલામાં ભીતિગ્રસ્ત લુલિયા કંપતી કંપતી તેની પાસે કયાંયથી નીકળી આવી અને દીનવાણીથી બોલીઃ—"—વડિલ—

વિમલસિંહ સહજ હસીને બોલ્યોઃ—"લુલી, શા માટે ગભરાય છે? મ્હારા વડિલના વાળને પણ હાથ લગાડવાનું કોનામાં સામર્થ્ય છે?"

"અને—અને—હમિદા, મહમદજાન?"

"મોગલોએ તેમને છોડી દીધાં છે અને તે પણ ઘણી ગમ્મતથી!"

"ગમ્મત? મ્હને નહિ કહો?"

વિમલસિંહે હસતાં હસતાં ગૌહરજાનની દુર્દશાની બધી હકીકત તેને કહી સંભળાવી. તે સાંભળી લુલિયાને પણ અપાર આનંદ થયો.

તે બોલી:—"અહા ! ત્યારે તો હવે આપણને અહીં હયરાન કરવાને કોઇ આવી શકશે નહિ !"

"જે સખ્સ એક વાર અહીં આવી ગયો, તે ફરીને આ પિશાચલીલાથી ભરેલા શહેરમાં પગ મૂકી શકશે નહિ !"

લુલિયા એક દીર્ઘ નિઃશ્વાસ મૂકતાં બોલી:—"જે થયું તે સારૂં થયું. અહા ! અમને કેવાં ભયંકર રીતે હયરાન કરવામાં આવતાં હતાં !"

"અને આવી હેરાનગતી ભોગવવાના સુખ માટે જ હું અહીં છુપાઇને રહ્યો છું; નહિ તો ક્યારનોયે કયાંય ચાલ્યો ગયો હોત."

"એટલે ? શું તમે જવા માગો છો ? નહિ તમોને અહીં કોઇ શોધી શકે એમ નથી."

"ત્યારે શું હમેશને માટે તમને હયરાન કરતો હું અહીં પડી રહું ?"

"તેમાં હેરાનગતી શેની ?"

વિમલસિંહ લુલિયાનો હાથ પકડી તેને પોતાની તરફ ખેંચી બોલ્યો:—"લુલી–લુલી, અહીંથી હું ચાલ્યો જાઉં તો શું તને દુઃખ થશે ?"

લુલિયા–તે સરળ બાલિકાનાં તેજસ્વી નેત્રો અશ્રુ જળથી ભરાઇ ગયાં. ગદ્‌ગદ કંઠે તે બોલી:—"પ્રાણનાથ–"

વિમલસિંહે તેને આગળ બોલવા દીધી નહિ. તેને પોતાની છાતી સાથે દબાવી એક સરખો ચુંબન લેવા લાગ્યો. લુલિયા સ્વર્ગીય સુખ અનુભવતી નેત્રો મીંચી તેની બાથમાં પડી રહી.

માનસિક આવેશ ઓછો થતાં તે બોલ્યો:—"ઇશ્વર જો મ્હને સારા દિવસ દેખાડે તો મ્હારા તરફના ત્હારા નિર્મળ પ્રેમનું સ્મારક

હું સંસારમાં રાખી છોડી જઇશ. તે પ્રેમચિન્હની તુલના આખી દુનિયામાં કોઇનાથી પણ થઇ શકશે નહિ I ”

ત્રિમલસિંહ શું બોલ્યો તેની લુલિયાને ખબર પડી નહિ. તે તો પોતાનું દેહભાન વિસરી ગઇ હતી. થોડા વખત પછી શુદ્ધિમાં આવી તે બોલીઃ—“ પ્રાણુનાથ ! મ્હને છોડીને ક્યાંય જશો નહિ.”

વિમલસિંહનું હૃદય ભરાઈ આવ્યું. તે બોલ્યોઃ—“ લુલી, આપણાં એકરૂપ થયેલાં હૃદયોને જગતની કોઇ પણ શક્તિ વિભિન્ન કરી શકે એમ નથી. ”

થોડા વખત સુધી બન્ને જણાં શાંત ઉભાં રહ્યાં. બન્ને જણાં એક બીજાંપર પ્રેમ કરવામાં નિમગ્ન બની ગયાં હતાં. પ્રેમ એ અનિવચનીય વસ્તુ છે. તેનો તો જેણે અનુભવ લીધો હોય તેજ ખરૂં રહસ્ય સમજી શકે. તેનો બધો વ્યવહાર મૂકભાષામાં જ ચાલે છે. આવા સ્વર્ગીય પ્રેમનું વર્ણન કોણ કરી શકે એમ છે ?

કેટલાક વખત પછી લુલિયા બોલીઃ-“ અહા ! તેમ થાય તો પછી આ લોકો અમને નકામા દુઃખી કરી શકશે નહિ. તેઓ અહીં આવી શા માટે અમને દુઃખી કરે છે ? બાદશાહનું અમે શું બગાડયું છે ? ”

“ લુલી, આવી રાજનીતિની વાતો સાંભળવાથી તને શું ફાયદો થાય એમ છે ? તેથી ઉલટું ત્હારૂં મગજ બગડી જશે. છળપ્રપંચથી ભરપૂર રાજકીય વાતો તને નિરૂપયોગી છે. તે બાબતનો વિચાર કરવાને ત્હારા વડિલ ક્યાં સમર્થ નથી ? ”

“ હું તો ધારૂં છું કે, હવે તેઓ પિતાશ્રીને હયરાન કરવા માટે આવશે નહિ તેમ અમને પણ ચોરની માફક છુપાઇને રહેવું પડશે નહિં. જુઓને, તેઓના જુલ્મને લીધે તેમને કોઈ કોઇ વખત

ખાવા પણ નથી મળતું અને રાતની રાતો ઉજાગરા કરીને પસાર કરવી પડે છે."

વિમલસિંહ અર્ધનિઃશ્વાસ મૂકી બોલ્યોઃ—"લુલી, હજી ગૃહદશા ફરી નથી. હવે તો ખુદ બાદશાહ અહીં આવનાર છે!"

"શું? કોણ બાદશાહ જહાંગીર અહીં આવનાર છે? શા માટે?"

"તેની મ્હને ખબર નથી. તેના મનમાં શું છે તે હું કેવી રીતે કહી શકું?"

લુલિયા મનમાં ને મનમાં વિચારવા લાગી—"બાદશાહ આવે છે પણ અહીં શું કામ હશે? પિતાશ્રીને પકડાવી ઠાર મારવાનો તો તેનો ઇરાદો નહિ હોય?—"

આવી કલ્પના તેના મગજમાં આવતાંજ તેનાં બન્ને નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે સલાબતખાનને ઘણા જ પ્યારથી ચ્હાતી હતી. તેને રડતી જોઇ વિમલસિંહે પુનઃ છાતી સાથે દબાવી અને માથાપર હાથ ફેરવતાં કહ્યું:—"લુલિયા, ત્હારા વડિલ માટે બિલકુલ ચિંતા કરીશ નહિ. વખત પડશે તો મ્હારા પ્રાણ આપીને પણ હું તેમનું રક્ષણ કરીશ."

લુલિયા કંપિતસ્વરે બોલી:—"તે શું હું જાણતી નથી?"

શહેરની નજીકમાંજ કોલાહલ થતો વિમલસિંહના સાંભળવામાં આવ્યો. તે સહજ હસીને બોલ્યો:—"લુલી, બાદશાહની સ્વારી આવી પહોંચી હોય એમ જણાય છે. ચાલ, આપણે અગાશીમાં જઇને જોઇએ."

લુલિયા સાશંક વૃત્તિએ બોલી:—"આપણને કોઇ જોઇ જશે તો?

"કાંઇ હરકત નહિ. બિહારીચરણની અદ્‌ભુત વિદ્યાને લીધે આપણે હવામાં પણ મળી જઇશું !"

લુલિયા સહજ હસીને બોલી:–"બાદશાહને મ્હેં કોઈ પણ દિવસ જોયા નથી. ચાલો, આપણે જોઇએ તો ખરાં ?"

વિમલસિંહે હસતાં હસતાં કહ્યું:—"અરે, એમાં શું જોવાનું હતું ? જેવો હું તેવો તે !"

લુલિયા સલ્લજતાથી નીચું જોઇ બોલી:–"વાહ ! આપ પણ જેમ આવે તેમ બોલો છો ! શું આપ બાદશાહ છો ? !"

---

# પ્રકરણ ૭ મું.

## ભયાનક સંવાદ.

---

બાદશાહે શહેરના મુખ્ય દરવાજાની સામે જ છાવણી નાખી અને મુખ્ય સેનાપતિને હુકમ કર્યો કે, "શહેરને ઘેરો ઘાલી કોઈ માણસને અંદર જવા દેશો નહિ તેમજ કોઇને અંદરથી બહાર આવવા દેશો નહિ."

એક બીજો સેનાપતિ વચ્ચે જ બોલી ઉઠયો:–" જહાંપનાહ ! બેગમસાહેબ !—"

જહાંગીરના કપાળે કરચલીઓ વળી ગઈ. તે ગંભીર સ્વરે બોલ્યો:–"તેનો હુકમ પણ તમારે માનવો જોઇએ."

સેનાપતિને વધારે બોલવાની હિમ્મત થઇ નહિ. બાદશાહની આજ્ઞા મુજબ વ્યવસ્થા કરવા તે ત્યાંથી તરત જ ચાલ્યો ગયો. ચારે

બાજૂએ તંબૂઓ ઠોકવાનું કામ ચાલી રહ્યું હતું. બાદશાહનો તંબૂ તૈયાર થતાં તે તંબૂમાં ગયો અને એક નોકરને મદ્યપાત્ર લાવવાનો હુકમ કર્યો. સ્વર્ણચષકની અંદર મદ્ય રેડી પીતાં પીતાં તે બોલ્યો:— "બેગમસાહેબાને કહી આવો કે, થોડો વખત આરામ લીધા પછી તે મ્હારી પાસે આવે."

ખીદમતગાર—નૂરજહાનને હુકમ સંભળાવવા ચાલ્યો ગયો. બાદશાહની છાવણીમાં ઈંદ્રજાળની માફક કામ ચાલતું હતું. બે ત્રણ કલાકમાં જનશૂન્ય, વૃક્ષશૂન્ય ફત્તેહપુર સીક્રીની સીમા એકાદ મ્હોટા શહેર-ની માફક શોભા આપવા લાગી. ઉત્તમોત્તમ તંબૂઓની હારોમાં વિસ્તૃત રસ્તાઓ પાડેલા હોવાથી છાવણીનો દમામ કાંઇક ઓરજ દેખાવા લાગ્યો. ભીસ્તી લોકો રસ્તાપર ગુલાબજળ છાંટવા લાગ્યા. ચારે બાજૂએ સુગંધિત શીતળ સમીર વહેવા લાગ્યો. ભીષણ અવાજનાં રણવાદ્યો, અને કર્ણકટુ ઘોંઘાટ શાંત થઇ ગયો તથા સુંદર સારંગીના મધુર તરંગો ચારે બાજૂએ નિનાદિત થવા લાગ્યા. સુંદર દાસીઓ અને લાવણ્યવતી યુવાન વિલાસી લલનાઓ એક તંબૂમાંથી બીજા તંબૂમાં એમ કામ નિમિત્તે અહીં તહીં ફરવા લાગી.

જહાંગીરે મદ્યથી ભરેલો એક પ્યાલો હોઠે લગાડેલો હતો. એટલામાં એક ખિદમતગાર આવીને સલામ ભરી બોલ્યો:—"ખુદાવંદ! શહેરના મૌલવી સાહેબને તેડી લાવવામાં આવ્યા છે અને તેઓ દરવાજાપર ઉભા છે."

જહાંગીર આ વખતે અર્ધશાયિતાવસ્થામાં તકીયાને અઢેલીને બેઠો હતો, પણ મૌલવી સાહેબનું નામ સાંભળતાંજ તે ટટ્ટાર થઇને બેઠો અને બોલ્યો:—"જા, તેમને તેડી આવ. અને બીજા કોઇને અહીં આવવા દેતો નહિ."

મૌલવી, મુલ્લાં, ફકીર વગેરે ધર્મગુરૂઓ પર જહાંગીરને વધારે શ્રદ્ધા નહોતી. કારણ કે, યવનધર્મની દિક્ષા તે લગભગ ભૂલી ગયો હતો. વળી ધર્મ વિરૂદ્ધ ગણાતું સુરાપાન પણ તે યથેચ્છ કરતો હતો તેથી ધર્મગુરૂઓ તેમજ ધાર્મિક જનસમૂહમાં ખુલ્લે ખુલ્લી રીતે તેની —બાદશાહની નિંદા થતી હતી. જહાંગીર તે વાતથી માહિતગાર હતો અને તેટલા માટે જ તે તેઓના તરફ વધારે શ્રદ્ધા રાખતો નહોતો.

ફત્તેહપુર સિક્રીના મૌલવીને તે સારી પેઠે ઓળખતો હતો. કારણ કે, તે કોઇ કોઈ વખત આગ્રે રાજદરબારમાં જઈ ફત્તેહપૂર સિક્રીની નવાજૂની જણાવતો હતો, તેમજ પોતાનો પગાર પણ લઇ આવતો હતો. આ પરિત્યક્ત શહેરની લગભગ ઘણીખરી મસ્જિદો તથા કબરોની વ્યવસ્થા તે રાખતો હતો. જહાંગીર બાદશાહ થયો તે પહેલાંનો તે આ શહેરમાં આવીને રહેલો હતો; પરન્તુ તે ત્યાં ક્યારે આવ્યો અને બધી વ્યવસ્થા કરવાનું કામ તેને કોણે સોંપ્યું તેની કોઇને ખબર નહોતી. બાદશાહ પણ તે વાતથી બિનમાહિતગાર હતો. ફત્તેહપુરમાં એક વૃદ્ધ મૌલવી રહે છે, એટલી જ બધાને ખબર હતી. તે સિવાય કોઇ કાંઇ જાણતું નહોતું.

વૃદ્ધ ઉમરાવ સલાબતખાને પોતાની જીંદગીનો આખરનો વખત ધર્મચિંતનમાં ગાળવાનો નિશ્ચય કરવાથી ફત્તેહપુર સિક્રીનાં એકાદ ખંડિયેરમાં રહેવાની રજા આપવા માટે તેણે બાદશાહને યાચના કરી હતી. બાદશાહે તેવી પરવાનગી આપતાંજ તે ત્યાં આવીને રહ્યો હતો. દરબારમાં કોઇ વખત તેને કાંઇ કામ પડતું તો તે મૌલવી દ્વારા જ કરાવી લેતો હતો. પોતે દરબારમાં ક્યારેય જતો નહિ. લગભગ ઘણાં વર્ષ થયાં શહેરમાંથી બહાર નીકળતાં તેને કોઇએ જોયો નહોતો.

જહાંગીર જો કે પ્રત્યક્ષ રીતે રાજકારભાર જોતો નહોતો,

તો પણ તેને એટલી તો ખબર પડી હતી કે, ફત્તેહપુરમાં માત્ર મૌલવી અને સલાબતખાન સિવાય બીજું કોઇ રહેતું નથી: પરન્તુ પહેલ વ્હેલું નૂરજહાનદ્વારા જ તેના સાંભળવામાં આવ્યું હતું કે, "શાહજાદો ખુર્રમ આગ્રામાંથી ન્હાસી જઇ ત્યાં ભરાઇ રહ્યો છે અને તે વાત ખરી છે કે ખોટી તે જાણવા માટે તેણે કોઇને પણ ખબર નહિ પડે તેમ અંબરના અજીતસિંહને તપાસ કરવા ફત્તેહપૂરમાં મોકલાવ્યો હતો."

નૂરજહાનની ઉપરોક્ત બાતમી વખતે જહાંગીરે કહ્યું હતું કે, "ત્હેં જે કાંઇ કર્યું છે, તે ઉત્તમ જ છે. કારણ કે, મોગલોની રાજ્યલક્ષ્મી બીજી કોણ થઇ શકે એમ છે?"

ખરી રીતે જોતાં ખુર્રમના ન્હાસી જવા વિષે સંપૂર્ણ તપાસ કરવી એમ જહાંગીરના મનમાં આવતું નહોતું. આવી રીતે ન્હાસી જવું એ યૌવનસુલભ ચંચળતા જ છે એમ તે માનતો હતો; પરન્તુ ધીમેધીમે તેના તે વિચારો બદલાવા લાગ્યા. તેના ધ્યાનમાં આવવા લાગ્યું કે, દિલ્હીના સિંહાસન માટે એક મહા ભયંકર કારસ્તાન ચાલી રહ્યું છે. પહેલાં તે એમ માનતો હતો કે, 'ઉદ્ધત ભીમસિંહ અને ચતુર મહબ્બતખાનની આ કપટજાળ હોવી જોઇએ;' પણ આજે તેના પ્રિય પુત્ર પરવેઝના મૃત્યુની ખબર સાંભળતાં જ તેના વિચારો બદલાવા લાગ્યા. "શું આમાં નૂરજહાનનો તો હાથ નહિ હોય? આ બધાં કારસ્થાનની દોરીઓ તે અપ્રત્યક્ષ રહીને તો નહિ ચલાવતી હોય? અવશ્ય તેમજ હોવું જોઇએ. શહેરિયારને ગાદીએ બેસાડવા માટેજ તે આટલા બધા છળપ્રપંચો કરતી હોવી જોઇએ." આવી રીતે અનેક પરસ્પર વિરોધી વિચારોથી તેનું મગજ ઘેરાઇ ગયું હતું; એટલામાં વૃદ્ધ મૌલવી આવી પહોંચ્યો.

મૌલવીએ ત્યાં આવી અભિવંદન કરતાં જ બાદશાહે તેને સન્માનપૂર્વક પોતાની સામે બેસવાની વિનંતિ કરી. લાંબી સફેદ દાઢીવાળો વૃદ્ધ મૌલવી બાદશાહના કહેવા મુજબ ધીમેથી બતાવેલા આસનપર જઇને બેઠો અને કહ્યું:—"જહાંપનાહ! આજે એકલો જ હું આ શહેરમાં પહેરાપર રહ્યો છું—"

જહાંગીરે તેને આગળ બોલતો અટકાવીને પૂછ્યું:–"સલાબત-ખાન ક્યાં છે?"

મૌલવીએ નમ્રતાથી જવાબ આપ્યો:–"આજ સ્હવાર સુધી તેઓ આ શહેરમાં હતા. ત્યાર પછી સેનાપતિ મહમ્મદ તકીએ તેમને અને તેમના નોકરને કેદ કરી–"

"શું, કેદ કર્યા? કોના હુકમથી?"

"ખુદાવંદ, તેની મ્હને ખબર નથી."

"તેઓ હમણાં ક્યાં છે?"

"ક્યાં છે તેની પણ મ્હને ખબર નથી. હું ધારું છું કે, મહમ્મદ તકી તેમને સાથે લઇ ગયો હોવો જોઇએ."

"નહિ, કેદી માણસને સાથે લઈ તે, લડાઇ પર જાય નહિ."

"તો પછી તેમનો શિરચ્છેદ થયો હોવો જોઇએ!"

"શિરચ્છેદ? વૃદ્ધ સલાબતખાનનો શિરચ્છેદ? કોના હુકમથી આ બધું બને છે? મ્હને તો કાંઇ સમજણ પડતી નથી!"

"હુજૂર, તે વિષે હું વધારે જાણતો નથી. આપનું આગમન થયું ત્યાં સુધી હું સિંહદ્વારપર ઉભો રહી આપની રાહ જોયા કરતો હતો. હવે આ પતિત અને ખંડિયેર જેવા શહેરમાં મ્હારા દિવસો જતા નથી માટે બીજા કોઈ હોશિયાર માણુસને અહીંનું કામ સોંપી આ સેવકને રજા આપશો તો હું આપનો ઘણો આભાર માનીશ."

જહાંગીર વિચારમાં પડી ગયો. વિચારને લીધે કદાચિત આ વિસ્તૃત ભાષણ પણ તેણે સાંભળ્યું નહિ હોય! થોડા વખત પછી તેણે એક નોકરને બૂમ પાડી અને પૂછ્યું:—"આસફખાન આવી પહોંચ્યો છે?

"હા, હુજૂર."

"જા, તેને અહીં જલ્દી લઇ આવ."

ત્યાર પછી આસ્તે આસ્તે બાદશાહે પોતાની દૃષ્ટિ મૌલવી તરફ વાળી અને કેટલાક વખત સુધી તેના તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોયા પછી કહ્યું:—"મૌલવી સાહેબ! આપ મ્હારા સહાયક છો અને વિશ્વાસુ તેમજ મોગલોનું કલ્યાણ ઇચ્છનારા—"

મૌલવીએ માથું નીચું નમાવી કહ્યું:—"આપની મ્હારા તરફ આટલી બધી મહેરબાની—"

બાદશાહે તેને આગળ બોલતો અટકાવી સહજ કઠોર સ્વરે કહ્યું:—"તેમજ આપ અનુભવી, વૃદ્ધ, ધર્મપરાયણ, કટ્ટા મુસલમાન અને સદાચારી ફકીર છો."

"હુજૂર, એ બધો આપનો જ પ્રતાપ છે!"

"હું જાણું છું કે, આપ મ્હારી પાસે ક્યારેય ખોટું બોલતા નથી."

"ખુદાવંદ! ખોટો શબ્દ નીકળતાં પહેલાં જ આ જીભ હું તોડીને કૂતરાંને ફેંકી દઉં એવો છું."

"વારૂ, ત્યારે ખરેખરૂં કહેજો, સલાબતખાન સિવાય અહીં બીજું કોઇ રહેતું નથી?"

"હુજૂર, મ્હારા જોવામાં બીજું કોઇ આવ્યું નથી. કદાચિત્ તેમ હોય તો મ્હારા જાણ્યામાં તે વાત આવ્યા સિવાય રહે જ નહિ.

સલાબતખાન પોતાની એક પણ વાત મ્હારાથી ગુપ્ત રાખતા નથી. તેમને જો ખબર હોત કે અહીં બીજું કોઇ છુપાઇને રહ્યું છે તો તે વાત તેઓ મ્હને કહ્યા વિના રહ્યા ન હોત."

જહાંગીર સહજ હસીને બોલ્યોઃ—"ફકીર સાહેબ! આપ ધર્માત્મા છો. આપનું હૃદય સરળ છે તેથી બધામાં આપ વિશ્વાસ રાખો છો તેમજ ધાર્મિક કાર્યોમાં હમેશાં નિમગ્ન રહો છો; પરન્તુ સલાબતખાનની સ્થિતિ કાંઈ તેવી નથી. તે વૃદ્ધ થયેલ છે એટલે કોઇ મૌલવી કે ફકીર કહી શકાય નહિ, તેમજ રાજકાર્યમાં પણ પોતાનો હાથ નાખે નહિ એમ પણ કહી શકાય નહિ. તે જો એકાદ પ્રપંચમાં સામેલ હોય તો તમને તે વાતથી એ વાકેફ કરે જ નહિ."

"જહાંપનાહ! આપ કહો છો તે કદાચિત્ ખરૂં પણ હોય!"

"પરન્તુ તમે તો તે વાતમાં કાંઇ જાણતા નથી ને? તમે નહિ જાણો તેમ એકાદ માણસને તે અહીં લાવીને છુપાવી રાખે તો તમે શું જાણી શકો એમ છો?"

વૃદ્ધ મૌલવી પોતાની સફેદ દાઢી ખંજવાળતો ખંજવાળતો બોલ્યોઃ—"હુજૂર, આપ કહો છો, તે ખરૂં છે. હું તો હમેશાં ધાર્મિક કાર્યોમાં નિમગ્ન રહું છું એટલે અન્ય વિષયોમાં ધ્યાન આપવાનું ક્યાંથી બની શકે?"

"અહીંની પિશાચ લીલા માટે તમે શું જાણો છો?"

"હુજૂર, તે બધું ખોટું છે."

જહાંગીર સહજ હસીને બોલ્યોઃ—"મૌલવી સાહેબ! ત્યારે આ વાતની તમને કેમ ખબર પડી?"

"મહેરબાન, જે ઠેકાણે સલીમ સાહેબની કબર છે—જે ઠેકાણે મક્કાની મસ્જિદો જેવી મસ્જિદો છે—જે સ્થળે દરરોજ પાંચ વખત નમાજ પઢવામાં આવે છે—તે સ્થળે ભૂતો રહી શકે જ નહિ!"

"ઠીક છે. આજે તમને ઘણો વખત રોકી રાખ્યા. જુઓ, આજે રાત્રે મ્હેં પોતેજ તમારા આ ભૂતાવળવાળા શહેરમાં રહેવાનો નિશ્ચય કર્યો છે. જોઉં છું કે, ભૂત દેખાય છે કે માણસ ?"

એમ કહી બાદશાહે મદ્યપાત્ર તરફ આંગળી કરી બતાવી; મૌલવી બન્તે કાનપર હાથ દઇ બોલ્યોઃ–"તૌબા ! તૌબા !"

જહાંગીર મ્હોટેથી હસીને બોલ્યોઃ–"જાઓ, તમારી મુલાકાતથી આજે મ્હને ઘણો આનંદ થયો છે."

મૌલવી કુર્નિસ બજાવીને ત્યાંથી બહાર પડ્યો. બાદશાહે મદ્યથી ભરેલો પ્યાલો મ્હોડે લગાડ્યો. પરન્તુ તે વખતે એકાએક છાવણીમાં થતી ગડબડ બંધ થઇ ગઇ. બધું શાંત થઇ ગયું. કોઇ પણ વિપરિત બનાવ બન્યા સિવાય આમ બને નહિ એમ બાદશાહે ધાર્યું અને તેથી આશ્ચર્યજનક મુખમુદ્રાથી તે આસપાસ જોવા લાગ્યો.



## પ્રકરણ ૮ મું.

### ઘોર પરિવર્ત્તન.

બાદશાહની છાવણી ઘણી વિસ્તૃત હોવાને લીધે સૈનિકોની સહજ વાતચિત પણ ઘણા કોલાહલનો ભાસ આપતી હતી ! હજારો સૈનિકો, નોકર ચાકરો, હાથી, ઘોડા અનેહજારો યુવાન લલનાઓના હાસ્યવિનોદનું વર્ણન કરવું અશક્ય છે. આવી રીતની ગડબડ એકાએક બંધ થતાં જ બાદશાહ ચોંક્યો અને વિસ્મયતાથી આસપાસ જોવા લાગ્યો; પરન્તુ બીજીજ પળે પાછી એવા તો જોર–શોરથી ગડબડ થવા લાગી કે, આકાશ તૂટી પડે છે કે શું, એવો ભાસ થવા લાગ્યો. કોઇ પણ

અપૂર્વ બનાવ બન્યો હોવો જોઇએ એમ શંકા થતી હતી. શત્રુઓએ અચાનક છાવણીપર છાપો તો નહિ માર્યો હોય? આ રીતે એક પળની અંદર હજારો વિચાર તેના મગજમાંથી પસાર થઇ ગયા; છતાં તે કોઇ જાતના વિશ્વાસપર આવ્યો નહિ. એટલામાં આસફખાન તેની સામે આવીને ઉભો રહ્યો.

પોતાની અસ્વસ્થ અને લજ્જાસ્પદ સ્થિતિ હાનીકર્તા છે, એમ માની તેણે આત્મસંયમન કર્યું. પછી એક તકીયા સાથે અઢેલી ગંભીર મુદ્રાએ તે બોલ્યો:—"આસફખાન ! છાવણીમાં શાની ગડબડ ચાલી રહી છે ?"

"હુજૂર !—" એમ કહી આસફખાન માથું ખંજવાળવા લાગ્યો. તેની આવી વર્તણુંક જોતાંજ બાદશાહ ચીડાઇ ગયા અને તીવ્રસ્વરે બોલ્યો:—"કેમ, મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળતો નથી ? છાવણીમાં શું થયું છે ?"

બાદશાહની આવી કર્ત્તવ્યતત્પરતા આસફખાનના જોવામાં ક્યારેય આવી નહોતી. ઉત્તર આપવામાં વિલંબ થશે તો શું થશે અને શું નહિ, એવો વિચાર તેના મનમાં આવતાં જ તેણે વિનીત સ્વરે જવાબ આપ્યો:—"જહાંપનાહ ! ઘણીજ ભયકારક અને દુઃખદાયક વાત બધાના સાંભળવામાં આવી છે !"

"એટલે, તું શું કહેવા માગે છે ? શું હું ઔરત છું કે, ત્હારી વાતથી ડરી જઇશ ?"

"ખુદાવંદ !—"

જહાંગીર એકાએક ઉભો થઇ ગયો અને ગુસ્સાથી જમીન સાથે પગ પછાડી બોલ્યો:—"ખુદાવંદ ખુદાવંદ, કાંઇ નહિ. શું થયું છે, તે મ્હને જલ્દી કહે ?"

આસફખાન અસ્પષ્ટ કંપિત સ્વરે બોલ્યો:—"હુજૂર! શાહજાદા સાહેબ મરણ પામ્યા છે!"

"તે વાતની મ્હને ખબર છે. તમને શું હમણાંજ ખબર પડી?"

આસફખાન ગભરાઈ ગયો. તેના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. જહાંગીરનો ક્રોધ આસ્તે આસ્તે તીવ્ર સ્વરૂપ ધારણ કરતો ગયો. ગુસ્સાથી તેનો ચ્હેરો લાલ બની ગયો. તે ગર્જના કરતો બોલ્યો:—"જા, આ બાતમી સિવાય ત્હારે બીજું કાંઈ કહેવાનું ન હોય તો અહીંથી તું એકદમ ચાલ્યો જા."

આસફખાન હાથ જોડી નમ્ર સ્વરે બોલ્યો:—"હું શાહજાદા વિષે બોલતો નથી."

જહાંગીરે વિસ્મયતાથી પોતાનાં નેત્ર વિસ્તૃત કરી પૂછ્યું:—"ત્યારે કોના માટે બોલે છે?"

"શાહજાદા ખુર્રમ—"

જહાંગીરના પગ થરથર ધ્રૂજવા લાગ્યા. તેના કપાળપરથી પ્રસ્વેદ-બિંદુઓ ટપકવા લાગ્યાં. આસ્તે આસ્તે તે નીચે બેસી ગયો અને શાંત સ્વરે બોલ્યો:—"શાહજાદા ખુર્રમ–ખુર્રમ! આ હું શું સાંભળું છું? આસફખાન, કહે–કહે તેને શું થયું?"

"શાહજાદા ખુર્રમ મરણ પામ્યા છે."

"કેવી રીતે?"

"દિલ્લીના દરવાજામાં–ગયા મંગળવારે તેમનો નગ્નદેહ બધાના જોવામાં આવ્યો."

"તને કોણે કહ્યું?"

"દિલ્લીના સુબેદારે તે સમાચાર લઇને એક ઘોડેસ્વારને મોક-લાવ્યો છે અને તે હમણાં જ અહીં આવી પહોંચ્યો છે."

" વારૂ, પછી ? "

"તેણે શાહજાદાના દેહને દફનાવવા માટે આગ્રામાં મોકલાવેલોછે."

" જાઓ, બન્ને શાહજાદાઓને એક ઠેકાણે દફનાવવાનો હુકમ કરો. "

આસફખાન એક પણ શબ્દ બોલી શક્યો નહિ. બોલવાની તેની હિમ્મત ચાલી નહિ. જહાંગીરની આવી ભયાનક મૂર્ત્તિ તેણે ક્યારેય જોઇ નહોતી અને તેથી તેનો હુકમ સાંભળતાંજ તેજ પળે તે ત્યાંથી વિદાય થયો.

જહાંગીરે એક દીર્ઘ નિશ્વાસ મૂકી દારૂનો પ્યાલો મંગાવ્યો. ત્યાર પછી તે સ્વગત વિચાર કરવા લાગ્યોઃ–" આમાં કોનો વાંક ? મ્હારો પોતાનોજ–બીજા કોઇનો નહિ. એકજ દિવસમાં બે પુત્રોનો મૃત્યુશોક ? ખુદા આવો દિવસ દુશ્મનને પણ ન બતાવે ! "

એટલામાં તે બેઠો હતો તેની પછવાડેથી અવાજ આવ્યોઃ– " આવેલી બન્ને બાતમીઓપર મ્હારો વિશ્વાસ નથી. "

બાદશાહે ચમકીને પાછળ જોયું તો અનુપમેય સ્વરૂપા નૂરજહાન ત્યાં ઉભી હતી. તેના ચ્હેરાપર મન્દ હાસ્યની લહર પ્રકાશી રહી હતી. અતુલનીય હૃદયનો કેવો અતુલનીય ભાવ ? અનેક રીતે તેણે તેના દેહને શણગારેલો હોવાથી તેના આગમનથી ચારે બાજૂએ વિમળ જ્યોત્સ્ના પ્રસરી રહી ! આ ભાવ, બુદ્ધિ અને સ્વરૂપ ન હોત તો ભારતવર્ષની અધિષ્ઠાત્રી–સામ્રાજ્યેશ્વરી શું તે થઇ શકી હોત ?

જહાંગીર પોતાની પછવાડે ઉભેલી સૌંદર્યલતિકાને એકી ટસે જોઇ રહ્યો. થોડા વખત પહેલાં તેના હૃદયમાં તેના માટે જે ક્રોધ અને સંશય ઉત્પન્ન થયો હતો, તે એક ક્ષણ માત્રમાં લુપ્ત થઈ ગયો. વિષણ્ણતાથી તે બોલી ઉઠયોઃ–" અરે ! તું પણ સાંભળી ગઇ ? "

પગનો જરા પણ સણસારો થવા નહિ દેતાં નૂરજહાન તંબૂના પાછળના દરવાજેથી અંદર આવી હતી અને તેના ભાઇ આસફખાન તથા બાદશાહ વચ્ચે થયેલી દરેક વાતચિત તેણે સાંભળી હતી. બાદશાહનો પ્રશ્ન સાંભળતાં જ તે જરાક નજીકમાં આવી અને બોલી :– " તે વાતમાં હું બિલકુલ વિશ્વાસ ધરાવી શકતી નથી. "

જહાંગીર પુનઃ નૂરજહાનના ચ્હેરા તરફ એકી ટસે જોવા લાગ્યો. નૂરજહાન તેની બાજૂમાં બેઠી અને એક પ્યાલાની અંદર દારૂ રેડી તેના મ્હોડા આગળ ધરતાં બોલી:–" હુજૂર, દાસીના હાથની આ મુબારકબાદી લ્યો. ચિંતા કરો નહિ. બન્નેમાંથી એક પણ શાહજાદો મરણ પામ્યો નથી ! "

જહાંગીર કાંઈ પણ બોલ્યો નહિ. તે દિંગ્મૂઢ બની ગયો હતો. થોડા વખત પછી શુદ્ધિમાં આવતાં તે બોલ્યો:–" નૂરજહાન–નૂરજહાન–શું તું બધી વાત સાંભળી ગઈ ? "

" હા, મ્હેં તમારી બધી વાત સાંભળી છે અને તેટલા માટે હું આ વાતમાં વિશ્વાસ ધરાવી શકતી નથી. "

જહાંગીર પુનઃ ચકિત બની જઇ તેના તરફ જોવા લાગ્યો. કારણ કે તેની ખાત્રી હતી કે, નૂરજહાન ખરી બાતમી મેળવવામાં જેટલી કાર્યબાજ અને હોશિયાર હતી તેનો સોમો ભાગ પણ પોતાનામાં શક્તિ નથી ! વળી તે જાણતો હતો કે, નૂરજહાનના જેવી ચતુરાઇ તેમજ મુત્સદ્દીપણું દરબારમાંના એક પણ માણસમાં નથી ! તેથી નૂરજહાનની વાત સાંભળી તે પહેલાં તો જરા અજાયબ થયો; પરન્તુ લાંબો વિચાર કરી જોતાં તેને તેમાં કાંઇક તથ્યાંશ જણાયો. એકજ દિવસે બન્ને પુત્રોના મરણની વાત સાંભળી તેના હૃદયમાં આઘાત લાગ્યો હતો; પરન્તુ નૂરજહાનની વાત સાંભળ્યા પછી તેના મનમાં

જરા શાન્તિ આવી. દુઃખની વાતપર એકાએક કોઇનો પણ વિશ્વાસ બેસી શકતો નથી. આશાનું એકાદ કિરણ તો મનુષ્ય માત્રના હૃદયમાં ચમકતું હોય છે અને તેમાં જો સહજ સુખની—આનંદની વાત કહેવામાં આવે છે તો મનુષ્યસ્વભાવ પાછો પલટાઇને મૂળ સ્વરૂપ ઉપર આવે છે. જહાંગીરની પણ તેવીજ અવસ્થા થઇ. તે બોલ્યો:—'નૂરે-નજર ! શાહજાદો પરવેઝ અને ખુર્રમ મરણ પામ્યા નથી એવી તને પકી ખાત્રી છે ?"

"ખાત્રીપૂર્વક તો હું કહી શકતી નથી, તો પણ હું એમ અનુમાન કરૂં છું અને મ્હારૂં અનુમાન ઘણીખરી વખત ખરૂંજ પડે છે."

"તું કેવી રીતે આવા અનુમાનપર આવી છે ? કોઇ જાતની સાબીતી મળી છે ?"

"પ્રાણનાથ ! આ વાતનો ખુલાસો કરવાની મ્હારા મનમાં કેટલાયે દિવસ થયાં ઉત્કંઠા હતી; પરન્તુ તેવો વખત આવ્યો નહોતો; આજે વખત આવ્યો છે માટે કહું છું. જહાંપનાહ ! આ ભેદ આપને જાણવાની ઇચ્છા હોત તો મ્હેં આપને ક્યારનોયે તેનો સ્પષ્ટ ખુલાસો કર્યો હોત કારણ કે આપ મ્હારા સ્વભાવથી માહિતગાર-"

"હા, હું જાણું છું"

"જુઓ, મ્હારા ગુપ્ત જાસૂસો હમેશાં ચારે બાજૂએ ફર્યા કરે છે.-"

"તેની પણ મ્હને ખબર છે."

"તેથી મ્હને જે જે બાતમીઓ મળી છે તે ઉપરથીજ હું આમ કહું છું."

બાદશાહ કાંઈ પણ બોલ્યો નહિ. થોડો વખત થોભ્યા પછી નૂરજહાંને જુલેખાં સંબંધી અથથી તે ઇતિ સુધીની દરેક વાતથી

બાદશાહને માહિતગાર કર્યો. જુલેખાં અને પાનવાળી વચ્ચે ગુપ્ત સંબંધ હતો. એ વાત કહેવાને પણ તે ભૂલી નહિ. જુલેખાં અને ગંગીયા બીમસિંહ તેમજ મહબ્બતખાનની સહાયતાથી શાહજાદા ખુર્રમને દિલ્લીના સિંહાસનપર બેસાડવાના પ્રયત્નો કરે છે એ હકીકત પણ તેણે કહી સંભળાવી. જહાંગીર ગુપચુપ તેની વાત સાંભળ્યા કરતો હતો. વચમાં તે એક પણ શબ્દ બોલ્યો નહિ. નૂરજહાનની વાત બંધ થતાંજ તે વિષાદયુક્ત હાસ્ય કરતાં બોલ્યોઃ—" હું એમ ધારતો હતો, ત્હારા જેવી ચતુર ખેલાડી સ્ત્રી આખી દુનિયામાં ક્યાંય નહિ હોય; પરન્તુ આ તો શેરને માથે સવાશેર નીકળી ! "

નૂરજહાનનો ચ્હેરો જરા રૂક્ષ દેખાવા લાગ્યો. તે બોલીઃ—જુલેખાંની ખટપટથી જો કે હું થોડોક પરાભવ પામી છું, તો પણ આ બુદ્ધિયુદ્ધનું પરિણામ કેવું આવે છે, તે તરફજ આપે જોવાનું છે."

જહાંગીર હસીને બોલ્યોઃ—" આખરે તો ત્હારોજ જય થશે, એમ હું માનું છું. ત્યારે જુલેખાં મરી ગઇ નથી, એવી તો તને ખાત્રીજ છે ને ? જલ્લાદ પાસે તેની ગરદન તું છુંદાવી નાખે તે પહેલાંજ ત્હારી આંખમાં ધૂળ ફેંકી અને જ.હર પી જઈ મુડદા માફક પડી ગઇ. ત્હેં પણ ધાર્યું કે, ખરેખર તે આપઘાત કરીને મરી ગઇ હોવી જોઇએ. પરન્તુ તે જ.હરથી મરી ગઈ નહોતી; એક જાતની તે બેહોશી જ હતી—"

નૂરજહાન વિષણ્ણતાથી બોલીઃ—" હા, હવે હું પણ તેમજ ધારૂં છું. "

" ત્હારા જેવી બુદ્ધિમાન સ્ત્રીએ પહેલેથીજ સમજવું જોઇતું હતું કે, જુલેખાં પોતાની સ્વેચ્છાથી આટલી ત્વરાથી જ.હર ખાય છે, તો તેમાં કાંઇ પણ ભેદ સમાયેલો હોવો જોઇએ ! "

"પણ, તે દગાબાજ છે એવું મ્હારા મનમાં કયારેય આવ્યું નહોતું."

"નૂરજહાન—નૂરજહાન—આર્ય સ્ત્રીઓના હૃદયની હજી સુધી તને ખબર નથી. તે એક હિન્દુ સ્ત્રી હોઇ પોતાના પતિ તથા પુત્રીથી વંચિત બની તે ત્હારી દાસી બનીને રહી હતી. આર્ય સ્ત્રીઓને પતિ સિવાય બીજી એક પણ ચીજ પ્રિય હોતી નથી—તે તેનો પ્રાણ હોય છે અને તેના પ્રાણનો તો ત્હેં નાશ કરી દીધો છે. આવી સ્થિતિ હોવા છતાં ત્હેં તેના પર કેમ વિશ્વાસ મૂકયો એ હું સમજી શકતો નથી."

"મ્હારી ભૂલ થઇ ગઈ, પરન્તુ હવે તો મ્હને બધું દીવા જેવું સાફ સમજાય છે !"

"વારૂ, તેના પર તને સંશય આવ્યો, તે નમકહરામ થયેલી જણાઇ છતાં ખરેખર તે મૃત્યુ પામી છે કે નહિ તેની ત્હેં ચિકિત્સા પણ કરી નહિ ?!"

"હુજૂર, તે વખતે મ્હારી મતિ મન્દ બની ગઈ હતી."

"ત્યારે, જુલેખાં મરી ગઇ નથી, એમ તો તને પકી ખાત્રી છે ને ?"

"પ્રત્યક્ષપ્રમાણો હજી સુધી મ્હને મળ્યાં નથી, તેથી મશરૂરના એક વિશ્વાસુ જાસૂસ ગૌહરજાનને મ્હેં આ તપાસ માટે રોકયો છે."

"મશરૂર અને ગૌહરજાનને તું કેવી રીતે વિશ્વાસુ માની શકે છે ?"

"તેઓમાં અવિશ્વાસ રાખવાનું કોઈ કારણ જણાતું નથી."

"નૂરજહાન, એકના ઉપર વિશ્વાસ મૂકી તું બેદરકાર રહી અને તેના બદલામાં તે તને ધોળે દહાડે તારા બતાવી છટકી ગઈ અને હવે આ બીજાઓ પણ—"

બાદશાહની ચતુરાઇ આગળ આજે નૂરજહાન પહેલવહેલીજ નિસ્તેજ દેખાવા લાગી. કારણ કે ડગલે ડગલે તેને કોઇ પરાજિત કરતું હતું; છતાં તેનો પ્રતિકાર તે કરી શકતી નહોતી. જુલેખાંએજ તેનો ઘણોખરો પરાભવ કર્યો હતો. આજ સુધીમાં નૂરજહાનના પ્રતિસ્પર્ધી તરીકે કોઇ બહાર આવ્યું નહોતું અને તેને કોઇ પરાજિત પણ કરી શક્યું નહોતું; પરન્તુ જુલેખાં તેના માથાની મળી. કહેવત છે કે શેરને માથે પણ સવાશેર હોય છે તેમ તે નૂરજહાનને પણ હાથતાળી આપી સવાઇ નૂરજહાન બની ગઇ હતી.

જહાંગીરે પૂછેલા પ્રશ્નોના સ્પષ્ટ ઉત્તર નહિ આપતાં તે નીચું જોઇને વદને ઉભી રહી. આજની માફક બાદશાહે ક્યારેય પણ તેની સાથે આવી રાજખટપટની વાર્ત્તા કરી નહોતી. તેના મનને ખાત્રી થઇ કે, બાદશાહની બુદ્ધિમાં—વર્તનમાં એક પ્રકારનું ઘોર પરિવર્ત્તન થયું છે.

## પ્રકરણ ૯ મું.

## જહાંગીર અને નૂરજહાન.

કેટલાક વખત સુધી સ્તબ્ધ રહ્યા પછી જહાંગીર દૃઢસ્વરે બોલવા લાગ્યો:—" નૂરજહાન ! તને હું મ્હારા પ્રાણ કરતાં પણ વિશેષ ચાહું છું અને તે આજથી જ નહિ પરન્તુ જે વખતે તું નૂરમહાલ હતી અને હું બાદશાહ થયો નહોતો તે વખતથી જ તને ચાહું છું. તું જાણે છે કે, હું કાંઇ એટલો બધો હોશિયાર કે ચતુર નથી, હું તો માત્ર એક સાદો માણસ છું. જોઇએ તો તું દીવાનો કહે તોપણ

કાંઇ હરકત નથી. પરન્તુ જ્યારે મ્હેં જોયું કે, તું અદ્વિતીય બુદ્ધિ-મતી હોવા સાથે દિલ્લીની અધિશ્વરી થવાને લાયક છે, ત્યારે જ મ્હેં મ્હારા માથાપરથી રાજકારભારનો બધો ભાર ઉતારી ત્હારાપર મૂક્યો અને રાજખટપટના કોલાહલથી દૂર હું થઇ આનંદમાં રહેવા લાગ્યો કેમ ખરૂં કે નહિ?"

જહાંગીરને આવી રીતે ભાષણ કરતો નૂરજહાને કયારેય સાંભ-ળ્યો નહોતો. આશ્ચર્યયુક્ત મુદ્રાથી તે તેના મ્હોડા તરફ જોઇ રહી. તે કાંઇ પણ બોલી નહિ. પુનઃ જહાંગીર બોલવા લાગ્યોઃ-"ખુદાની મહેરબાનીથી મ્હારી પરીક્ષા ખરી ઠરી. પરીક્ષા કરવામાં હું ભૂલ્યો નથી એમ જણાયું. આટલા દિવસ મ્હારા કરતાં પણ ઉત્તમ રીતે ત્હેં રાજ-કારભાર ચલાવ્યો અને મ્હને એક શબ્દ પણ કહેવાની જરૂર પડી નહિ; તેમજ આજ સુધીમાં સામ્રાજ્યમાં કોઈ જાતની ગડબડ પણ થઇ નહિ. પરન્તુ આજે—આજે તે અથાગ શાન્તિનો ભંગ થઇ ગયો છે!"

જહાંગીરને આગળ બોલતો અટકાવી નૂરજહાન અર્ધસ્પષ્ટ સ્વરે બોલીઃ-"જહાંપનાહ! આમ કેમ કહો છો?"

"આટલા દિવસ સુધી તને ત્હારો પોતાનો કોઈ જાતનો સ્વાર્થ સાધવાનો નહોતો. મ્હારો લાભ તેજ ત્હારો લાભ એવી તારી સ્થિતિ હતી અને તેથી સામ્રાજ્ય સુયંત્રતાથી ચાલતું હતું; કોઇ પણ જાતની ગડબડ થતી નહોતી; પરન્તુ જ્યારથી ત્હારો સ્વાર્થ સાધવાની યોજના પાર પાડવાના પ્રયત્નો તું કરવા લાગી ત્યારથીજ મ્હારા સામ્રાજ્યમાં અશાંતિ અને ઘોટાળાના પ્રસંગો ઉત્પન્ન થવા લાગ્યા છે. કેમ કબૂલ છે કે નહિ?"

"ખુદાવંદ! હું કેમ કબૂલ કરી શકું?"

"એમ કે? ત્યારે-તો સાંભળ. આ વખતે મ્હારો સ્વાર્થ તેં

ત્હારો સ્વાર્થ એવી સ્થિતિ નથી. આ વખતે ત્હારો વિચાર ત્હારી પુત્રીને ફાયદો કરવાનો છે. ત્હારી માફક ત્હારી પુત્રીને પણ તું બીજી નૂરજહાન કરવાના વિચારમાં છે અને તેથી ગમે તેવાં કારસ્થાનો કરી તું શહેરિયારને ગાદીએ બેસાડવાના પ્રયત્નો કરે છે. વ્હાલી નૂરજહાન, શું હું આ ખોટું કહું છું ?"

નૂરજહાનનો ચ્હેરો લાલ બની ગયો. તેણે જાણ્યું કે, બાદશાહને બધી ખબર પડી ગઇ છે એટલે નાકબૂલ થવું વ્યર્થ છે ! તે કાંઇ પણ બોલી નહિ, માત્ર બીજી બાજૂ મ્હોંડું ફેરવી ઉભી રહી.

જહાંગીર તો બોલ્યાજ કરતો હતોઃ—"અને તેટલા માટે શહેરિયાર સાથે ત્હારી પુત્રીનાં લગ્ન થાય એ મ્હને પસંદ નહોતું. માત્ર તારા આગ્રહથી જ હું કબૂલ થયો હતો અને તે વખતે તેં સોગંદ પણ ખાધા હતા કે, શહેરિયારને ગાદીએ બેસાડવાના હું કાંઇ પણ જાતના પ્રયત્નો કરીશ નહિ. કેમ આ બધું યાદ છે કે નહિ ?"

નૂરજહાન સ્તબ્ધ બની ગઇ. જહાંગીરના હૃદયમાં આજે પૂર્વ-વયનું અસીમ સામર્થ્ય એકઠું થયું હતું. આજે તે મહાપરાક્રમી સલીમ બની ગયો હતો. એક વખત એવો પણ હતો કે આખા ભારતવર્ષમાં મેવાડના ચિરવિભવશાલી મહારાણા પ્રતાપ સિવાય બીજો કોઈ પણ મહાવીર તેનો હાથ પકડી શકે તેમ નહોતું. માત્ર મહારાણા પ્રતાપ સામેજ તેનું કાંઈ ચાલતું નહોતું. તે આગળ બોલવા લાગ્યોઃ—"શહેરિયારને ગાદી મેળવી આપવાની ત્હેં ખટપટ કરી ન હોત તો ખુર્રમ ક્યારેય પણ પોતાના વડિલ ભાઇને દૂર કરી સિંહાસન મેળવવા માટે વ્યગ્ર બન્યો ન હોત. તે એટલા બધા નીચ સ્વભાવનો નથી. શહેરિયાર તદ્દન મૂર્ખ છે ! અને ત્હારા લાડથી તે વધારે બગડવા લાગ્યો છે. તેના અધઃપાતનો આરંભ થઈ ચૂકયો છે. પરવેઝ આળસુ છે.

માટે બાદશાહ થવાને જો કોઇ લાયક હોય તો માત્ર ખુર્રમ જ છે. તે આપસ્વાર્થી નથી. તે ઉદારચિત વીર હોવાથી વડિલ ભાઇની આજ્ઞામાં રહી સામ્રાજ્ય ચલાવી શકયો હોત. ક્યારેય પણ સિંહાસન મેળવવા માટે ખટપટ કરી ન હોત."

જહાંગીર એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી થોડા વખત સુધી શાંત બેસી રહ્યો. પછી પાછો આસ્તે આસ્તે બોલવા લાગ્યોઃ—"નૂરજહાન! શહેરિયારને ગાદીએ બેસાડી ત્હારી લાલિમાને સામ્રાજ્યેશ્વરી બનાવવાની ખટપટ ત્હેં કરી ન હોત તો મહોબ્બતખાન જેવો વીર યોદ્ધો ખુર્રમને ગાદીએ બેસાડવા માટે પ્રયત્નો ન કરત. મ્હારા દરબારના શ્રેષ્ઠ દરબારીઓએ જોયું કે તું મૂર્ખ શહેરિયારને સિંહાસનપર બેસાડવાની ખટપટો કર્યા કરે છે અને તેથી મોગલ સામ્રાજયનું ભયંકર નુકસાન થવાનો સંભવ છે, તેથી તરતજ તેઓ ત્હારી વિરૂદ્ધમાં કારસ્થાનો ઉભાં કરવા લાગ્યા. ખુર્રમને ગાદીએ બેસાડવા માટે આજે ભયંકર કારસ્થાનો ચાલી રહ્યાં છે અને વળી એટલું પણ હું ભવિષ્ય ભાખીને કહી શકું છું કે, ખુદ ત્હારો ભાઇ આસફખાન પણ આગળ જતાં તેઓને મળી જશે. તેઓનો પક્ષ જ તેને પસંદ પડશે."

આસફખાનનું નામ સાંભળતાં જ નૂરજહાન ચોંકી તે બોલીઃ—"જહાંપનાહ! ગમે તેમ હોય, તો પણ હું એક સ્ત્રીજાત છું—મ્હને ડરવાની શી જરૂર છે? પુરૂષ સ્ત્રીનો પરાભવ કરે એમાં નવાઇ પામવા જેવું શું છે?"

જહાંગીર વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલ્યોઃ—"ત્હારી આવી કબૂલાતથી મ્હને ઘણો જ આનંદ થાય છે. કારણ કે, મોગલ સામ્રાજ્યમાં મત્સરાગ્નિની હોળી સળગાવનાર તો તું જ છે! મ્હને જેટલી બાતમી મળી છે, તે ઉપરથી હું છાતી ઠોકીને કહું છું કે, ત્હારી દાસી

ડગલે ડગલે તને પરાજિત કરતી હતી ! અર્થાત્ આ મત્સરાગ્નિ નિર્વાપિત કરવાનું સામર્થ્ય હવે ત્હારામાં રહ્યું નથી, અને તેટલા માટેજ મ્હારૂં પ્રિય સુરાપાત્ર દૂર ફેંકી હું રાજકારભાર પાછો મ્હારા પોતાના હાથમાં લેવાને તૈયાર થયો છું. પરન્તુ એટલા ઉપરથી તું મનમાં ભય પામીશ નહિ. બધું શાંત થતાં જ હું પાછો પૂર્વવત્ મ્હારે કામે લાગીશ, અને ત્હારો અધિકાર ત્હને મળી જશે. પછી જોઇએ તેવો અધિકાર ચલાવજે પણ હમણાં તો ચાલ, આપણે બન્ને જણ મળી આ મહા ભયંકર દાવાનળને શાંત કરવાનો પ્રયત્ન કરીએ."

એમ કહી જહાંગીરે નૂરજહાનને પોતાના હૃદય સાથે દબાવી દેવદુર્લભ એવા પ્રવાલતુલ્ય બિંબાધરનું ચુંબન લીધું. નૂરજહાન પ્રેમાવેશમાં આવી બોલવા લાગી:—" સરતાજ, આ દાસી હમેશને માટે આપની ગુલામ છે."

જહાંગીરે પોતાના હાથેજ મદ્યપાત્ર ઉંચકયું અને તેમાંથી એક પ્યાલામાં મદ્ય રેડી પીતાં પીતાં સહજ હસીને તે બોલ્યો:—" અય દિલરૂબા ! ત્હારા માટેજ મ્હેં ખુર્રમને દેશત્યાગી બનાવ્યો છે. છતાં એટલું તો તું યાદ રાખજે કે, મ્હારા મૃત્યુ પછી દિલ્લીનો બાદશાહ તેજ થશે. શહેરિયારનો પક્ષ કોઇ પણ લેશે નહિ."

નૂરજહાન વ્યગ્રસ્વરે બોલી;—" ત્યારે શું આપને ખાત્રી છે કે, શાહજાદો મરણ પામ્યો નથી ?"

" હા. આજે ત્હારા મ્હોડેથી જુલેખાંની જે હકીકત સાંભળી તે જુલેખાંજ ખુર્રમને જીવના જોખમે સંભાળે છે. તેના પગમાં એક કાંટો પણ તે પેસવા દેશે નહિ, અને તેટલા માટેજ હું કહું છું કે, તે મરણ પામ્યો નથી. દિલ્હીમાંથી તેના મૃત્યુ વિષેની જે બાતમી

આવી છે, તેમાં જુલેખાંનોજ હાથ હોવો જોઇએ. એકાદ નવા કારસ્થાનની તૈયારી માટે જ તેણે આ વાત ફેલાવી હોવી જોઇએ."

"વારૂ, પણ પરવેઝ વિષે તમે શું ધારો છો?"

"તેનું રક્ષણ કરવા માટે જુલેખા જેવી બીજી કોઇ ચતુર સ્ત્રી તેની પાસે નથી; અર્થાત્ હતભાગી પરવેઝ મરણ પામ્યો હોવો જોઇએ. તેનું ખૂન થાય એ સંભવિત છે!"

એકાએક જહાંગીરનાં બન્ને નેત્રો અશ્રુથી ભરાઈ ગયાં. જહાંગીરનું હૃદય ઘણું જ સ્નિગ્ધ અને કોમળ હતું. બધા છોકરાઓ કરતાં પરવેઝને વિશેષ તે ચહાતો હતો.

આ વખતે નૂરજહાનના મનમાં કેવા વિચારો ઘોળાતા હતા એ કહેવું અશક્ય છે. બાદશાહના મ્હોડા તરફ તે જોઇ શકતી નહિ. અધોવદને તે બેસી રહી હતી. નૂરજહાનની જીંદગીમાં આજે જે કાંઈ બનવા પામ્યું તેવું કયારેય બન્યું નહોતું.

જહાંગીરે પુનઃ મદ્યપાન કર્યું. ધ્યાનપૂર્વક જોતાં કોઇ પણ સમજી શકે એમ હતું કે, તે પોતાના મન સાથે યુદ્ધ કરતો હોવો જોઇએ: તેનું પહેલાંનું તેજ હજી વિલુપ્ત થયું નહોતું. તરતજ તેણે આત્મસંયમન કરી કહ્યું:—"કલ્પના કરી જોતાં મ્હને એમ જણાય છે કે, ત્હારી જુલેખાએ પોતાની ગુપ્ત મંડળી સાથે અહીં આ ખંડેર જેવા શહેરમાં પડાવ નાખ્યો હોવો જોઇએ. તેમજ ખુર્રમ પણ અહીં હોય એવો સંભવ છે કારણ કે, છુપાઇ રહેવા માટે આ કરતાં વિશેષ ઉત્તમ કયું સ્થાન છે?"

નૂરજહાન વ્યગ્રતાથી બોલી:—"મ્હને પણ એમજ જણાય છે."

"જો, આજે આ શહેરમાં રાત્રિ ગાળવાનો મ્હેં નિશ્ચય કર્યો

છે. ભૂત હોય યા પ્રેત હોય, દાનવ હોય યા દેવ હોય આજે તો હું તેની જરૂર મુલાકાત લઇશ."

નૂરજહાન ભીતિયુક્તસ્વરે બોલી:–"ખુદાવંદ! ભૂત હોય યા ન હોય, કમબખ્ત જુલેખાં યા તેના સાથીદારો અહીં છુપાઇ રહ્યા હોય યા નહિ, ગમે તે હોય, પણ આપને તો હું આ શહેરમાં એકલા રહેવા દઇશ નહિ. શત્રુઓએ કેવાં કેવાં કારસ્થાનો કરવા માંડયા છે તે આપ જોતા નથી?"

"નૂરેનજર! ડરવાની કોઇ જરૂરત નથી. આજે હું વૃદ્ધ જહાંગીર નથી, પણ ત્હારો બાદશાહ અને શહેનશાહ અકબરનો વીર પુત્ર છું."

"હુજૂરને હું એકલા રહેવા દઇશ નહિ. જોઇએ તો હું આપની સાથે આવીશ."

"ત્હારો મ્હારાપર કેટલો બધો પ્રેમ છે એ હું જાણું છું. પરન્તુ આજે હું બાદશાહ છું અને તું બેગમ છે. હું પતિ છું અને તું મ્હારી આજ્ઞાધારિણી પત્ની છે. આજે તને મ્હારો હુકમ સાંભળવો જ પડશે."

"હુજૂરનો હુકમ આ દાસીએ ક્યારે અમાન્ય કર્યો છે?"

"નહિ, તેમ હું કહેતો નથી; પરન્તુ પરવેઝ અને ખુર્રમની કેવી હાલત થઇ છે તે જોવાની મ્હને જરૂર છે. સંદેહ સિવાય વિશેષ કષ્ટકારક બીજું શું હોઇ શકે?"

તરત જ તેણે એક બાંદીને હાક મારી બોલાવી અને આસફખાનને એકદમ બોલાવી લાવવાનું કહ્યું. દાસી પવન વેગે ત્યાંથી ચાલી ગઇ.

જહાંગીર સ્તબ્ધ બની કેટલાક વખત સુધી વિચાર કરતો પડી

રહ્યો. નૂરજહાને વચમાં જ પ્રશ્ન કરી તેને ત્રાસ આપ્યો નહિ. તેની પાસે બેસી સ્વર્ણચામરથી તે પવન નાખવા લાગી.

થોડા વખતમાં આસફ્ખાન ત્યાં આવીને ઉભો રહ્યો. તેને જોતાંજ બાદશાહે કહ્યું:—"હમણાં ને હમણાં આગ્રા શહેરમાં એક માણસને મોકલો અને બન્ને શાહજાદાઓના મૃતદેહને અહીં લાવવાનું કહો. મ્હારી દેખરેખ નીચે જ હું તેમને દફનાવવાની ક્રિયા કરીશ. બન્નેના દેહને તેલમાં રાખી લઇ આવો. તેમાં જરા પણ ગફલત થશે તો તેની બધી જોખમદારી તમારા માથે રહેશે."

હુકમ સાંભળતાં જ આસફ્ખાન ચુપચુપ જવા લાગ્યો, એટલામાં જહાંગીરે તેને પાછો બોલાવ્યો અને કહ્યું;—"આસફ્ખાન, મ્હારે તમને થોડાક પ્રશ્નો પૂછવા છે. કહો, અંબરનો અજીતસિંહ હાલમાં ક્યાં છે?"

આને યાંત્રિક પુતળાંની માફક પાછા ફરતાં કહ્યું:—"ખુદાવંદ! આપના હુકમ પ્રમાણે તે યુદ્ધક્ષેત્રપર ગયો છે."

"વારૂ, તેણે આ શહેરમાં ભૂત જોયું હતું; તે જગ્યા કયી છે તેની તમને ખબર છે?"

"ખુદ તેણે કાંઈ એટલું બધું જોયું નહોતું; પરન્તુ તેના સેનાપતિ રઘુવીરસિંહે સ્પષ્ટ રીતે ભૂત જોયું હતું."

"કયે સ્થળે?"

"મરિયમમહાલમાં."

"ઠીક છે. આજે રાત્રે હું ત્યાં જ રહીશ. માટે દરેક રીતનો બંદોબસ્ત કરજો. જાઓ."

આસફખાનના જવા પછી જહાંગીર નૂરજહાનની તરફ ફર્યો અને બોલ્યો:—"નૂરજહાન! મ્હારા માટે તું એટલી બધી ચિંતા

ફરીશ નહિ. આ બનાવોમાં શો ભેદ સમાયેલો છે, તે જાણવાની મ્હારી ઈચ્છા છે; માટે ગયા સિવાય મ્હારો છૂટકો જ નથી."

"હુજૂર દાસીને પણ સાથે–"

જહાંગીર તેને આગળ બોલતાં અટકાવી બોલ્યોઃ—"નહિ. નહિ; આજે તારી માગણી માન્ય કરી શકાય એમ નથી."

નૂરજહાનનો ચ્હેરો નિસ્તેજ બની ગયો. તે વધારે બોલી નહિ તેણે એક સ્વર્ણપાત્રમાં મદ્ય રેડી જહાંગીરના હોઠ આગળ ધર્યું. પાત્ર ખલાસ થતાંજ બાદશાહને આલિંગન આપી •અમૃતમય સ્નિગ્ધ કટાક્ષ ફેંકી તેણે તેને મરિયમમહાલમાં જવાની રજા આપી."



## પ્રકરણ ૧૦ મું.

### પુનઃ બેગમમહાલમાં.

આજે બાદશાહ મરિયમ બેગમના મહાલમાં રાત્રિ ગાળનાર છે એવી વાત સાંભળતાંજ જ્યાં ત્યાં ગડબડ મચી ગઇ. તે મહાલને બાદશાહને માટે રહેવા યોગ્ય કરવા માટે કેટલાંક માણસોને શહેરમાં મોકલવામાં આવ્યાં. મહાલની આસપાસ આવેલો બગીચો સ્વચ્છ થવા લાગ્યો. મહાલના પહેલા મજલાપર એક પુષ્પશય્યા બનાવવામાં આવી. ઘણા લાંબા વખતે આજે તે મહાલ દીપકમાલાથી પ્રકાશિત થઇ રહ્યો અને બેગમસાહેબને રહેવા માટે યોગ્ય દેખાવા લ.ગ્યો.

આસફખાને પોતાની સાથે કેટલાંક માણસો લીધાં અને તેઓની મદદથી તેણે આખા શહેરનો ખૂણે ખૂણો તેમજ દરેક ઝૂંપડું તથા

મહાલો તપાસી જોયા; પરન્તુ એક પણ માણસ કિંવા મનુષ્યવસ્તીનું ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. માત્ર સલીમની દરગામાં વૃદ્ધ મૌલવી રહેતો હતો; તે સિવાય શહેરમાં બીજું કોઇ નથી, એમ તેના મનની પક્કી ખાત્રી થઈ. ત્યારે શું અજીતસિંહે જોયું તે સ્વપ્ન હોવું જોઇએ કે પિશાચ લીલા હોવી જોઇએ ?"

બધી તૈયારી થઇ રહ્યા પછી આસફખાને બાદશાહ પાસે જઈ સંપૂર્ણ વ્યવસ્થા થઇ જવાનું જણાવ્યું. બાદશાહ કાંઇ વધારે બોલ્યો નહિ. તેણે માત્ર એટલું જ કહ્યું કે, ખાણું લીધા પછી રાતના સૂવા માટે તે ત્યાં આવનાર છે.

આસફખાન નમ્રસ્વરે બોલ્યોઃ—" હજૂર ! સૈનિકો તેમજ કેટલાંક માણસો—"

બાદશાહ તેને વચમાં જ અટકાવીને બોલ્યો;—" નહિ, અંદર તો હું અને મ્હારો વિશ્વાસુ ખોજો આલમ જ રહેનાર છીએ. માત્ર તમે આખા મહાલને ફરતો સૈનિકોનો પહેરો રાખજો અને તેઓને આખી રાત જાગ્રત રહેવાનું કહેજો. વળી કોઇ અજાણ્યો માણસ તેઓને દેખાય તો તેને તાબડતોબ ગિરફતાર કરવાનો પણ હુકમ ફરમાવજો."

આસફખાન પુનઃ નમ્ર સ્વરે બોલ્યોઃ—" ખુદાવંદ ! આપે ત્યાં એકલા રહેવું એ—"

જહાંગીર એકાએક બોલી ઉઠયોઃ—" આસફખાન ! શું તું મ્હને નામર્દ સમજે છે ? "

આસફખાન વધારે બોલી શક્યો નહિ. આસ્તે આસ્તે તે ત્યાંથી ચાલ્યો ગયો.

લગભગ રાત્રિના નવ વાગ્યા પછી જમી લઇ જહાંગીર પોતાના નિમકહલાલ ખોજા આલમને સાથે લઇ મરિયમમહાલ તરફ જવા

લાગ્યો. ભીમમૂર્ત્તિ આલમ આપાદમસ્તક, અસ્ત્ર શસ્ત્રથી સજ્જિત થઇ તેની પછવાડે ચાલતો હતો. શસ્ત્રોની તેને વધારે જરૂર પડે એમ નહોતું કારણ કે તેના દેહમાં સામર્થ્ય હતું; તે જ તેનું તેમજ અન્યનું રક્ષણ કરવાને બસ હતું. વિશેષતઃ ભય એ નામથી તે બેખબરજ હતો.

બાદશાહે જતાં જતાં જોયું કે, સિંહદ્વારથી રસ્તાની બન્ને બાજૂએ હાથમાં મશાલો લઇને સૈનિકો હારબંધ ઉભા છે. આવી રીતે ઠેઠ મરિયમમહાલ સુધી એક સરખી મશાલો સળગતી હતી. અને મશાલચી સૈનિકો પથ્થરનાં પુતળાંની માફક સ્તબ્ધ ઉભા હતા, તેમજ શસ્ત્રધારી પહેરો ભરનારાઓ નિશ્ચિત જગ્યાએ પહેરો ભરતા હતા.

આસફખાનને જોતાં જ બાદશાહ સહજ મૃદુ હાસ્ય કરીને બોલ્યોઃ—" આસફખાન ! તમે ઘણો સરસ બંદોબસ્ત કીધો હોય એમ જણાય છે. હું ધારૂં છું કે, ભૂતનો બાપ પણ અહીં આવી શકશે નહિ. વધારે શું કહું, પણ યદા કદાચિત્ જો કોઇ અહીં છુપાઇ રહ્યું હશે, તો તેને વધારે ઉંડા ગારમાં છુપાયા સિવાય છુટકો જ નથી ! "

આસફખાન પોતાના અનુયાયીઓસહ બોલ્યોઃ—" જહાંપનાહ ! મ્હેં ઘણી તપાસ કરી જોઇ: પરન્તુ મ્હારા જોવામાં કોઇ આવ્યું નહિ."

બાદશાહે હસતાં હસતાં કહ્યુંઃ—" ત્યારે મ્હારા જોવામાં પણ કોઇ આવશે નહિ, એમ જણાય છે ! જાઓ, હવે તમે અહીં શા માટે ખોટી થઇ રહ્યા છો ? મ્હારા સંરક્ષણ માટે તમે જે બંદોબસ્ત કર્યો છે, તે બસ છે. તમારા તંબૂમાં જઇને સૂઇ જાઓ."

આસફખાન માથું ખંજવાળતાં બોલ્યોઃ—" બેગમસાહેબનો હુકમ છે કે—"

"કેવો હુકમ ?"

"જ્યાં સુધી આપ અહીં રહો ત્યાં સુધી અહીંથી એક પગલું પણ દૂર ખસવાનો મ્હને હુકમ નથી."

જહાંગીર હસીને બોલ્યો:—"ઠીક છે. ત્યારે તમારી મરજીમાં આવે તેમ કરો."

બાદશાહ વધારે કાંઇ નહિ બોલતાં એકદમ મહાલમાં ચાલ્યો ગયો. બીમમૂર્ત્તિ આલમ હાથમાં નગ્ન તલવાર લઇ તેની પછવાડે ચાલતો હતો. જતાં જતાં જહાંગીર વિચારવા લાગ્યો:—"ખરેખર, નૂરજહાન મ્હારા તરફ અદ્‌ભૂત પ્રેમ ધરાવે છે, એમાં કોઈ જાતનો શક નથી."

જહાંગીર મહાલમાં દાખલ થયો. પહેલો માળ દિપકોના ચકચકાટથી પ્રકાશિત બની ગયો હતો. બાદશાહના ફરમાન મુજબ બધી બારીઓ અને દરવાજાઓ અંદરથી ઉત્તમ રીતે બંધ કરવામાં આવ્યા હતા. બાદશાહ અંદર જતાં જ બોલ્યો:—"આલમ! મહાલમાં દાખલ થવાનો આ દરવાજો બરાબર અંદરથી બંધ કરી દે!"

તરત જ આલમે તે દરવાજો બંધ કર્યો. પછી જહાંગીરે પ્રત્યેક ભીંત તેમજ ન્હાનાં મ્હોટાં બારી–બારણાં વગેરે તપાસી જોયાં અને પછી કહ્યું:—"હવે બહારથી એક ન્હાનું પક્ષી પણ અંદર આવી શકે એમ નથી."

આલમ કુર્નિસ બજાવતાં બોલ્યાં:—"હુજૂરનું કહેવું બરાબર છે."

બાદશાહ દાદરનાં પગથીયાં ચડવા લાગ્યો. ઉપરનો માળ પણ નીચેની માફક પ્રકાશિત હતો. દરવાજા, બારી, બારણાં વગેરે બંધ કરવામાં આવ્યાં હતાં. ભીંતો, દરવાજા વગેરે તપાસી રહ્યા પછી જ-

હાંગીર બોલ્યો:-" અહીં પણ બહારથી કોઇ માણસ આવી શકે એમ નથી. "

આલમ બોલ્યો:-" ખુદાવંદ ! આપ બરાબર કહો છો. "

બાદશાહ પુષ્પાચ્છાદિત પલંગપર જઇને બેઠો. તરત જ આલમે મણિમાણિક્યજડિત એક હુકકો તેની પાસે લાવીને મૂક્યો તેમજ મદ્યપાત્ર પણ નજીકમાં લાવીને મૂકયું. પછી જહાંગીર બોલ્યો:- " આલમ ! અહીંનો દરવાજો ઉઘાડો રાખી તું દાદરની નીચે આવેલા દિવાનખાનામાં જઇને પહેરો ભર. જો, સૂઇ જઇશ નહિ; કદાચિત્ મ્હને નિદ્રા આવી જાય એવો સંભવ છે. "

આલમ અભિવાદન કરી કાંઈ નહિ બોલતાં નીચે ચાલ્યો ગયો. બાદશાહ તકીયાને અઢેલી હુકકાની નળી મ્હોડામાં લઇ તે પીતાં પીતાં વિવિધ વિચાર કરવા લાગ્યો.—આ વખતે દશે દિશાઓ શાંત—નિસ્તબ્ધ હતી. બાદશાહની નિદ્રાનો ભંગ ન થાય માટે પહેરો ભરનારા સિપાહીઓ ગુપચુપ ઉભા હતા. કયાંયથી પણ કોઇ જાતનો અવાજ આવતો નહોતો; પરન્તુ બાદશાહને આ શાંતતા પસંદ નહોતી. તેને તો આ વખતે ચારે બાજૂએ ગડબડ ઘોંઘાટ થતો હોય એ પસંદ હતું ! પણ અત્યારે તે નાઇલાજ હતો. એક પ્યાલામાં તેણે થોડું મદ્ય રેડયું અને તે પી જઈ પલંગમાં આળોટવા લાગ્યો. તેના મનમાં એવી ઇચ્છા હતી કે, નિદ્રા નહિ લેતાં આખી રાત્રિ જાગ્રદવસ્થામાં જ કહાડવી; પરન્તુ તેનાથી તેમ બની શકયું નહિ. આસ્તે આસ્તે તેની આંખો ઘેરાવા લાગી. આખરે તે ગંભીર નિદ્રામાં નિમગ્ન બની ગયો !

કેટલા વખત સુધી તેણે નિદ્રા લીધી, તેની તેને ખબર પડી નહિ; પણ એકાએક તેની નિદ્રાનો ભંગ થયો અને જુએ છે તો

તેનું આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતું ! જાણે એકાદ ભયંકર સ્વપ્ન આવ્યું હોય એમ તેને જણાવા લાગ્યું ! મનમાંનો ભય દૂર કરવાની ઇચ્છાથી તે બોલવા લાગ્યો:—" અહા ! કેવો આશ્ચર્યજનક બનાવ ! હું ધારૂં છું કે, મ્હેં સ્વપ્ન જ જોયું હોવું જોઇએ. મ્હને ખાત્રી હતી કે, મ્હારામાં પહેલાંના જેવું જ સામર્થ્ય હશે, પરન્તુ હમણાં જોઉં છું તો તે મ્હારી સમજણ ખોટી ઠરે છે. કાંઇ નહિ, એક પ્યાલો પીતાં જ બધી હોશિયારી આવી જશે."

એટલું બોલી તે બિછાનામાંથી ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ તે વખતે તેને જણાઇ આવ્યું કે, પોતાને પલંગની સાથે એક મજબૂત દોરીથી બાંધી લેવામાં આવ્યો છે ! મહા પરાક્રમી સામર્થ્યવાન જહાંગીર અત્યારે નાઇલાજ બની ગયો. તેનાથી બિલકુલ હીલચાલ થઇ શકી નહિ ! વાંચકોને માલૂમ છે કે, એક વખત અજીતસિંહની પણ આવી જ સ્થિતિ થઇ હતી.

જહાંગીરના પગ ભયથી થરથર કંપવા લાગ્યા. આ કાંઈ પિશાચ્ચલીલા હોવી ન જોઇએ. આટલો બધો બંદોબસ્ત રાખ્યો છતાં કોઇ બદમાશો મહાલમાં દાખલ થયા છે એવો વિચાર તેના મગજમાં આવતાં જ આલમને તે મ્હોટેથી હાંક મારવા લાગ્યો; પરન્તુ તેના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. એકાએક સામે એક અભૂત પૂર્વ દૃશ્ય તેના જોવામાં આવ્યું !

એક વખત અજીતસિંહે પણ આવો દેખાવ જોયો હતો. પૂર્વનો જ મહાલ, તે જ દિવાનખાનું, સુંદર લલનાઓનું નૃત્ય ગાયન વગેરે પૂર્વવત્ ચાલૂ હતું ! સુંદર વિલાસી યુવાનનું સ્વર્ગની અપ્સરા તરીકે મનાતી મનોમુગ્ધ સુંદરીના હાથથી મદ્યપાન અને આખરે મૃત્યુ ! અહા કેવું ભયંકર દૃશ્ય ! ! વળી અજાયબ થવા જેવું તો એ હતું

કે, અજીતસિંહે મેવાડના મહારાણા કર્ણસિંહનો મૃતદેહ જોયો હતો, ત્યારે આજે સ્પષ્ટ રીતે જહાંગીરના જોવામાં આવ્યું કે, શાહજાદો ખુર્રમ એક સુંદર વિલાસિનીના હાથથી વિષમિશ્રિત મદ્યપાન કરી આ ફાની દુનિયા છોડી ચાલ્યો ગયો છે ! આ દેખાવ જોતાં જ તેનાં ગાત્રો ગળી ગયાં. બૂમ પાડવાના તેણે ઘણા પ્રયત્નો કરી જોયા; પરન્તુ તેનાથી તેમ થઇ શક્યું નહિ. પોતાની અત્યાર સૂધીની જીંદગીમાં તેણે આવું ભયકારક દશ્ય ક્યારેય જોયું નહોતું.

એકાએક તેનાં નેત્રો સામે અંધકાર દેખાવા લાગ્યો. જાણે કે આ બધો દેખાવ તેણે સ્વપ્નમાં જ જોયો હોય તેમ તે હવામાં ભળી જતો તેને દેખાયો. જહાંગીર અચેતન બની પડી રહ્યો, પણ એકાએક સરસર થતો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તેના શરીરની આસપાસ બાંધેલી દોરી ક્યાંય ચાલી ગઇ. પુનઃ મહાલ પ્રકાશિત થઇ ગયો, પરન્તુ ત્યાં એક પણ વ્યકિત તેના જોવામાં આવી નહિ ! આ સ્વપ્ન કે ખરો બનાવ એવી વિવંચનામાં તે પડી ગયો.

થોડા વખતમાં ચારે બાજૂથી ભયંકર આર્ત્તનાદ સંભળાવા લાગ્યો. તરત જ હાથમાં નગ્ન તલવાર લઈ તે નીચેના માળ તરફ દોડવા લાગ્યો. જહાંગીરની જીંદગીમાં આ પહેલ વહેલું જ નામર્દપપણાનું કૃત્ય હતું ! આવી રીતે ભય પામી ન્હાસી જતાં તેને ક્યારેય કોઈએ જોયો નહોતો, પણ આજે તો તે ભયથી જીવ લઇને ન્હાસતો હતો !

નીચેના માળપર પણ ઘોર અંધકાર છવાઇ ગયો હતો અને આલમ સૂતો હતો તે દિવાનખાનામાંથી ભીષણ ચીચીઆરીઓ—આર્ત્તનાદ સાંભળવામાં આવતો હતો. એકાએક સામેનું બારણું કોઇએ

ઉઘાડી નાખ્યું અને તેથી બ્હારની મશાલોનું અજવાળું અંદર આવવા લાગ્યું. તે પ્રકાશમાં બાદશાહે જોયું તો ઉન્મત્ત માણસની માફક આલમને તેણે દોડી જતાં જોયો. તેનાથી પણ ત્યાં ઉભા રહી શકાયું નહિ. તેની પછવાડે તે પણ દોડવા લાગ્યો !

## પ્રકરણ ૧૧ મું.

### પિશાચલીલા કે માનવલીલા ?

ભીમમૂર્તિ આલમ બળદની માફક બૂમબરાડા પાડતો પાડતો દોડતો હતો એટલામાં દરવાજાના ઉંબરામાં જ ઠોકર વાગવાથી તે ગુલાંટ ખાઇને જમીન ઉપર પડી ગયો. તેની પછવાડે બાદશાહ પણ ભયવિચલિત વદને કૂદકા મારતો મારતો ત્યાં આવી પહોંચ્યો. આસફખાન પોતાના માણસો સાથે દરવાજાની બહાર પહેરો ભરતો ઉભો હતો. બાદશાહની આવી સ્થિતિ જોતાં તરતજ તે દોડી આવ્યો. પરન્તુ તેજ વખતે ત્યાં એક વિપરીત પ્રસંગ બનવા પામ્યો. મરિયમમલહામાંથી એક પ્રકારની ભયંકર રડારોળ સાંભળવામાં આવી અને તે સાંભળતાંજ બધા સ્તબ્ધ બની નિરર્થક ઉભા રહી ગયા. એક વખત મોગલ સેનાપતિ મહમ્મદ તકીના સાંભળવામાં પણ આવું ભીષણ આક્રંદ આવ્યું હતું.

એકાએક કોઇ માણસ મરી જાય તે વખતે તેનાં આપ્તેષ્ટ તેમજ માતા–પિતા જે પ્રમાણે વ્યાકૂળ બનીને રડે છે, તેવી જ રીતે હમણાં રડવાનો કરૂણાજનક અવાજ આવતો હતો. રાત્રિનો વખત અને સર્વત્ર

ગંભીર નિસ્તબ્ધતા હોવાથી તે કરૂણાજનક બૂમો ઘણી ભયંકર જણાવા લાગી. બધાનાં મુખમંડળ નિસ્તેજ બની ગયાં. કેટલાકોનો તો ભયથી શ્વાસ પણ રૂંધાઇ જવા લાગ્યો. કાષ્ટપ્રતિમાની માફક દરેક જણ જડવત્ બનીને ઉભા રહ્યા.

પરન્તુ અજાયબ જેવું તો એ બન્યું કે, જેવી રીતે તે રડવાનો અવાજ અકસ્માત સાંભળવામાં આવ્યો, તેવીજ રીતે એકદમ બંધ થઇ ગયો ! અને તેથી ભયંકરપણું હજારગણું વધારે લાગવા માંડયું. જહાંગીર વ્યાકુળ બની આસફખાનના મ્હોડા તરફ જોવા લાગ્યો. તેની મુખમુદ્રા મ્લાન બની ગઇ. તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું !

જહાંગીરે બનતા પ્રયત્ને આત્મસંયમન કરવા માંડયું. કારણ કે, ભારતસમ્રાટ આવી રીતે ભય પામે એ ઘણું જ લજ્જાસ્પદ હતું.

આલમ હજી સુધી જમીન ઉપર પડયો હતો તેની તરફ જોઇ સૈનિકોને ઉદ્દેશીને બાદશાહે કહ્યું:—"આને ઉઠાડો. એને મુર્છા આવી ગઇ હોય એમ જણાય છે."

આલમ જેવા ભૂતોને પણ ગળી જાય એવા મહાવીર પરાક્રમી માણસની જ્યારે આવી દશા થાય, તો પછી બીજાની તો વાતજ શી કહેવી ! અને તેટલા માટેજ દરેક અરધા મરેલા જેવાજ થઇ ગયા હતા ! બાદશાહનો હુકમ સાંભળતાં જ બે ચાર સિપાહીઓએ તેને ઉંચકીને બેઠો કર્યો. આ વખતે આલમને જો કે મુર્છા આવી નહોતી; તો પણ ભયથી તેનો ચ્હેરો વિદ્રુપ બની ગયો હતો. બાદશાહે થોડુંક પાણી મંગાવી તેના મ્હોડા પર છાંટયું ત્યારે તે સહજ શુદ્ધિમાં આવ્યો. તરત જ જહાંગીરે આસફખાનને હુકમ કર્યો:—"જાઓ, હમણાંને હમણાં દારૂ મંગાવીને થોડો તેના મ્હોડામાં નાંખો."

બાદશાહનો હુકમ થતાં જ એ ચાર સિપાહીઓ ત્યાંથી દોડી ગયા અને પાંચ મિનિટમાં જ તેમણે ક્યાંયથી દારૂ લાવી આલમને પાયો. મદ્યનો એક ન્હાનો પ્યાલો પેટમાં જતાં જ આલમને ઉઠીને ઉભો થયેલો જોઇ જહાંગીરે ગંભીરપણે પ્રશ્ન પૂછ્યો:—"આલમ ! તારી આવી સ્થિતિ કેમ થઇ ગઇ ?"

ઉપરોક્ત પ્રશ્નનો આલમે જે ઉત્તર આપ્યો, તેવો જ ઉત્તર રઘુવીરસિંહે અજીતસિંહને આપ્યો હતો. આલમે પણ તેવો જ ભયપ્રદ દેખાવ જોયો હતો અને તેથી હજી પણ તેનો દેહ રઘુવીરસિંહની માફક થર થર કંપતો હતો.

આલમનો ઉત્તર સાંભળી બાદશાહની મુખમુદ્રા વિશેષ ગંભીર દેખાવા લાગી. થોડો વખત વિચાર કર્યા પછી તે બોલ્યો:—"આસફખાન ! ચાલ, મ્હારી સાથે આવ અને બીજા દશબાર સિપાહીઓને મશાલો સાથે લઇ આવવાનું કહે. મ્હારે ફરીથી આખો મહાલ તપાસવો છે."

બાદશાહ થોડાક સિપાહીઓ તથા આલમને પોતાની સાથે લઇ પુનઃ મહાલમાં દાખલ થયો. આ વખતે નીચે બધા દીવાઓ ઓલવાઈ ગયા હતા. બધા દરવાજા તેમજ બારી—બારણાં બંધ હતાં ! બહારથી કોઇ અંદર આવે એ અશક્ય હતું. કારણ કે બહાર આખા મહાલને ફરતો ચોકીદારોએ પહેરો રાખ્યો હતો. બાદશાહ પૂર્વવત્ દાદર ચ્હડી ઉપરના માળપર આવ્યો. ત્યાં પહેલાંની માફક દીવાઓ ઝળઝળ બળતા હતા. ત્યાં કોઈ આવ્યું હોય એમ જણાતું નહોતું. આખરે આખો મહેલ ફરી વળ્યા પછી બાદશાહે કહ્યું:—"આજની રાત નકામી ગઇ. કોઇ પણ જાતની બરાબર શોધ થઈ નહિ. માત્ર શરીરને નકામું દુઃખ વેઠવું પડયું, પણ તેની હરકત નહિ. પહેરો જેમ

છે, તેમજ રહેવા દ્યો. મ્હારા હુકમ સિવાય કોઇએ એક પગલું પણ અહીંથી ખસવું નહિ."

એટલું કહી બાદશાહ મિયાનામાં જઇને બેઠો. ભોઇઓ મિયાનો ઉંચકી ચાલવા માંડે એટલામાં તેના સાંભળવામાં આવ્યું કેઃ—"જહાંગીર, નૂરજહાનની મોહિની માયામાં સપડાઇ તું ત્હારા પુત્રોને અન્યાય કરે છે, માટે યાદ રાખજે કે—"

જહાંગીરના પગ ઢીલા થઇ ગયા. તરતજ તેણે મિયાનો નીચે મૂકવાનું કહ્યું અને મિયાનામાંથી બહાર નીકળી તેણે સિપાહીઓને હુકમ કર્યોઃ—"જાઓ, હમણાં ને હમણાં તપાસ કરો. અહીં કોઇ છુપાઈ રહ્યું હોય એમ જણાય છે; તેને એકદમ શોધી ક્હાડો."

શરીરસંરક્ષક સૈનિકોએ આખા મહેલનો ખુણેખુણો તપાસી જોયો; પરન્તુ કોઇ છુપાઇ રહ્યું હોય એમ તેમને જણાયું નહિ. બાદશાહનો ચ્હેરો વિશેષ ગંભીર બની ગયો. તેણે ઘણો વિચાર કરી જોયો; પરન્તુ કોઇ જાતના નિશ્ચય યા ખુલાસા પર તે આવી શક્યો નહિ. આખરે નાઇલાજ બની તે પુનઃ મિયાનામાં બેઠો અને ભોઇઓને મિયાનો ઉંચકવાની આજ્ઞા કરી.

મિયાનો પુનઃ તંબૂ તરફ જવા લાગ્યો. બાદશાહ મનમાં ને મનમાં વિચારવા લાગ્યોઃ—"ખરેખર, સ્વપ્ન નહિ પણ પિશાચલીલા જ જણાય છે!"

જહાંગીર પોતાના તંબૂમાં જઇને બેઠો, પણ તેને બિલકુલ ઉંઘ આવી નહિ. તેણે જે કાંઇ જોયું, તે સ્વપ્ન નહિ પણ ખરેખરો બનાવ હતો એવી તેના મનને ખાત્રી થઇ ગઇ હતી. વળી તે કૃત્ય માણસનું હોવું જોઇએ નહિ એમ તે માનતો હતો. કારણ કે, તે કાર્ય મનુષ્યશક્તિની બહારનું હતું. ચારે બાજૂએ સિપાહીઓનો સખ્ત

પહેરો હતો. સઘળા ઓરડાઓના દરવાજાઓ તેમજ બારી-બારણાં બંધ હતા આવી સ્થિતિમાં મહેલની અંદર કોણ પ્રવેશ કરી શકે એમ હતું? કોઇ નહિ. અર્થાત્ આ મનુષ્યકૃત ચમત્કાર નહોતો એમ બાદશાહના મનને ખાત્રી થઇ ગઇ હતી. ત્યારે જો આ બધું ખરૂં માનવામાં આવે તો ભૂતો સિવાય આમ કોનાથી બની શકે એમ હતું! આલમશાહ બાદશાહનો કાયમનો વિશ્વાસુ અને બળવાન અંગરક્ષક હતો. ભૂત-પિશાચ કિંવા ભયકારક દેખાવથી તે ડરી જાય એવો નહોતો; છતાં આજે તેની સ્થિતિ પણ વિચિત્ર બની ગઇ હતી. જહાંગીર મનમાં ને મનમાં વિચારવા લાગ્યોઃ—"ખરેખર, આવા પરિત્યક્ત ખંડિયેર જેવા શહેરમાં પિશાચલીલા નજરે પડે, એ સંભવિત છે. ત્યારે પ્રશ્ન એ રહે છે કે, આ ભૂતો મ્હારાં માણસોની દૃષ્ટિએજ શા માટે પડે છે? વૃદ્ધ મૌલવી અને સલાબતખાન આ શહેરમાં ઘણાં વર્ષથી રહે છે. આવા ભૂતોના ચાળા અને ભયાનક દેખાવ તેઓની નજરે પડયા હોત તો તેઓ અહીં રહી શક્યા ન હોત. ત્યારે મ્હારી બાબતમાંજ આમ કેમ બને છે? મોગલરાજ્યમાં ભયંકર પરિવર્ત્તન થવાનાં આ ચિહ્ન તો નહિ હોય?"

ઘણા વખત સુધી જહાંગીર સ્તબ્ધ બની જઇ મનમાં ને મનમાં ઉપરોક્ત વિચારો કર્યા કરતો હતો; પણ એકાએક ભયથી ગભરાઇ તે ઉભો થઇ ગયો. તેણે પોતાની સામે જોયું તો ભૂતને બદલે બેગમ નૂરજહાન ઉભેલી જણાઇ!

નૂરજહાનને આખી રાત ઉંઘ આવી નહોતી. બિછાનાની અંદર તે તરફડતી પડી રહી હતી. બાદશાહ પાછો તંબૂમાં આવેલો છે એવી વાતની તેને ખબર પડતાંજ પરવાનગી લીધા વિના તે બાદશાહની સામે આવીને ઉભી રહી. આજે તે જેટલી ચંચળ બની ગઇ હતી તેટલી તે પૂર્વે કદાપિ બની નહોતી.

બાદશાહ પોતાને જોતાંજ આશ્ચર્યચકિત બની ગયો છે, એમ જોતાં જ તે સન્માનપૂર્વક બોલી:—"હુજૂર! મ્હારા મનને કોઇ પણ રીતે શાંતિ વળતી નહોતી, માટે પરવાનગી સિવાય હું આપની મુલાકાતે આવી છું; મ્હને ક્ષમા કરશો."

જહાંગીરે આંગળીની ઇશારતથી તેને બેસવાનું કહ્યું. તેના કપાળ પર પ્રસ્વેદબિંદુ મોતીની માફક ચમકતાં હતાં. નૂરજહાને ઘણીજ સફાઈથી પોતાના સુગંધિપૂર્ણ રૂમાલથી તે બિંદુઓ લુછી નાખતાં પૂછ્યું:—"હુજૂર, આપના જોવામાં કાંઇ આવ્યું ?"

જહાંગીરે જે કાંઇ જોયું હતું—અનુભવ્યું હતું—તે બધું અથથી ઇતિ સુધી નૂરજહાનને કહી સંભળાવ્યું. નૂરજહાન સમ્રાટ્ જહાંગીરને પવન નાખતી નાખતી ગુપચુપ બધું સાંભળ્યા કરતી હતી. વચમાં તે એક પણ શબ્દ બોલી નહિ. બાદશાહનું બોલવું ખલાસ થતાંજ તેણે પૂછ્યું:—"ત્યારે આ બધી પિશાચલીલા હોવી જોઇએ એમજ આપ માનો છો ને?"

જહાંગીરે મન્દસ્વરે જવાબ આપ્યો:—"તે વિના બીજું શું હોઇ શકે?"

"હુજૂર, આપ જે કાંઇ માનો, તે વિરૂદ્ધ બોલવું એ ઉદ્ધતાઇ ભરેલું છે; છતાં મ્હારા મનને એવી ખાત્રી છે કે, આપણા વિરૂદ્ધનું આ એક પ્રકારનું કારસ્થાન છે. કોઇ બનાવટી કળા—કૌશલ્યથી તેઓએ આ બધું બતાવ્યું હોવું જોઇએ."

"નૂરજહાન, મ્હને ત્હારૂં બોલવું બરાબર લાગતું નથી. ગમે તેવો જાદુગર હોય, પણ તેના હાથેથી આવા બનાવો બનવા અસંભવિત—અશક્ય છે. ક્યારેય મ્હેં ભૂતોમાં વિશ્વાસ રાખ્યો નથી; પરન્તુ હવે મ્હને મ્હારી માન્યતામાં ફેરફાર કરવો પડે છે."

"મ્હારા મત મુજબ તો—"

"ત્હારો મત? કહે, શું છે?"

"આ શહેરને પાડીને જમીનદોસ્ત કરવું જોઇએ, એટલે ભૂત હોય યા મનુષ્ય હોય—તેમ કરવાથી પુનઃ આ શહેરમાં આશ્રય લેવાનું તેને સ્થાન રહેશે નહિ."

"તે બધું ખરૂં; પણ અફસોસ કે મ્હારા વડિલોની કીર્ત્તિનો હું નાશ કરી શકતો નથી."

"ત્યારે પછી આપ કઈ જાતના નિશ્ચય ઉપર આવ્યા છો?"

"મ્હને લાગે છે કે. આ બધી પિશાચલીલા કોઈ પણ કારણ સિવાય નહિ બનતી હોવી જોઇએ. વળી એવા સંભવો જણાય છે કે, મોગલ સામ્રાજ્યમાં કાંઇ વિશેષ દુર્ઘટના પણ બનવા પામશે."

"હુજૂર, આપના જેવા વીર—"

"નૂરજહાન, તું જાણે છે કે, ક્ષુલ્લક બાબતમાં હું ગભરાઇ જાઉં એવો નથી. ગમે તેમ હોય, મોગલ સામ્રાજ્ય ત્હારા દોષથી યા મ્હારા દોષથી—અધોગતિના માર્ગે જાય છે; એમાં શંકા જેવું કાંઇ નથી."

નૂરજહાનનું મુખમંડળ ગુસ્સાથી લાલ બની ગયું; પણ બાદશાહની વિરૂદ્ધમાં તે એક પણ શબ્દ બોલી નહિ. બાદશાહ પુનઃ બોલવા લાગ્યો:—"મ્હને લાગે છે કે, હું બન્ને પુત્રોથી વંચિત બન્યો છું. કદાચિત્ મૂર્ખ પરવેઝ હજી સુધી જીવતો હશે, તો પણ થોડા વખતમાંજ તેની જીંદગીનો નાશ થઇ જશે અને તેમ બન્યું એટલે મહાપ્રતાપી બાબરના વંશનો હું છેલ્લો પુરૂષ રહીશ. મોગલ સામ્રાજ્યનો આવી રીતે વિનાશ થયા પછી—"

જહાંગીરનો સ્વર આસ્તે આસ્તે વિશેષ ગંભીર બનતો ગયો. નેત્રો આર્દ્ર દેખાવા લાગ્યાં. તેની આવી સ્થિતિ જોઈ દીનવાણીએ નૂરજહાન વચમાં જ બોલી:—"હુજૂર, આટલા બધા અસ્વસ્થ થવાનું આપને યોગ્ય જણાય છે ?"

બાદશાહ વિષાદયુક્ત હાસ્ય કરતાં બોલ્યો:—"તો પછી હવે કોઇ પણ જાતનો વિચાર કરવાનું કારણ નથી. જેમ થવાનું હશે તેમ થશે. ઘણા દિવસ સુધી રાજખટપટના ત્હેં વિચારો કર્યા નથી અને હવે પણ કરીશ નહિ. જવા દે તે ખટપટીઆ વિચારો ! વ્હાલી ! એક—એક પ્યાલો—"

નૂરજહાન તેના બોલવાનો ભાવાર્થ સમજી ગઇ. તરતજ તેણે એક સ્વર્ણપાત્રમાં દારૂ રેડી તેના મ્હોડા આગળ ધર્યો. બાદશાહ મદ્યપાન કરી આનંદથી બોલ્યો:—"અય દિલરૂબા ! સારંગી મ્હારા હાથમાં આપ. હું વગાડું છું અને તું ગા. ખુદાની જેવી મરજી હશે તેમ થશે. આપણને નકામી ચિંતા કરવાની શી જરૂર છે ?"

આ વખતે બાદશાહના તંબૂમાંથી સુમધુર કોકિલકંઠમાંથી નીકળતો અવાજ સંભળાવા લાગ્યો. ગંધર્વોને પણ લજાવે તેવી મધુરતાનો દશે દિશાએ ફેલાવો થવા લાગ્યો છાવણીમાંના સૈનિકો આજે ઉંઘી શક્યા નહોતા. બાદશાહના તંબૂમાંથી અકસ્માત્ આવતો ગીતવાદ્યધ્વનિ સાંભળી તેઓ આશ્ચર્યથી એક બીજાના મ્હોડા તરફ જોવા લાગ્યા. શું છે, અને શું નહિ તેનું કોઈ અનુમાન કરી શક્યું નહિ.



# પ્રકરણ ૧૨ મું.

## પ્રયાણ.

આ જગતનો નિયમ છે કે, કોઇ પણ વાત ગુપ્ત રહી શકતી નથી. તે રાત્રે ફત્તેહપુરમાં બનેલી હકીકતથી એકેએક સૈનિક માહિતગાર થઇ ગયો. સ્હવાર પડે ન પડે એટલામાં તો છાવણીમાંના બધા સિપાહીઓ ટોળીટોળીમાં એકઠા થવા લાગ્યા અને આ પ્રેતપુરી વિષે વિચાર કરવા લાગ્યા. આલમશાહ માટે ઘણાખરાના દિલમાં લાગણી નહોતી. કારણ કે, તે બાદશાહનો પ્રીતિપાત્ર હતો એટલે તેની ફજેતી થયેલી સાંભળીને કેટલાક તેની મશ્કરી કરવા લાગ્યા; પરન્તુ મનમાં તો દરેક જણ ભયથી કંપતા હતા! મરિયમમહાલમાં જે સિપાહીહીઓને પહેરા ઉપર રાખ્યા હતા, તેઓએ ભીષણ આર્તનાદ સાંભળ્યા હતા અને તેથી તે ભીતિજનક અવાજો હજી સુધી તેઓના માથામાં વજ્રાઘાત માફક પ્રતિધ્વનિત થતા હતા. તેઓને ખાત્રી થઇ હતી કે, હવે તેઓ જીંદગીમાં કોઈ પણ દિવસ સુખથી નિદ્રા લઇ શકશે નહિ.

પૂર્વાકાશમાં આસ્તે આસ્તે સૂર્યનારાયણ ઉંચે ચઢવા લાગ્યા. લગભગ બપોર થવા આવ્યા; પણ બાદશાહ હજી સુધી નિદ્રામાંથી જાગ્રત થયો નહોતો. નૂરજહાન તેની પાસે જ હતી, એટલે તે તંબૂમાં પેસવાની કોઇએ હિમ્મત કરી નહિ; પરન્તુ જેમ જેમ વખત થતો ગયો, તેમ તેમ સિપાહીઓનાં મન ઉદ્વિગ્ન થવા લાગ્યાં. રાત્રે ગમે તેટલો વખત જાગરણ કર્યું હોય, તો પણ બાદશાહ બપોર

સુધી ક્યારેય સૂઇ રહેતો નહોતો. હવે તે જાગ્રત થયો છે કે નિદ્રા લીધા કરે છે, એનો કોઈ નિશ્ચય કરી શક્યું નહિ. તબૂથી થોડે દૂર રહી તેઓએ તે જાણવાનો પ્રયત્ન કરી જોયો, પણ તંબૂમાંથી તેમને બિલકુલ અવાજ સાંભળવામાં આવ્યો નહિ.

બરાબર બાર વાગ્યા. દરેકનું મન વિશેષ ઉદ્વિગ્ન તેમજ ચિંતાતુર બની ગયું. હવે શું કરવુ તે વિશે બધા સૈનિકો આસ્તે આસ્તે વિચાર કરવા લાગ્યા. આખરે બધાએ નક્કી કર્યું કે, હવે વિલંબ લગાડવામાં સાર નથી. આસફખાનને આ વાતથી માહિતગાર કરવો જોઇએ. કારણ કે, છાવણીનો મુખ્ય નાયક તેજ હતો

પરન્તુ આસફખાન હમણાં શહેરની અંદર હતો અને પહેરો બાદશાહના હુકમ સિવાય ઉપાડવો નહિ એવો તેને સખ્ત હુકમ હતો, એટલે તેનાથી બીજે ક્યાંય તો જઇ શકાય એમજ નહોતું. ત્યાં તેને આખી રાત જાગરણ થયું હતું એટલે પરોઢિયું થતાંજ તેણે એક મિયાનો મંગાવ્યો અને તેમાં તે થોડો વખત સૂઇ ગયો. આવી સ્થિતિમાં નિદ્રા લેવાની તેને ટેવ નહિ હોવાથી જરા આરામ લઇ સૂર્યોદય થવા પહેલાં જ તે ઉઠ્યો. બાદશાહની પરવાનગી સિવાય એક પગલું પણ તેનાથી ત્યાંથી હાલી શકાય એમ નહોતું. તેથી તે વિચાર કરતો ત્યાંજ બેસી રહ્યો. કલાક પછી કલાક જવા માંડ્યા પણ બાદશાહ તરફથી તેને કોઇ જાતનો હુકમ આવ્યો નહિ. હવે શું કરવું એવી વિવંચનામાં તે પડી ગયો.

જેમ જેમ દિવસ ચડતો ગયો તેમ તેમ તે વિસ્મિત અને ઉદ્વિગ્ન બનતો ગયો. બાદશાહના હુકમની રાહ જોઇ અહીં બેસી રહેવું કે, અન્યત્ર જવું એવો તે વિચાર કરવા લાગ્યો, એટલામાં કેટલાક સિપાહીઓ અસ્વસ્થ ચિત્તે તેની પાસે આવીને ઉભા રહ્યા અને

કહેવા લાગ્યાઃ—" ઉમરાવસાહેબ ! બાદશાહ હજી સુધી ઉઠયા નથી!"

" શું ? બાર વાગવા આવ્યા તો પણ હજી સુધી ઉઠયા નથી ?"

" હા, હુજૂર ! હજી સુધી તેમણે કોઇને હાંક મારી નથી. "

" વારૂ, આલમશાહ કયાં છે ?"

" રાત્રે અહીંથી જવા પછી તેને ઘણો સખ્ત તાવ આવ્યો છે. તે પણ પોતાના બિછાનામાંથી હજી સુધી ઉઠયો નથી !"

" ત્યારે આ વાતથી મ્હને અત્યાર સુધી કેમ માહિતગાર કર્યો નહિ ?"

" સાહેબ, બેગમસાહેબ હુજૂરના તંબૂમાં છે !"

" શું ? બેગમ—બેગમ ! ત્યાં ક્યારે આવી ?"

" તેની અમને ખબર નથી, પણ અનુમાન થઇ શકે છે કે, બાદશાહના અહીંથી જવા પછી તે આવી હોવી જોઇએ."

આસફ્ખાનનો ચ્હેરો આ વાત સાંભળી ગંભીર બની ગયો. થોડા વખત સુધી તે વિચારમાં પડી ગયો. પછી આસ્તે રહીને તે ટુકડીના ઉપરી તરફ ફરીને બોલ્યોઃ—" જુઓ, અહીંથી તમે એક પગલું પણ કયાંય સરકતા નહિ. રાત્રે જે સિપાહીઓ પહેરા ઉપર હતા તેમને છાવણીમાં મોકલાવી દ્યો અને બીજા નવા સિપાહીઓને પહેરાપર બોલાવો. હું જાઉં છું અને બાદશાહ જે કાંઇ હુકમ ફરમાવશે તે હું તરતજ તમારી પાસે મોકલાવીશ. "

એટલું બોલી એક ક્ષણનો પણ વિલંબ નહિ લગાડતાં આસફ્-ખાન ત્યાંથી ચાલ્યો ગયો. વાસ્તવિક રીતે જોતાં ભાવી પ્રસંગોની તેના મનમાં બહુ ચિંતા રહ્યા કરતી હતી. બાદશાહ કયારેય આટલો બધો વખત સૂઈ રહેતો નહોતો. ચારે બાજૂએ જે ગડબડ તેમજ ભયંકર કારસ્થાનો ચાલી રહ્યાં હતાં, તેથી બાદશાહ તેમજ નૂરજહાન

માટે વધારે કાળજી રાખવાની જરૂર હતી. કારણ કે, છાવણીમાં શત્રુ કોણ છે અને મિત્ર કોણ છે એ સમજવું મુશ્કિલ હતું. આટલી મોડી રાત્રે નૂરજહાન બાદશાહના તંબૂમાં કેમ આવી? તે પોતાની ઇચ્છાથી જ આવી હશે કે બાદશાહે તેને બોલાવી હશે? વગેરે અનેક વિચારો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. ચાલૂ બનતા આશ્ચર્યકારક બનાવોને લીધે બન્ને જણાંનાં એક જ રાત્રિએ–એક જ જગ્યાએ ખૂન થાય તો તે અશક્ય નથી! આવો વિચાર આસફખાનના મગજમાં આવતાં જ તેનાં રુંવાં ઉભાં થઇ ગયાં.

શાહજાદો પરવેઝ મરણ પામ્યો છે. ખૂર્રમનું પણ આ જગતમાં અસ્તિત્વ હોય એમ માની શકાતું નથી. આવી સ્થિતિમાં બાદશાહ અને નૂરજહાન માર્યાં જાય તો મોગલ સામ્રાજ્યનું કોઇથી રક્ષણ થઇ શકે એમ નથી. મોગલો નિર્વંશ બની જશે. સમુદ્ર સુધી પ્રસરેલા મોગલ સામ્રાજ્યનો એક ક્ષણની અંદર નાશ થઈ જશે. એવો વિચાર કરી આસફખાન ઉન્મત્ત બની જઇ છાવણી તરફ દોડવા લાગ્યો.

છાવણીમાં આવતાં જ બધા સૈનિકોએ તેને સન્માનપૂર્વક સલામ કરી. અસ્વસ્થ ચિત્તે તેણે તેમને પૂછ્યું:—"હુજૂર ઉઠયા કે શું?"

આ વખતે કેટલાક સિપાહીઓ દોડી આવ્યા અને તેમણે કહ્યું:—"વજીર સાહેબ, બાદશાહ નામવર બહાર આવીને આપને બોલાવે છે." આસફખાન કાંઇ નહિ બોલતાં બાદશાહના તંબુ તરફ જવા લાગ્યો.

જહાંગીર પોતાના તંબૂની આસપાસ ફર્યા કરતો હતો. આસફખાને જોયું તો તેનો ચ્હેરો તેને ઘણો જ ગંભીર દેખાયો. હમ્મેશાં પ્રફુલ્લિત રહેતી જહાંગીરની રમ્ય મુખમુદ્રા ક્યારેય વિષાદયુક્ત દેખાતી નહોતી. ઘણા મહત્વના પ્રસંગોમાં પણ તે હમ્મેશાં પ્રફુલ્લતા

જ ધારણ કરી રહેતો હતો; પરન્તુ આજે તેનું તેજ લુપ્ત થઇ ગયું હતું. આવો ગંભીર ભાવ ક્યારેય તેના મ્હોડા ઉપર જોવામાં આવ્યો નહોતો.

એકાએક આસફખાનનું હૃદય ભરાઈ આવ્યું. તેણે વિચાર્યું:—“ શું નૂરજહાન તો ગૂમ થઈ નહિ હોય ?” આવો ભયંકર વિચાર મનમાં આવતાં જ તેનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. તેના પગ જમીનપર સ્થિર થઇ ગયા. શરીરમાંથી પ્રસ્વેદની ધારાઓ છૂટવા માંડી. કારણ કે તે માનતો હતો કે, નૂરજહાન અદૃશ્ય થતાં જ તેઓના જીવનની પણ સમાપ્તિ જ થઇ જશે. આવી ચિન્તાઓને લીધે તેનો ચ્હેરો નિસ્તેજ બની ગયો. બાદશાહને જોતાં જ તેણે ડરતાં ડરતાં સલામ કરી.

જહાંગીર થોડો વખત તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યા. પછી પૂછ્યું:—“ આસફખાન! રાત્રે કાંઇ દેખાયું ?”

આસફખાને કંપિત સ્વરે જવાબ આપ્યો:—“ હુજૂર ! વિશેષ કાંઈ જોવામાં આવ્યું નથી. બન્ને માળપર હું એક સરખો પહેરો ભરતો હતો અને સિપાહીઓ પણ આખી રાત જાગી પહેરો ભરતા હતા. મુખ્ય દરવાજાથી એક પળ માટે પણ હું દૂર ખસ્યો નથી. છતાં અમને તો કાંઈ દેખાયું નહિ ! ”

“ એક શબ્દ પણ સાંભળવામાં આવ્યો નહિ ? ! ”

“ નહિ, હુજૂર. ”

“ વારૂ, એ વિશે વધારે વિચાર કરવાની જરૂર નથી. ભૂત કિંવા પ્રેત–કોઇ પણ—”

“ હુજૂરનો હુકમ હોય તો હમણાંને હમણાં શહેર પાડીને જમીનદોસ્ત કરી નાખું ? ”

"નહિ, મ્હારા પૂર્વજોની કીર્ત્તિનો હું આવી રીતે નાશ કરવા ઇચ્છતો નથી. આસફખાન ! તમારૂં સૈન્ય લઇ તમે તાબડતોબ દિલ્લી તરફ રવાના થાઓ. ક્ષણનો પણ વિલંબ લગાડતા નહિ. હું મ્હારાં રક્ષક સૈન્ય સાથે પરવેઝ અને ખુર્રમના મૃતદેહ જોઇ એક બે દિવસમાં તમને આવીને મળું છું. જાઓ, હમણાં ને હમણાં છાવણી ઉઠાવવાનો હુકમ કરો."

આસફખાન નમ્રસ્વરે બોલ્યો:—"જહાંપનાહ ! આપનો હુકમ મ્હને માન્ય છે."

જહાંગીર બોલ્યો:—"જાઓ, હમણાં જ દિલ્લી તરફ પ્રયાણ કરો. મહબ્બતખાનને હિન્દુસ્તાનના બીજે છેડે હાંકી કાઢવાની મ્હારી ઇચ્છા છે. ચાલો, જલ્દી કરો જોઇએ."

આસફખાન ત્યાંથી ચાલ્યો ગયો. પોતાની બ્હેનનું શું થયું, તે વિશે તે પ્રશ્ન કરી શક્યો નહિ. આટલા દિવસ સુધી કોઇ પણ હુકમ આપવાનો હોય, તો તે નૂરજહાનદ્વારાજ અપાવવામાં આવતો હતો; પરન્તુ આજે તો તે ક્યાંય જોવામાં આવી નહિ, અને બાદશાહે પણ તેની અપેક્ષા કરી નહિ. આવો પ્રકાર જોઈ ખાન આશ્ચર્યચકિત બની ગયો !

---

## પ્રકરણ ૧૩ મું.

---

### મધુરમિલન.

---

ફત્તેહપુર શહેરમાં પહેલાં જેવી નિર્જનતા અને નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી, તેવી જ સ્થિતિ પુનઃ થવા લાગી. શહેર ઉજ્જડ

બની ગયું. માણસની વસતિનું ચિહ્ન ક્યાંય પણ દેખાવા લાગ્યું નહિ. જે સ્થળે મોગલોની છાવણી પડેલી હતી—એક ક્ષણુમાં હજારો સ્ત્રી, પુરૂષ, હાથી ઘોડાઓ વગેરે એકત્ર થઇ એક મ્હોટા શહેરના જેવી શોભા આપી રહ્યાં હતાં એ બધું એક નિમિષ માત્રની અંદર અદૃશ્ય થઈ ગયું. મોગલ બાદશાહોના હુકમમાં ક્યારેય સ્થિરતા નહોતી. આજે અહીં તો કાલે પચાસ કોસ દૂર છાવણી ઠોકવાનો હુકમ થતો. કાલે જે ફત્તેહપુર શહેર હજારો સ્ત્રી—પુરૂષોથી ગાજી રહ્યું હતું તે આજે જનશૂન્ય ઉજ્જડ જંગલ જેવું દેખાવા લાગ્યું. જ્યાં ત્યાં શાંત નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી. આસફખાન બાદશાહનું અગણિત સૈન્ય લઇ દિલ્લી તરફ રવાના થઈ ગયો હતો, અને બાદશાહ પોતાના વિશ્વાસુ શરીર સંરક્ષકોસહ આગ્રા તરફ જતો હતો.

લગભગ સંધ્યાકાળનો વખત થવા આવ્યો. સૂર્યદેવ ચારે દિશાઓને આરક્ત રંગથી રંગી પશ્ચિમસાગરમાં ડૂબવા લાગ્યા. ફત્તેહપુરની ચારે બાજૂએ વિસ્તૃત મયદાન આવેલું હતું. વૃક્ષોની ઘટા કિંવા ઝાડી બિલકુલ આવેલી નહોતી એમ કહીએ તો તે કાંઇ અતિશયોક્તિ ભરેલું નથી. સૂર્યદેવ પશ્ચિમાકાશમાં અન્તર્ધ્યાન થતાં જ પૃથ્વીપર સહજ અંધકારની છાયા પ્રસરી ગઇ. આવા વખતે જ લુલિયા અને વિમળસિંહની પ્રથમ મુલાકાત કૂવાના કાંઠે થઈ હતી. તે દિવસથી લુલિયાના આયુષ્યમાં એક પ્રકારનું મહત્વનું પરિવર્ત્તન થવા માંડયું હતું.

ન્હાનપણુની વાતો તેને યાદ આવી નહોતી. માત્ર તેને એટલીજ યાદ હતી કે, જન્મથી જ પોતે કાંઇ આ ખંડિયેર જેવા શહેરમાં રહેતી નથી; પરન્તુ કોઈ દૂર દેશમાં અને મ્હોટા કુટુંબ કબીલામાં

રહેતી હતી. ત્યાંથી તેના વડિલ તેને અહીં તેડી લાવ્યા, પણ તે વાતને આજે ઘણાં વર્ષ વીતી ગયાં. તે એટલું સમજતી હતી કે, જ્યારે તે અહીં આવી ત્યારે તેની ઉમ્મર લગભગ નવ-દશ વર્ષની હોવી જોઇએ. ત્યારથી તે આજ સુધી તે પોતાના વૃદ્ધ પિતાની સાથે જ રહેતી હતી. વિમળસિંહના આવ્યા પહેલાં વૃદ્ધ પિતા, દાસી હમીદા અને વૃદ્ધ નોકર મહમ્મદજાન સિવાય બીજા કોઇ માણસનું મ્હોડું તેણે આ શહેરમાં જોયું નહોતું.

આવી એકલપેટી જીંદગીમાં તે ક્યારેય દુઃખી નહોતી. તેના વૃદ્ધ પિતા તેનાપર ઘણી મમતા રાખતા હતા. હમિદા તેને પોતાની પુત્રી કરતાં પણ વિશેષ પ્યારથી રાખતી હતી અને મહમ્મદજાનની તો તે ઘણી જ લાડકી હતી.

આસ્તે આસ્તે જેમ તે મ્હોટી થતી ગઈ, તેમ તેમ અનેક નવી વાતો તેને સમજાવા લાગી. તે સમજવા લાગી કે, પોતાના જીવનમાં કાંઇ પણ રહસ્ય સમાયલું છે. બાળપણમાં આવી બાબતો તરફ તેનું ધ્યાન ખેંચાયું નહોતું, અને ખરી રીતે જોવા જતાં તે વખતે તેવા વિચારો કરવાનું તેનામાં સામર્થ્ય પણ નહોતું; પરન્તુ જેમ જેમ તે વિચાર કરતાં શીખતી ગઇ, તેમ તેમ સાહજિક જ તેના મનમાં નવીન વિકારો ઉત્પન્ન થવા લાગ્યા. પોતાના રહસ્યપૂર્ણ જીવન માટે તેને આશ્ચર્ય જણાવા લાગ્યું.

તે પોતાને, વૃદ્ધ પિતાને, હમિદાને તેમજ મહમ્મદજાનને મુસલમાનજ સમજતી હતી! કારણ કે, તેમનાં સર્વનાં નામો મુસલમાની હતાં અને મુસલમાન પોષાકમાં જ બાહ્ય જગત્ સાથે સઘળો વ્યવહાર ચલાવતાં હતાં. પરન્તુ અજાયબ જેવું તો એ હતું કે, બહારથી મુસલમાન દેખાતાં આ બધાં ખરી રીતે જોવા જતાં સર્વાંશે

હિન્દુ હતાં! તેના વૃદ્ધ પિતા હિન્દુ રીત–રિવાજ મુજબ હમ્મેશાં પૂજાપાઠ કરતા હતા. હમિદા સંન્યાસિનીના માફક રહેતી હતી અને ઘરમાં કવારેય અભક્ષાભક્ષ લાવતી નહોતી. લુલિયાના પિતાએ લુલિયાને અરબ્બી, ફારસી, અને ઉર્દુ ભાષાનું સારૂં શિક્ષણ આપ્યું હતું અને તે સાથે થોડુંક બંગાળી અને સંસ્કૃત પણ શીખવાડયું હતું. વૃદ્ધ ઉમરાવે મુસલમાન કાયદા–કાનૂનથી પણ તેને સારી રીતે માહિતગાર કરી હતી. તે ઘણી ઉત્તમ રીતે ગાઇ શકતી હતી, તેમજ સીતાર બજાવી શકતી હતી. ફારસી અને ઉર્દુ ભાષામાં સુન્દર કવિતાઓ પણ બનાવી શકતી હતી. તે ઘણી વખત વિચાર કરતી કે, આ નિર્જન શહેરમાં તેના ગાવા–બજાવવાનું સાંભળનાર કોણ છે? તેની શાયરીની પ્રશંસા કરનાર અહીં કોણ છે? કેટલીક વખત તે વિચારમાં પડી જતી કે, પિતાજીએ શા માટે મહેનત કરી મ્હને આટલું બધું શિક્ષણ આપ્યું છે? આ શિક્ષણ તો દિલ્લીની બેગમને ઉપયોગી છે! વૃદ્ધ પિતાજીનો વિચાર શું પોતાને બાદશાહની બેગમ બનાવવાનો હશે? જ્યારે જ્યારે આ વિચાર તેના મગજમાં આવતા, ત્યારે તે હસતી અને કહેતી કે, "જ્યારે હું બાદશાહની બેગમ થઇશ ત્યારે તો સૂર્ય પૂર્વમાં નહિ પણ પશ્ચિમમાં ઉગશે!"

એ ત્રણ વર્ષો થયાં. નહિ એ ત્રણ શા માટે? તે પહેલાંથી જ લુલિયા એક નવીન બનાવ જોયા કરતી હતી. કોઇ કોઇ વખતે હમિદા ક્યાંય ચાલી જતી હતી અને દશ–પંદર દિવસ રહી પાછી આવતી હતી તથા વળી પાછી તે ચાલી જતી હતી! મહમ્મદજાન પણ વચ્ચે વચ્ચે ક્યાંય ગૂમ થઇ જતો હતો. તેઓ કયાં જાય છે અને શું કરે છે, તે વિષે તે કાંઇ પણ જાણી શકતી નહોતી અને તેઓ પણ તેની આગળ કશો ખુલાસો કરતાં નહોતાં. લુલિયા સ્વભાવતઃ કોઇ પણ

બાબત વિષે તેઓને પ્રશ્ન કરતી નહિ. માત્ર મનમાં ને મનમાં તે વિચાર કર્યા કરતો હતી. કારણ કે તેની એકાંત એકલવાઇ જીંદગી ગુજારવાની તેને ટેવ પડી ગઇ હતી.

લગભગ બે વર્ષ થયાં તેણે એક નવીન શિક્ષણ સંપાદન કરવાનો આરંભ કર્યો હતો. તે સુન્દર ગાનારી, મધુર વાદ્ય વગાડનારી અને કાયદા–કાનૂનમાં પ્રવીણ બની ગઈ હતી. તે સમજતી કે, પોતે મહાન્ વિદુષી બની ગઇ છે. તેનો તે અભિપ્રાય બરાબર હતો. તેના વૃદ્ધ પિતાએ તેને જૂદા જૂદા વિષયોમાં પારંગત બનાવી હતી. મુસલમાન ધર્મશાસ્ત્ર, હિન્દુ ધર્મશાસ્ત્ર તેમજ રાજકીય કાયદાઓ એ ત્રણે વિષયોમાં તે નિપુણ બની હતી. જેમ જેમ તે વયમાં આવતી ગઇ તેમ તેમ તે વિચાર કરવા લાગી કે, "પિતાજી મ્હને આટલું બધું શા માટે શીખવાડે છે ?" પરન્તુ આ પ્રશ્નનો ખુલાસો તો કોઇની પાસેથી મેળવી શકતી નહોતી. કારણ કે, તે પૂછવાથી કદાચિત્ પિતાજીને દુઃખ થશે એમ માની મન વાળીને તે બેસી રહેતી હતી.

વૃદ્ધ પિતાનો ઉપદેશ તે હસતાં હસતાં શાન્તિથી સાંભળ્યા કરતી હતી. ઘરનું કામકાજ તેને કરવું પડતું નહોતું; છતાં કોઈ કોઇ વખત તે હમિદાને મદદ કરતી હતી. અત્યાર સુધીમાં તો તેને આઠે પહોર એટલુંજ કામ હતું કે, પિતાજી પાસે બેસી જૂદા જૂદા વિષયોનો અભ્યાસ કરી દરેક વિદ્યામાં પારંગત થવું; પરન્તુ ગયાં બે ત્રણ વર્ષ થયાં તેના અભ્યાસમાં ખલેલ પડતી હતી. કારણ કે, હમિદા અને મહમ્મદજાન કોઇ કોઇ વખત ક્યાંય બહાર ચાલ્યાં જતાં હતાં અને ઘણા દિવસ સૂધી પાછાં ફરતાં નહોતાં. તે વખતે પિતાજીને રસોઇ કરીને જમાડવાનું કામ એને માથે આવીને પડતું હતું અને તેમાં

તેને એક પ્રકારનો આનંદ જણાતો હતો. રાત્રિ દિવસ સા રીગ મનો અભ્યાસ કરીને તે કંટાળી ગઈ હતી !

લખવા વાંચવાથી તે નિવૃત્ત થાય એટલામાં તો તે એક બીજા સંકટમાં આવીને પડી. મહમ્મદજાને તેને પોતાની વિદ્યા શિખવાડવા માંડી.-તે એટલો બધો ચમત્કારિક બોલવાવાળો હશે, એમ લુલિયાને પહેલાં ખબર નહોતી. જૂદા જૂદા પોષાકો પહેરી-બહુરૂપી બની જગતની આંખમાં ધૂળ નાખનાર તેનો જેવો બીજો કોઈ ભારતવર્ષમાં નહોતો !' તેણે પોતાની બન્ને વિદ્યાઓ જ્યારે લુલિયાને શીખવવા માંડી ત્યારે પહેલાં પહેલાં તો તેને તે વિષે કંટાળો આવવા લાગ્યો; પરન્તુ જેમ જેમ તે વધારે શીખતી ગઇ તેમ તેમ તેને તેમાં વિશેષ આનંદ જણાવા લાગ્યો. ખરી રીતે જોવા જતાં હમણાં તેની યુવાવસ્થાનો આરંભ થતો હતો એટલે અવનવા વિષયોમાં તેનું મન રમતું હતું; તો પણ તેના સરળ અને કોમળ હૃદયમાં એક પ્રકારનો અનિર્વચનીય ભાવ ઉત્પન્ન થતો હતો. મનની અંદર એક પ્રકારની ઇચ્છા જાગ્રત થઇ હતી; પરન્તુ તે કયી જાતની છે, તે વિશે એ સમજી શકતી નહોતી; અર્થાત્ તેના સુખમય સરળ હૃદયમાં આસ્તે આસ્તે વિષણ્ણતાની છાયા પ્રસરવા લાગી હતી અને તેટલા માટેજ ઉત્તરોત્તર તેને પ્રથમની માફક ગાવું-બજાવવું, લખવું-વાંચવું તેમજ કવિતાઓ રચવી વગેરે વિષયોનો સહજ કંટાળો ઉત્પન્ન થયો હતો, અને તેથી મહમ્મદજાનના બહુરંગી શિક્ષણમાં તેનું ચંચળ મન કાંઈક આનંદ મેળવી શકતું હતું. કોઇ વખતે તે વૃદ્ધા બનતી, તો કોઇ વખત પુરુષ બનતી કોઇ વખત વાઘ બની ભયંકર ગર્જના કરતી, તો કોઇ વખત વાંદરી બની અહીં-તહીં કૂદકા મારતી હતી. આવી જ રીતે તે અનેક પ્રકારના પશુ-પક્ષીઓના અવાજ કાઢવાનું પણ

શીખી હતી. કૂતરા અને બિલાડી પ્રમાણે બોલતાં તેને ઘણો આનંદ થતો હતો, તો પણ એકાંતમાં એકલી પડી જતી ત્યારે તેનું મન ઉદ્વિગ્ન બની જતું હતું. જાણે કે, પોતાને એક વસ્તુ જોઈએ છે અને તે મળતી નથી કિંવા તે મળવી સંભવિત નથી એમ તેના મનમાં આવ્યા કરતું હતું! તેના હૃદયની આવી સ્થિતિ હતી, તેટલામાં જ વિમલસિંહ તેને મળ્યો અને ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશની માફક તેણે તેનું હૃદય પ્રકાશિત કરી દીધું. લુલિયા કાંઇ તે વખતે અજ્ઞાન બાળા નહોતી, પોતાનું હૃદય તેના તરફ આકર્ષિત થયું છે અને તેની રમ્ય મૂર્ત્તિ પોતાના હૃદયપટપર અંકિત થઇ છે, એ તે સારી પેઠે સમજતી હતી. આ માટે તેણે પોતાના મન સાથે ઘણી વેળા યુદ્ધ કરી જોયું, પણ તેના બધા પ્રયત્નો વ્યર્થ ગયા. વિમલસિંહની મુલાકાત પછી તે પોતાનું દેહભાન ભૂલી ગઇ હતી—તેના સિવાય જગતમાં તેને બીજું કાંઇ દેખાતું જ નહોતું!

વિમલસિંહ કોણ છે અને કયાંથી આવ્યો છે એવો પ્રશ્ન તેના મનમાં કયારેય ઉત્પન્ન થયો નહિ. માત્ર તેને જોઇને તે સુખી થતી હતી. તેની સાથે વાતચિત કરવાની સંધિ મળતાં જ તે અપાર આનંદસાગરમાં ડૂબી જતી હતી. વિમલસિંહ પોતાના તરફ પ્રેમ ધરાવે છે, એ તે જાણતી હતી. તે જો કે અતિશયોક્તિ ભરેલ પ્રેમચર્ચા તેની સાથે કરતો નહોતો, તો પણ પ્રેમી હૃદય એક બીજાના તરફના પ્રેમની તુલના કરી ગુપ્ત આનંદ લેતાં હતાં.

લુલિયા જયારે આવા પ્રણયરંગમાં રંગાતી જીવનનો, ઉચ્ચ આનંદ અનુભવતી હતી, તે વખતે જ તેના દુર્દૈવને લીધે અજીતસિંહે તે પરિત્યક્ત જનશૂન્ય શહેરમાં આવીને પડાવ નાંખ્યો. તે વખતથી જ તેના શાંતિપૂર્ણ જીવનમાં એક પ્રકારનું અસ્વસ્થતાનું વાદળ છવાઇ

ગયું. હમિદા હમેશાં ગડબડમાં દેખાવા લાગી; મહમદજાન અને સલાઅતખાનનો પણ તેવી જ અવસ્થા બની. તે બન્ને જણા શું કરતા હતા, તે વિષે લુલિયા બિનમાહિતગાર હતી. પોતે શા માટે આટલી બધી ધાંધલમાં મંચ્યા રહ્યા છે, એનો લુલિયાની પાસે ખુલાસો કરવાનો પણ તેઓને વખત મળતો નહોતો. એક બે વખત લુલિયાએ આ વિષે વિમલસિંહને પૂછી જોયું, પરન્તુ તેણે પણ આડી અવળી વાતો સંભળાવી તેના મનનું સમાધાન કર્યું. ખરા મુદ્દાનો ઉત્તર તેને કોઇએ આપ્યો નહિ!

આજ સૂધી તે પારધીએ પકડી લાવેલ હરિણીની માફક ડરતાં ડરતાં વરતતી હતી અને હમિદા, મહમ્મદજાન અથવા તો તેના વૃદ્ધ પિતા કહેતા તે પ્રમાણે કરતી હતી; પરન્તુ પોતે આ શામાટે કરે છે, તેની તેને બિલકુલ ખબર નહોતી. પહેલાંનું સ્વસ્થપણું અને અવિચ્છિન્ન સ્વૈરસુખ તેમ જ નિર્જનતા અને નિસ્તબ્ધતા એ બધામાંથી એકનો પણ તે હાલમાં ઉપભોગ લઇ શકતી નહોતી. અજીતસિંહ ચાલ્યો ગયો તો તેની જગ્યાએ મહમ્મદ તકી આવ્યો, તેની પછવાડે અસંખ્ય મોગલ સેના આવવા લાગી. તેઓ જાય ન જાય એટલામાં તો ખુદ બાદશાહની સ્વારી આવી પહોંચી! આ બધું શા માટે બને છે અને ક્યાં જવાથી તેનો ખુલાસો મળશે, તે વિષે તે કાંઈ જાણતી નહોતી.

પરન્તુ આટલા દિવસ પછી તેને પૂર્વની નિસ્તબ્ધતા અને શાંતિ પુનઃ મળી. ફત્તેહપુર સિક્રીને આજે પૂર્વસ્વરૂપ પ્રાપ્ત થયું અને તે સાથે તેના હૃદયમાં પણ એક પ્રકારનો અપૂર્વ ભાવ ઉત્પન્ન થયો. આજે ઘણા દિવસે તે પોતાનો અંતરાત્મા શોધતી શોધતી કૂવાને કાંઠે આવીને બેઠી. સૂર્યાસ્તની અપૂર્વ શોભા જોતાં જ તેનું હૃદય નિસ્સીમ આનંદથી ભરાઇ આવ્યું. ઘણા દિવસે આવું સુખ મળવાથી સૂર્યનો અસ્ત થાય નહિ અને આવી શોભા કાયમ રહે, એમ તેને જણાવા લાગ્યું.

એકાએક તેની પછવાડેથી પગલાંનો અવાજ આવ્યો. ચમકીને પછવાડે જોતાં જ સંધ્યા સમયના સહકસ્નર કરતાં પણ મુખમંડળને વિશેષ પ્રફુલ્લિત કરનાર પોતાના પ્રાણ પ્રિયતમને તેણે ઉભેલો જોયો. દષ્ટેદષ્ટ મળી. પરન્તુ એક ક્ષણ માત્રમાં જ તેના ચ્હેરા ઉપરની પ્રફુલ્લતા નષ્ટ થઇ ગઈ. વિમલસિંહનો ચ્હેરો અત્યંત ગંભીર દેખાતો હતો. કોઇ જાતના ભયંકર દુઃખથી તેનું સુંદર વદનમંડળ નિસ્તેજ બની ગયું હતું. તેના હમ્મેશાંના પ્રફુલ્લિત ચ્હેરાનો આવી રીતનો દુઃખજનક ભાવ લુલિયાએ ક્યારેય જોયો નહોતો. તે જોતાં જ તેનું હૃદય એકાએક ભરાઇ આવ્યું. ગદ્‌ગદ કંઠે તે બોલી—" શું થયું છે ? "

વિમલસિંહે પ્રેમપૂર્વક લુલિયાનો હાથ પોતાના હાથમાં લીધો અને તેને પોતાની પાસે બેસાડી પોતાના ચ્હેરા પર બની શકે તેટલી પ્રફુલ્લતા લાવવાનો યત્ન કરતો તે ગંભીર સ્વરે બોલ્યો:—" પ્રિય લુલિ ! મ્હને લાગે છે કે, તને છોડીને મ્હારે અહીંથી જલ્દી જ જવું પડશે. "

" છોડીને ચાલ્યા જવું પડશે ! " આ શબ્દો સાંભળતાં જ તેને સર્વત્ર અંધકાર જણાવા લાગ્યો. કારણ કે, વિમલસિંહ તેને છોડીને ચાલ્યો જશે, એમ તેને સ્વપ્નમાં પણ ખિયાલ નહોતો. તે અસ્પષ્ટ સ્વરે બોલવા લાગી:—" ત્યારે—શું આપ મ્હને છોડીને ચાલ્યા જશો ? "

" લુલિયા ! કોઇ જાતનો ઉપાય નથી. મ્હારે જવું જ જોઇએ. પણ મ્હારા જવાથી તને દુઃખ થશે કે શું ? "

લુલિયા પોતાનું માથું ઉંચું કરી શકી નહિ. નીચી મુંડીએ તે બેસી રહી. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેનું હૃદય ભરાઇ આવ્યું. માત્ર તે " હા " એટલો શબ્દ જ બોલી શકી.

વિમલસિંહે તેને પોતાના બાહુમાં લઇ હૃદય સાથે દબાવી અને આંખો લુછતાં લુછતાં કહ્યું;—" લુલિયા, આટલા દિવસ મ્હેં તને કાંઈ કહ્યું નથી અને કહેવાનો પ્રસંગ પણ આવ્યો નથી; પરન્તુ હવે જાઉં છું, માટે તને એટલું જ પૂછું છું કે, હું તને જે કાંઇ પૂછીશ તેનો તું મ્હને બરાબર ઉત્તર આપીશ ?"

લુલિયા દીનવદને વિમલસિંહના મ્હોડા તરફ જોવા લાગી. તે જોઇ વિમલસિંહ બોલવા લાગ્યો;—" લુલિ–લુલિ ! ઇશ્વર કરે અને આનંદનો વખત આવે ત્યારે તું–તું–મ્હારી સાથે લગ્ન કરવા ખુશી છે ? "

લગ્નનું નામ સાંભળતાં જ લુલિયાનું મુખમંડળ ખુશાલીના આવેગમાં લાલ બની ગયું–શરમથી તે કાંઇ બોલી શકી નહિ.

———:o:———

# પ્રકરણ ૧૪ મું.

## ભાવિ બાદશાહ !

લુલિયા અને વિમલસિંહ થોડા વખત સુધી અવાક્ બેસી રહ્યાં. પછી વિમલસિંહને બોલવાની ઇચ્છા થઈ. તેણે કહ્યું;—" લુલિ ! હું અહીંથી જાઉં છું; પરન્તુ કયારે પાછો આવીશ, તે કહી શકું એમ નથી ! "

લુલિયાએ પોતાની ડોક ઉંચી કરી અને દીનવાણીએ કહ્યું;— " કેમ, શા માટે ? "

વિમલસિંહ વિષાદયુક્ત સ્વરે બોલ્યો;—" તેનો બરાબર ઉત્તર

હું આપી શકું એમ નથી તેમજ તે વિષે ચર્ચા કરવાનો મ્હને વખત પણ નથી. તેટલા જ માટે તને પૂછું છું કે, કોઇ પણ વખતે, જ્યારે હું પાછો આવું ત્યારે તું મ્હારી સાથે લગ્ન કરીશ કે નહિ ?"

લુલિયા બોલી;—"પિતાજી—"

"લુલિ ! ત્હારા પિતાની પરવાનગી લેવાની જોખમદારી હું મ્હારે માથે લઉં છું. તેટલું બને તો ત્હારા તરફથી તો કાંઇ હરકત નથી ને ?"

"નહિ."

"વિમલસિંહે લુલિયાનું મુખ પોતાના બન્ને હાથોમાં લીધું અને તેને ઉંચું કરી તેના ગુલાબી કપોલપર ચુંબન લીધું. પોતાના આ કાર્ય વિષે ઉભયે ભલા—બુરાનો વિચાર કર્યો નહિ. લુલિયાથી તો ઇષ્ટ—અનિષ્ટ વિચારો થઇ શકે એમ નહોતું કારણ કે, તે તો વિમલસિંહના પવિત્ર હૃદયમાં મળી ગઇ હતી, તેનો તો તે ઇશ્વર હતો. તે કહેતો હતો, તેમજ તે કરતી હતી. તેનો તે કોઇ વાતમાં અનાદર કરી શકે એમ નહોતી.

વિમલસિંહ સહજ હસીને બોલવા લાગ્યો:—"લુલિયા ! માત્ર ત્હારા માટે જ હું મ્હારા પ્રાણનું રક્ષણ કરીશ! મ્હારા ગામમાં પાછો ફરીથી જઇશ અને ત્હારા માટે જ હું બાદશાહ બનીશ. બાદશાહ બન્યા પછી ત્હારા માટે હું જે કાંઇ કરીશ, તેવું આખી દુનિયામાં કોઇ પણ કરી શકશે નહિ."

લુલિયા અત્યંત વિસ્મિત અને વ્યાકુળ ભાવે વિસ્ફારિત નયને તેના મ્હોડા સામે જોઇ રહી. તેણે શું કહ્યું તે વિષે તે બરાબર સમજી શકી નહિ.

યુવાન રાજપૂત કુમાર હાસ્યયુક્ત સ્વરે બોલ્યો;—"લુલિયા ! હું વિમલસિંહ નથી—હું ખુર્રમ—શાહજાદા ખુર્રમ છું. કહે, ત્હેં મ્હારૂં નામ કયારેય સાંભળ્યું છે ?"

"કોણ, ખુર્રમ ? શાહજાદા ખુર્રમ આપ જ છો ?"

એટલું બોલી લુલિયા ઉઠીને ઉભી થઇ અને આશ્ચર્યચકિત બની બે પગલાં પાછળ હઠી ગઈ. શાહજાદો પ્રેમપુર્વક તેના હાથને પોતાના હાથમાં પકડી તેને પોતાની પાસે બેસાડતાં હસતાં હસતાં બોલ્યો;—"મ્હારા કહેવામાં તને વિશ્વાસ આવતો ન હોય તો તારા પિતાને પૂછી જો. દયા લાવી તેમણે જો મ્હને અહીં છુપાવી રાખ્યો ન હોત તો મ્હારી હાલત પણ મ્હારા ભાઇ ખુશરૂના જેવી થઇ જાત. ઘણા દિવસ થયાં હું ગ્વાલિયરના કિલ્લામાં કેદ થઇ પડેલો હતો: પરન્તુ ત્હારા વડિલ પિતાએ મ્હારા પર જે જે ઉપકારો કરી મ્હને બચાવ્યો છે, તે હું આ જન્મમાં તો ભૂલી શકું એમ નથી."

હજી સૂધી લુલિયા એક પણ શબ્દ બોલી નહિ—બોલવાની તેનામાં હિમ્મત નહોતી. તેના હૃદયપર માથું નાખી સ્તબ્ધ બની વિચાર કરતી એ બેસી રહી હતી. "આ ન્હાસી આવેલ યુવાન રાજપૂત નથી, પણ ખુદ શાહજાદો છે અને તેની સાથે લગ્ન કરી દિલ્હીશ્વરી કરવા માટે જ શું વૃદ્ધ પિતાએ મ્હને આટલી બધી કાળજીથી ઉપયુક્ત શિક્ષણ આપ્યું ?" આવા આવા અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. વિચારોના તરંગો સાથે તેનું હૃદય પણ ધડકવા લાગ્યું અને તે ધમકારા સાથે જ ખુશાલીના આવેશમાં હૃદય ફાટી જશે કે શું એમ ધારી તે દબાવવા જતી હતી, એટલામાં શાહજાદો જ તેના હૃદયને પોતાના હૃદય સાથે દબાવી સહજ હસીને બોલ્યો;—"લુલિયા ! હું શાહજાદો છું, એ સાંભળીને તું મ્હને ધિક્કારતી તો

નથી ને ? કારણ કે, બધા રાજકુમારો ઘણા જ નીચ વૃત્તિના, ક્રૂર અને દુરાચારી હોય છે, એમ તું કદાચિત્ ધારતી હોઇશ ! પરન્તુ હું કેવો છું, તે તો તું સારી પેઠે જાણે છે! શાહજાદો તને અપરિચિત હશે, તો પણ વિમલસિંહનો તો તને પૂર્ણ અનુભવ છે! તેને તો તું ચ્હાય છે કે નહિ ?"

એકાએક લુલિયા ખુર્રમના હાથમાંથી છૂટી થઇ દૂર જઇને ઉભી રહી અને બોલી;—"જહાંપનાહ! દાસીના અપરાધની ક્ષમા કરો. હું આપને ઓળખી શકી નહિ—જાણી શકી નહિ અને તેથી મ્હારાથી ઘણા અપરાધો થઇ ગયા છે!"

ખુર્રમ અતિ વિમુગ્ધ ભાવે લુલિયાના મ્હોડા તરફ જોઇ રહ્યો. પછી આસ્તે આસ્તે તે બોલ્યો;—"તને હું બીજી સાધારણ બેગમોની માફક રાખવાનો નથી. જનાનખાનાની અધિષ્ઠાત્રી દેવી તરીકે જ ત્હારો હું સ્વીકાર કરનાર હોવાથી કોઇની પણ દાસી થવાનો પ્રસંગ તને આવશે નહિ. માત્ર દરેક જણ ત્હારાં જ દાસાનુદાસ થઇ રહેશે."

લુલિયા નમ્રતાથી બોલી;—"જહાંપનાહ! આવું હમણાં બોલશો નહિ!"

"કેમ ? શા માટે ન બોલું ? હજાર વાર બોલીશ હું તને ચ્હાઉં છું પ્રાણથી પણ અધિક ચ્હાઉં છું, તો પછી કેમ ન બોલું ?"

એટલું બોલી શાહજાદા ખુર્રમે લુલિયાને પોતાની પાસે ખેંચી હૃદય સાથે દબાવી પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું;—"આજથી તું મ્હારી તાજ-મહાલ બની અને ત્હારા લીધે જ હું બાદશાહ બનીશ."

લુલિયાએ તેના હૃદયથી દૂર ખસી જવાનો પ્રયત્ન કરી જોયો; પરન્તુ તેનાથી તેમ બની શકયું નહિ. અવસન્ન ભાવે તે શાહજાદાના

હૃદયપર પડી. શાહજાદો પુનઃ બોલવા લાગ્યો;—" હવે તને બધી વાત કહું છું, તે ધ્યાન દઇને સાંભળ."

લુલિયા વિસ્મિત નયને તેના તરફ જોવા લાગી. ખુર્રમ આગળ બોલવા લાગ્યો;—" હું ધારૂં છું, તને આ વાતની ખબર નહિ હોય કે, બાદશાહે મ્હારા ભાઇ શાહજાદા પરવેઝને તખ્તનશીન કરવાનો નિશ્ચય કર્યો હતો ! મ્હારી તેમાં કોઇ જાતની હરકત નહોતી. બાદશાહ થવાની મ્હેં ક્યારેય ઇચ્છા કરી નહોતી; પરન્તુ અમારી બેની હરિફાઈમાં એક ત્રીજી જ વ્યક્તિ ઉપસ્થિત થઇ. બાદશાહની મુખ્ય બેગમ નૂરજહાને પોતાના જમાઇ યાતો મ્હારા ન્હાના ભાઇ શહેરિયારને ગાદીએ બેસાડવાનાં ગુપ્ત કારસ્થાનો કરવા માંડયાં. આ વાતની ખબર પડતાં જ મ્હારા પ્રાણપ્રિય મિત્ર ભીમસિંહ, મહબ્બતખાન અને બીજા રાજપૂત યોદ્ધાઓએ મ્હને સિંહાસનપર બેસાડવાનું નક્કી કર્યું અને તેઓના આગ્રહથી હું કબૂલ પણ થયો; પરન્તુ અમારો આ ગુપ્ત સંકેત ગુપ્ત રહ્યો નહિ; નૂરજહાનને તેની તાબડતોબ ખબર પડી ગઇ અને તેથી જેમ બને તેમ જલ્દી દુનિયામાંથી મ્હારૂં નામનિશાન નાબુદ કરવા માટે તે પ્રયત્નો કરવા લાગી—"

લુલિયા ભયથી બોલી ઉઠી;—" કેવી ભયાનક સ્ત્રી !"

શાહજાદો સહજ હસીને બોલ્યો;—" બધી બાબતમાં કાંઇ તે ભયંકર નથી ને એકાદ વખત જો તું તેને જુએ તો તે સારી અને ભલી દેખાશે. પરન્તુ દિલ્લીના સિંહાસન સંબંધિની જ્યાં વાત આવી, ત્યાં દયા કિંવા માયા રાખીને તેનાથી ચલાતું નથી."

લુલિયાનાં રોમાંચ ખડાં થઇ ગયાં. તે બોલી;—" હુજૂર, ત્યારે તો આપ મ્હને દિલ્હીમાં લઇ જશો નહિ. હું તો અહીં જ રહીશ, અને આપ મ્હારી સાથે રહેવાને અહીં આવજો."

ખુર્રમ હસીને બોલ્યો;—"વારૂ, તેમ કરીશું. ત્હારી ઇચ્છામાં આવશે તે પ્રમાણે વર્તીશું. કારણ કે, તું મ્હારી હૃદયેશ્વરી છે. લુલિયા, ખરેખર જો હું બે ચાર દિવસ વધારે રાજમહેલમાં રહ્યો હોત તો આ દુનિયા છોડીને ક્યારનોયે ચાલ્યો ગયો હોત; પરન્તુ નૂરજહાનની એક જુલેખાં નામની વિશ્વાસુ દાસી છે. તે બેગમસાહેબાની બધી વાતોથી માહિતગાર હતી. મ્હને તેણે આ બધી વાતથી વાકેફ કીધો અને તેની સહાયતાથી ગુપચુપ કોઇને ખબર ન પડે તેમ ત્યાંથી હું અહીં ન્હાસી આવ્યો. અહીં ત્હારા પિતા પાસે આવવાની તેણે જ મ્હને સલાહ આપી. સ્ત્રી વેષ પહેરી છુપાતો છુપાતો હું અહીં આવી પહોંચ્યો તે વખતે તો ત્હેં મ્હને જોયો હતો!"

"હા, તે વખતે તમને જોતાં જ હું બહુ ભય પામી હતી."

"શું હું એટલો બધો કદરૂપો દેખાતો હતો?"

"ના, તેમ નહોતું."

"જુલેખાં, મહબ્બતખાન અને ત્હારા દાદા, એ બધાં એક જ પક્ષમાં શામિલ હતાં. ત્હારા દાદા, હમિદા અને મહમદજાને તે વખતે મ્હારૂં રક્ષણ કર્યું ન હોત, તો હું ક્યારનોયે પકડાઇ ગયો હોત. નૂરજહાને અજીતસિંહને મ્હારા માટે જ અહીં મોકલાવ્યો હતો. મહમ્મદ નક્કી પણ તેટલા માટે જ આવ્યો હતો અને તેઓ બન્ને જણા જ્યારે મ્હારો પત્તો મેળવી શક્યા નહિ, ત્યારે ખુદ બાદશાહને લઈને તે અહીં આવી; પરન્તુ તમારી બધાની મહેરબાનીથી મ્હારો વાળ પણ વાંકો થઇ શકયો નહિ!"

લુલિયાથી માત્ર હવે હસ્યા વિના રહેવાયું નહિ. તે હસતાં હસતાં બોલી;—"હું ધારૂં છું કે, હવે તો કોઇ અહીં આવશે નહિ."

"હા, એમ જણાય છે ખરૂં."

"તો પછી આપ અહીંથી શા માટે જાઓ છો ?"

"બધું સાંભળી તો લે ? એક મહા ભયંકર બનાવ બનવા પામ્યો છે."

"ભયંકર ? આપના ઉપર તો કોઇ સંકટ—"

"નહિ, તેવું કાંઇ નથી. મહબ્બતખાન અને ભીમસિંહ મ્હારે માટે કેટલુંક સૈન્ય એકઠું કરી અહીં આવવાની તૈયારી કરતા હતા; તે વિષે ભીમસિંહ પહેલેથી મ્હને તે બાતમી આપી ગયો. તેઓની બધી જાતની તૈયારીઓ સંપૂર્ણ થઇ રહી. મ્હારે પણ ખુલ્લી રીતે તેઓને મળવું એવું નક્કી કર્યું; પરન્તુ નૂરજહાને પહેલેથી જ શાહજાદા પરવેઝને ભીમસિંહ અને મહબ્બતખાનની સામે મોકલી દીધો. બન્ને પક્ષનું ઘનઘોર યુદ્ધ થયું અને પરિણામમાં બન્ને પક્ષનો પરાભવ થયો.

"એટલે ?"

"લડાઈમાં ભીમસિંહ અને મહબ્બતખાનનો જય થયો અને શાહજાદો પરવેઝ માર્યો ગયો."

"કોણ, શાહજાદો પરવેઝ ?"

"હા, તે કેવી રીતે મરણ પામ્યો તે હજી સુધી નિશ્ચિત થયું નથી. માત્ર અમને જય મળ્યો તે વ્યર્થ ગયો. કારણ કે, મ્હારો પ્રિય મિત્ર અને મેવાડનો અદ્વિતીય વીર મહારથી ભીમસિંહ યુદ્ધની અંદર ઠાર થયો."

એટલું બોલતાં બોલતાં શાહજાદાનાં બન્ને નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તે ગંભીર સ્વરે બોલ્યો:—"લુલિયા ! અહીં હું નામર્દની માફક છુપાઇને રહ્યો ન હોત અને યુદ્ધ વખતે તેની પાસે ઉભા રહેવાનો મ્હને વખત મળ્યો હોત તો મ્હારા પ્રાણપ્રિય મિત્રને મ્હેં મરવા દીધો ન હોત."

ખુર્રમ સ્તબ્ધ બની ગયો. લુલિયાએ પણ તેને કોઇ જાતનો પ્રશ્ન પૂછવાની હિમ્મત કરી નહિ. તે પોતે જ થોડા વખત પછી આત્મસંયમન કરી બોલ્યો;—“ ભીમસિંહના મૃત્યુને લીધે રાજપૂત સૈનિકો ભગ્નમનોરથ બની પોત પોતાને ગામ ચાલ્યા ગયા. આ બાજુ ખુદ બાદશાહ લ્હડાઇપર નીકળ્યો છે, તે જોઇ નાઇલાજ મનો મહબ્બતખાન દિલ્હી તરફ પાછો ફર્યો છે અને તેણે કહેવડાવ્યું છે કે, બનતી ત્વરાએ જો તું મ્હારા તંબુમાં હાજર નહિ થશે, તો બાદશાહ સાથે વિવાદ નહિ કરતાં સૈન્યને વિખેરી નાખી હું મક્કા તરફ ચાલ્યો જઇશ. ”

“ ત્યારે તેમને મક્કે જવા દ્યો ? આપણે અહીં જ રહીશું. યુદ્ધની અંદર લડીને એક બીજાના પ્રાણ લેવામાં શો ફાયદો છે ? ”

ખુર્રમ વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલ્યો;—“ લુલિયા—લુલિયા ! મ્હારી દૃષ્ટિએ જો તું ન પડી હોત, તો હું શું કરત અને શું ન કરત તે કહી શકતો નથી; પરન્તુ હવે તો તને દિલ્હીશ્વરી બનાવવા માટે ખુદ મ્હારા બાપ સામે પણ લડવામાં હું પાછી પાની કરનાર નથી. ”

“ નાથ ! આવું દુષ્ટ કર્મ મ્હારે લીધે કરો નહિ. મ્હારે દિલ્હીશ્વરી નથી થવું. ”

“ ત્હારી તેવી ઇચ્છા નથી, એ હું જાણું છું. બાદશાહ બનવાની મ્હને પણ ઇચ્છા નથી. આપણે બન્ને જણાં આ નિર્જન શહેરમાં આપણી જીંદગીના દિવસો સુખમાં ગુજારી શકીએ એ હું જાણું છું; છતાં—”

“ તો પછી યુદ્ધ કરવાની ખટપટમાં શા માટે પડો છો ? ”

"લુલિયા ! ત્હારા જેવા કોમળ અંતઃકરણવાળીને રાજખટ-પટનો અનુભવ ક્યાંથી હોય ! અરે, જીવ બચાવવા માટે જો હું આજે યુદ્ધ કરવા તત્પર ન થાઉં તો પકડાઇ જાઉં અને પકડાઈ ગયો એટલે બસ—બધું આવી રહ્યું. મનની મનમાં સમાઇ જશે અને કોઇ એકાદ દૂરના પ્રદેશમાં કેદી તરીકે જીંદગી ગુજારવી પડશે."

"કેમ ?"

શાહજાદો પુનઃ હસતાં બોલ્યો;—"આ બધો બાદશાહ થવા માટે ઉપસર્ગ છે ! કાં તો બાદશાહ થાઉં છું અને નહિ તો પછી લડાઇમાં દેહ પાડું છું. તે સિવાય બીજો કોઈ ઉપાય નથી."

લુલિયા ગંભીર દીર્ઘ નિશ્વાસ મૂકતાં બોલી:—"ત્યારે શું આ કરતાં ગરીબ લોકો વધારે સુખી નથી ?"

"છે જ. તેમાં કોઇ જાતનો સંદેહ નથી !"

## પ્રકરણ ૧૫ મું.

### સંન્યાસિની.

જે વખતે પરિત્યક્ત ફત્તેહપૂર સિક્રીના નિર્જન પ્રદેશમાં આવેલા કુવાના કાંઠાપર બેસી લુલિયા અને શાહજાદો પોતાના પ્રેમાલાપમાં મસ્ગૂલ હતાં, તે વખતે વાચકોનાં પરિચયનાં બે માણસો સિંહદ્વાર પાસે ઉભાં રહી કોઇના આવવાની રાહ જોતાં હતાં. પોતાનાથી જોઇ શકાય એટલી લાંબી નજરે તેઓએ જોયું; પરન્તુ તેઓને કાંઇ દેખાયું

નહિ. આ બે વ્યક્તિમાં એક તો આપણો પૂર્વપરિચિત બિહારીચરણ હતો અને બીજી ગંગીયા પાનવાળી હતી!

આસ્તે આસ્તે ગાઢ અંધકાર પ્રસરવા લાગ્યો. નજીકની ચીજો પણ દૃષ્ટિમર્યાદામાંથી દૂર થવા લાગી ત્યારે ઘણા મૃદુ સ્વરે ગંગીયા બોલી;—"હવે તો કાંઇ દેખી શકાતું નથી!"

બિહારીચરણે કહ્યું;—"હા, ખરી વાત. તો પણ દુલાલીને મોકલાવી છે, તે જેમ બને તેમ જલ્દી ખબર લાવ્યા વિના રહેશે નહિ."

"પણ તે તો બે દિવસ પહેલાં અહીં આવવાની હતીને?"

"ગંગીયા, તું જાણે છે તો ખરી કે, હાલમાં અહીં કેવી જાતની ગડબડો ચાલી રહી છે! હું તો ધારૂં છું કે, બે દિવસ પહેલાં તે અહીં ન આવી એ તેણે સારૂં જ કર્યું છે."

"તો પણ તેણે અહીં નજીકમાં જ પોતાનો મુકામ કર્યો હશે!"

"હા, મ્હને પણ એમ જ જણાય છે. કદાચિત્ તે બાદશાહની છાવણીની પણ મુલાકાત લઇ આવી હોય! તેને અસાધ્ય એવું તો કાંઈ છે જ નહિ!"

એક વખત તે અહીં આવી પહોંચે એટલે પછી ચિંતા કરવાની કાંઇ જરૂર નથી."

"હા, તે બરાબર છે."

"શાહજાદો ચાલ્યો જાય છે. કારણ કે, તે નહિ જાય તો શંકા આવી પડવાનો સંભવ છે. વળી અહીંનું કામકાજ પણ ખલાસ થયું છે."

"હા. બન્ને જણાં એક બીજાના પ્રેમપાસમાં એટલાં બધાં બંધાઇ ગયાં છે કે, શાહજાદો હવે લુલિયાને ભુલી શકે એમ નથી."

"આ બધું બરાબર થયું, પણ મુખ્ય મુદ્દાના કામને બહુ વખત લાગવાનો સંભવ છે."

"હા, જહાંગીર અને નૂરજહાનને કેદ કરી ગાદીએ બેસવા માટે ખુર્રમ ક્યારેય તૈયાર થશે નહિ."

"ત્યારે તો એમ જ બને કે, જ્યાં સુધી જહાંગીર મરે નહિ, ત્યાં સુધી લુલિયા બેગમ બની શકે નહિ: પરન્તુ કાલે શું થશે, એ કોણ કહી શકે એમ છે?"

"ખરી વાત. કારણ કે એ બધી વાત તો ઇશ્વરના હાથમાં છે."

"તો પછી આપણે આટલો બધો શ્રમ ઉઠાવી શા માટે મરીએ છીએ?"

"કેમ? શા માટે પ્રયત્ન ન કરીએ? તું જો તો ખરી, આપણા પ્રયત્નમાં સફળ થયા એટલે પછી વૃદ્ધાવસ્થાના છેલ્લા દિવસો ગાળવા આપણે આપણા દેશમાં ચાલ્યાં જઈશું અને ત્યાં જઈ એક મ્હોટી જમીન ખરીદી લઈ હું જમીનદાર બનીશ અને તું મ્હારી રાણી—"

"શું? તમે જમીનદાર બનશો? વાહ! જમીનદાર બનનારનું મ્હોડું તો જુઓ! અરે, તમારી માફક હું જો પુરૂષ હોઉં તો શાહજાદો ખુર્રમ બાદશાહ બની તખ્તનશીન થાય કે તરત તેના મુખ્ય વજીરની પદવી પ્રાપ્ત કરી દરેક બાબતમાં કર્ત્તાહર્ત્તા બની જાઉં!"

બિહારીચરણ વિલક્ષણ રીતે કાનપર હાથ રાખી બોલ્યો:— "અરે, ભગવાન્! સ્ત્રીઓમાં પણ કેટલું સાહસ મૂક્યું છે! ગંગી, આપણું કામ પૂર્ણ થતાં જ હું કોઇને પણ અહીં આ આસ્માની સુલ્તાની જેવા રાજ્યમાં રાખવાને ખુશી નથી. કારણ કે, મોગલોના દરબારમાં ઇચ્છાપૂર્વક જો કોઇ રહે, તો તે મૂર્ખ અને કમઅક્કલ હોવો જોઈએ!"

ગંગીયા હસતાં હસતાં બોલી;—"અને, તમને કોઇ બાદશાહ બનાવે તો ?"

"તે જ વખતે જહર પીને હું મરી જાઉં !"

"ત્યારે તમે એમ જ માનો છો કે, બાદશાહના જેવો હતભાગી માણસ આ જગતમાં બીજો કોઈ હોતો નથી ?"

"હા, એમાં નવાઈ પામવા જેવું શું છે ?"

"વારૂ, એ બધી વાત તો ખરી, પણ મ્હારી પાનની દુકાનનું શું થશે ?"

બિહારીચરણે મુખ વિકૃત કરી જવાબ આપ્યો:—"આગ લાગે તારાં પાનમાં અને દુકાનમાં ! હજી સુધી તને તેનો મોહ રહ્યો છે ? ગંગી—ગંગી ! શું કરૂં ? ત્હારાં ગ્રાહકો પાન લેતી વખતે ત્હારી સાથે જે રીતે ઉદ્ધતાઇથી વર્તતાં હતાં તે વખતે મ્હારૂં કાળજું તો બળીને ખાક થઈ જતું હતું અને ગુસ્સાથી એકાદનું માથું જ ઉડાવી નાખવાના વિચારો આવ્યા કરતા હતા !"

એટલું બોલી બિહારીચરણે એક ભયંકર શબ્દધ્વનિ કરી દાંતો કચકચાવ્યા. તે જોઇ ગંગીયા હસતાં હસતાં બોલી;—"આટલી ઉમ્મરે આવી રીસ ?"

"રીસ ? સાળાઓનાં હું માથાં જ ભાંગી નાખીશ."

"સાવધાન ! ભીંતને પણ કાન હોય છે. કોઇ સાંભળી જશે તો પ્રાણ જવાનો વખત આવશે."

"જા—જા, પ્રાણની હું એટલી બધી દરકાર કરતો નથી."

"વારૂ, પણ શાહજાદો ક્યારે જનાર છે ?"

"આજ રાત્રે."

"ત્યારે વિવાહ ક્યારે થશે ?"

"તે પણ આજ રાત્રે !"

"તમે કહો છો તો ખરા, પણ તેની તૈયારી ક્યાં થયેલી છે?"

"દરેક કામની તૈયારી થઈ ગયેલી છે."

"વર—કન્યાને ખબર છે કે આજે રાત્રે તેમનાં લગ્ન થનાર છે ?"

"નહિ, તે આવ્યા પછી તેમને કહેશે. જ્યાં બન્ને જણાં રાજી છે, ત્યાં પછી કહેવાની એટલી બધી શી ઉતાવળ છે ?"

"જુઓ,, જરા ધ્યાન રાખો. કોઇ આવતું હોય એમ જણાય છે!"

"હા, તે જ આવતી હોવી જોઇએ. ચાલ, આપણે જરા આગળ જઇને બોલીએ."

લાંબેથી કેટલાંક માણસો શહેર તરફ આવતાં હોય એવો ભાસ થતો હતો; પરન્તુ સ્પષ્ટ રીતે કાંઇ દેખાયું નહિ. કોણ આવે છે, તે બરાબર જોવા માટે ગંગી અને બિહારીચરણ થોડાંક આગળ વધ્યાં.

જતા જતાં ગંગીયા બોલી;—"મ્હારી દુકાન વિષે કાંઇ બાતમી મળી છે ?"

"હા, સારી રીતે ચાલે છે."

"લોકો મ્હારી શોધ કરતા હશે નહિ ?"

"ઘણી."

"લોકોને ખબર તો છે કે, કોઇ કોઇ વખત હું મ્હારી માશીને ત્યાં જતી હતી અને આ વખતે પણ તેઓએ તેમજ ધાર્યું હશે !"

"તેઓ કેવી રીતે જાણી શકે કે તું બે દેહ ધારણ કરે છે ! તે તો માત્ર હું જ જાણું છું."

"કેવી રીતે ?"

"કેવી રીતે ? હજી સુધી સમજી શકતી નથી ?"

"બળ્યું તમારૂં બોલવું. જ્યારે ત્યારે આવું જ બોલ્યા કરો છો!"

"બળે શા માટે? ત્હારૂં જ—"

"બસ કરો. હજી સુધી તમારી વાંદરચેષ્ટાઓ ગઇ નહિ!"

"એમ છે કે? ત્યારે તો સાંભળી લે."

એટલું બોલી બિહારીચરણે અભૂતપૂર્વ કચકચાટથી વાંદરાઓનો શબ્દધ્વનિ કર્યો. "મહા ભયંકર—ભયંકર" એટલું બોલું ગંગીયા બે ડગલાં પાછળ હઠી ગઇ. ચારે બાજૂએથી વાંદરાઓનો કચકચાટ સંભળાવા લાગ્યો.

એટલામાં નજીકની ઝાડીમાંથી વાંદરાંની ભાષામાં કોઇ કાંઇ બોલ્યું. બિહારીચરણ પોતાના બૂમ બરાડા પાડવા મૂકી દઇ બોલ્યો;—"સાંભળ્યું? દુલાલી કેવો જવાબ આપે છે? ખરેખર, મ્હારી કૃતિને અમર રાખે તેવી શિષ્યા છે!"

"ત્યારે તેઓ પણ આવ્યાં હશે. ચાલો, આપણે ઘેર જઇ બધી તૈયારીઓ કરીએ."

"નહિ, તેવો હુકમ નથી. અહીં આવ્યા પછી જેવો હુકમ કરશે, તે પ્રમાણે વર્તીશું."

"અંધારૂં બહુ થયું છે. ઘેર જઇ એકાદ ફાનસ લઇ આવો તો ઠીક."

"ગંગીયા, અમારાં કૃત્યોની તને શું ખબર પડે? અમોને ઘણાં ખરાં કામો તો અંધારામાં જ કરવાં પડે છે. ગુપ્ત જાસૂસનું કામ કરવાની અમારામાં જેવી ચાલાકી છે, તેવી બીજામાં કેમ નહિ હોય? અહીં આટલામાં નૂરજહાનનો એકાદ ગુપ્તદૂત ફરતો નહિ હોય, એમ કેમ કહી શકાય? પેલી સ્ત્રીની તો તને ખબર છે. તે પુરૂષ છે કે સ્ત્રી છે, તેની પણ કોઇને ખબર પડતી નથી. પોતાનું નામ તો ગૌહર-

જાન જણાવે છે. તે ષંઢ કિંવા નપુંષક—ગમે તેવો હોય તેની તો ઈશ્વરને ખબર. માત્ર એટલું તો ખરૂં કે, તે મહા કારસ્તાની અને દગાબાજ છે અને તેના મનમાં આપણાપર સંદેહ પણ ઉત્પન્ન થયો છે."

ગંગીયા હસતાં હસતાં બોલી;—"તે ગમે તેવો હોય તેથી શું થયું? તમે તો તેને હતવીર્ય બનાવી રાજધાનીનો રસ્તો દેખાડયો ને? હું તો ધારૂં છું આવો અનુભવ તો તેને તેની આખી જીન્દગીમાં મળ્યો નહિ હોય!"

"ગંગી, નૂરજહાનનાં બધાં કારસ્તાનોમાં તેનો મુખ્ય હાથ છે. તું ખાત્રી રાખજે કે, વખતે આવ્યે હું તેની બરાબર ખબર લઇશ."

"તે પાછી અહીં આવી હશે, એમ તમે ધારો છો?"

"હા, નાક—કાન કાપ્યાં તો પણ તેને શરમ નથી!"

આ વખતે તેઓ જેમની રાહ જોતાં ઉભાં હતાં, તે માણસો તેમની નજીકમાં આવી પહોંચ્યાં અને તેઓમાંથી અંધારામાં જ કોઇએ પ્રશ્ન કર્યો;—"તમે કોણ છો?"

"બિહારીચરણે અવાજ ઓળખ્યો અને આનંદમાં આવી જઇ બોલી ઉઠયો:—"માતા, હું છું."

"કોણ, બિહારીચરણ?"

"હાં, હું અને ગંગીયા બન્ને છીએ."

આવનાર ત્રણ માણસો હતાં, તેમાં એક જટાજૂટધારિણી સંન્યાસિની હતી. તેના એક હાથમાં સિંદૂરથી રંગેલું ભયાનક ત્રિશૂળ હતું અને બીજા હાથમાં કમંડળ હતું. માથાપરની જટાની લટો કુમ્મર સુધી લટકતી હતી. તેણે એક ભગવી કંથા પહેરેલી હતી. કુ-

ભાળમાં રક્તચંદન લગાડયું હતું. ગળામાં મ્હોટી રુદ્રાક્ષની માળા ધારણ કરેલી હતી. તેને જોતાં જ ગમે તેવા નાસ્તિકના દિલમાં પણ ભક્તિભાવ ઉત્પન્ન થાય એમ હતું.

તેની બાજુમાં દુલાલી ઉભી હતી. તેણે માથાપર સામાનનો બોજો ઉંચક્યો હતો. તેની પછવાડે એક માણસ ઉભો હતો અને તેને જોતાં જ તે બ્રાહ્મણ પંડિત હોવો જોઇએ, એમ અનુમાન થતું હતું.

સંન્યાસિનીએ કહ્યું;—"બિહારીચરણ, અમારા આવી પહોંચવામાં વિલંબ થયો, તેથી તમને ચિંતા તો થઇ હશે!"

બિહારીચરણ બોલ્યો;—"માતા! થોડાક દિવસ થયાં અમે એટલા બધા ગડબડ ઘોટાળામાં આવી પડયાં હતાં કે જેથી બીજો વિચાર કરવાની ફુરસદ જ મળતી નહોતી!"

"કેમ? કોણે—બાદશાહે કે નૂરજહાને તમને ત્રાસ આપ્યો?"

"હા, તેઓએ બહુ હયરાન કર્યાં."

"પછી?"

"પછી શું, આવ્યાં હતાં તેવાં જ તેઓ ચાલ્યાં ગયાં!"

સંન્યાસિની મૃદુહાસ્ય કરતાં બોલી;—"કહે તો ખરો, તેઓએ અહીં આવીને શું કર્યું?"

"અજીતસિંહ અને મહમ્મદ તકીને અહીં મોકલવા છતાં પણ નૂરજહાનના મનને સંતોષ થયો નહિ એટલે ખુદ બાદશાહને તેડીને તે અહીં આવી!"

સંન્યાસિનીએ વિસ્મય પામી પૂછયું;—"પછી?"

"અજીતસિંહ પ્રમાણે તેમણે પણ થોડી ઘણી મઝા ભોગવી!"

"તે તો હું જાણું છું, પણ કોઈ જાતનો તેઓને પત્તો તો મળ્યો નથી ને?"

"નહિ—લેશ માત્ર પણ નહિ."

."શાહજાદો ખુશીમાં છે?"

"હા, બન્ને જણાં ખુશીમાં છે."

"તો પછી આપણો જ વિજય છે. પ્રત્યેક ડગલે ડગલે નૂરજહાન પરાજિત થતી જાય છે. આજે રાત્રે વ્રતનું ઉદ્યાપન થશે! આટલા દિવસનો આપણો મનોરથ પૂર્ણ થશે! બિહારીચરણ આજના વ્રતોદ્યાપન જેવો બીજો આનંદ કયો હોઇ શકે?"

"માતા! જે તમારો આનંદ આપણો તેજ અમારો આનંદ છે. લુલિયાને હું પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાઉં છું. તે દિલ્લીશ્વરી થશે, તે કરતાં વિશેષ આનંદ પામવા જેવું બીજું શું છે?"

"ઠીક, મ્હારી લુલિયા કેમ છે?"

"ઘણી ખુશીમાં છે."

"ત્યારે ચાલ, અહીં ઉભા રહી વખત ગુમાવવાનું પ્રયોજન નથી—આ ખંડેર જેવા શહેરમાં આપણે જેટલી છૂટથી રહી શકીએ, તેટલી છૂટથી બીજે કયાંય રહી શકાય એમ નથી."

એટલું બોલી તે પાંચે જણાંએ પરિત્યક્ત શહેરમાં આસ્તે આસ્તે પ્રવેશ કર્યો.



# ખંડ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

### આશાપૂર્ણ જીવન.

ઈતિહાસ જાણનારા વાંચકોને ખબર છે કે, શાહજાદા ખુર્રમને ઘણાં વર્ષો સુધી શિકારીના ભયથી ન્હાસતા હરિણની માફક અહીં-તહીં જંગલોમાં ભટકવું પડતું હતું અને છુપાઈ રહેવું પડતું હતું. તેનો પરમ સહાયક અને અભિન્નહૃદય મિત્ર ભીમસિંહ, શાહજાદા પરવેઝની સાથે યુદ્ધ કરતાં ભયંકર જખ્મના આઘાતથી માર્યો ગયો હતો. ભીમસિંહના મૃત્યુપશ્ચાત્ તેના રાજપૂત સિપાહીઓ સેનાપતિના અભાવને લીધે અને તેમાંય ખાસ કરીને શાહજાદા ખુર્રમ તરફની કોઇ જાતની બાતમી નહિ મળવાને લીધે યુદ્ધભૂમિ છોડી પોતપોતાને ગામ ચાલ્યા ગયા હતા. પરવેઝ યુદ્ધભૂમિપર જ મરણ પામ્યો હતો, તો પણ મહબ્બતખાનથી નિરાશ થઈ ગયેલા સિપાહીઓને પાછા વાળી શકાય એમ નહોતું. આ બાજુ મારવાડનો ગજસિંહ તેના પર હલ્લો કરવાને તૈયાર થઇ રહ્યો હતો. મારવાડ અને અંબરનાં રાજ્યો મહબ્બતખાન તરફ દ્વેષભાવ ધરાવતાં હતાં. વળી તેના સાંભળવામાં આવ્યું કે, ગજસિંહને મળવા માટે મોગલ સેનાપતિ મહમ્મદ તકી પોતાનું સૈન્ય લઈ કુચ કરતો ચાલ્યો આવે છે; તેમજ નૂરજહાન પણ બાદશાહને લઇ અગણિત સેનાસહ ચાલી આવે છે! નૂરજહાન મહબ્બતખાનને

અંતઃકરણપૂર્વક ધિક્કારતી હતી—બન્ને જણાં હાડવેરી હતાં એવી સર્વને ખબર હતી. એક વખતે મહબ્બતખાને લાહોરના યુદ્ધક્ષેત્રપર નૂરજહાન અને જહાંગીરને કેદ કર્યાં હતાં, એ વાત તો ઇતિહાસપ્રસિદ્ધ છે. અર્થાત્ તેણે વિચાર્યું કે, 'આવી સ્થિતિમાં જો હું નૂરજહાનના હાથમાં સપડાઇશ, તો જીવવાની આશા રાખવી વ્યર્થ છે.' શાહજાદો ખુર્રમ જો આ વખતે તેને આવીને મળ્યો હોત તો પોતાના સામાન્ય સૈન્યમાં શૂરાતન ઉત્પન્ન કરી તે બાદશાહની અગણિત સેના સામે લડ્યો હોત. જય—પરાજય, જીવન—મૃત્યુ, એ બધાનો નિકાલ યુદ્ધક્ષેત્રમાં આવી ગયો હોત; પરન્તુ વારંવાર આહ્વાન કરવા છતાં શાહજાદો વખતસર આવી શક્યો નહિ. લુલિયાના સ્વર્ગીય પ્રેમમાં લુબ્ધ બની જઇ દિલ્હીના સિંહાસનથી વિચ્યુત બની ગયો ! 'આજે જઇશ, કાલે જઇશ, હમણાં જાઉં છું' એમ વિચાર કરતાં કરતાં એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા; પણ શાહજાદો ફત્તેહપુરમાંથી બ્હાર નીકળી શક્યો નહિ. આખરે મહબ્બતખાને કંટાળીને વિચાર કર્યો કે, આવી સ્થિતિમાં રહેવા કરતાં યુદ્ધભૂમિનો ત્યાગ કરવો એ જ શ્રેયસ્કર છે. તરત જ તેણે પોતાના સૈનિકોને લશ્કરી નોકરીમાંથી મુક્ત કર્યા અને સર્વને પોતપોતાને ગામ જવાની રજા આપી. વળી તે પોતે પણ મક્કા જવાની ઇચ્છાથી સૌરાષ્ટ્ર દેશ તરફ ચાલવા લાગ્યો.

ખુર્રમ ફત્તેહપુરમાં છુપાઇ રહેવા માટે આવ્યો ત્યારે તેણે જો લુલિયાને જોઇ ન હોત તો અજીતસિંહ આવ્યો ત્યારે જ તે કોઈ પણ રીતે શહેરમાંથી ન્હાસી છૂટયો હોત, અને જીવના જોખમે પણ ભીમસિંહ અને મહબ્બતખાનને જઇને મળ્યો હોત ! વળી તેમ બન્યું હોત તો મોગલનો ઇતિહાસ જૂદી જ રીતે લખાવાના પ્રસંગો ઉપસ્થિત થાત, કારણ કે, આ યુદ્ધ તેના લીધે જ ઉપસ્થિત થયું હતું અને

તેમાં તે કેદ થવાને બદલે જહાંગીર અને નૂરજહાન જ કેદ થવા સાથે ઘણી સહેલાઇથી તેનાથી દિલ્હીની ગાદીપર બેસી શકાયું હોત: પરન્તુ એક મુગ્ધા લાવણ્યવતી લલનાના પવિત્ર સૌંદર્યના સામર્થ્યે બધી બાજી પલટાવી નાખી. ખુર્રમે પોતાના મન સાથે ઘણી વાર વિચાર કરી જોયો અને આત્મસંયમન કરવાના ઘણા પ્રયત્નો કર્યો; પરન્તુ લુલિયાને તે છોડી શક્યો નહિ. વિલાસ અને સુખની તેને ઉણપ નહોતી; પરન્તુ લુલિયાને જોવા પછી તેના મનમાં જે અપૂર્વ પવિત્ર અને સ્વર્ગીય પ્રેમનો આનંદ થતો હતો તેવો આનંદ તેને કયાંય થયો નહોતો; એટલું જ નહિ, પણ બાદશાહ થવાની મહત્વાકાંક્ષા આસ્તે આસ્તે તેના હૃદયમાંથી વિલુપ્ત થવા લાગી હતી. તે વિચારતો કે, બાદશાહ થવું એ એક પ્રકારનું કષ્ટ વ્હોરી લેવા જેવું છે. બાદશાહને ક્યારેય સુખ મળતું નથી. હમ્મેશાં સાશંકવૃત્તિથી રહેવું પડે છે. તેના કરતાં તો લુલિયાને લઈ ઘનઘોર અરણ્યમાં જઈને રહેવું વધારે ઉત્તમ છે. કારણ કે, ત્યાં પછી જગતની જંજાળો નડવાની નહિ અને કોઇ જાતનું દુષ્ટ કર્મ પોતાના હાથે થવાનું નહિ ! આવી રીતે ખુર્રમ અવનવા તરંગોમાં રમતો હતો, તે વખતે ભીમસિંહે તેને પોતાની પાસે આવવાનો સંદેશો મોકલ્યો; પરન્તુ લુલિયાને છોડીને તેને જવાનું ગમ્યું નહિ. 'આજે જઇશ—કાલે જઈશ' એમ વિચાર કરતાં-કરતાં હાથમાં આવેલો મહત્વનો વખત પસાર થઇ ગયો, અને પછી ઉપરા ઉપરી એવા બનાવો બન્યા કે તેનાથી શહેરમાંથી બ્હાર નીકળી શકાયું જ નહિ ! ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં શાહજાદો શહેર છોડીને આવતો નથી, એ જોઇ ભીમસિંહે પોતાના પ્રાણની પણ આશા બાજૂએ મૂકી—માત્ર મિત્રતાને ખાતર—શત્રુની છાવણીમાં થઇને શહેરમાં દાખલ થઇ શાહજાદાની મુલાકાત લીધી. બન્નેની મુલાકાતમાં નક્કી

થયું કે, બીજે દિવસે શાહજાદાએ વેષ બદલી શહેરમાંથી બ્હાર નીકળવું અને પોતાના સહાયકોને જઇને મળવું. શાહજાદાએ આ વાત કબૂલ રાખી; છતાં પોતાના પ્રાણથી પણ અધિક પ્યારી લુલિયાને છોડીને તે ફત્તેહપુરમાંથી નીકળી શકયો નહિ, અને હવે તેનાથી નીકળી શકાય એમ પણ નહોતું; કારણ કે, મહમ્મદ તકીએ આખા શહેરને ઘેરો ઘાલ્યો હતો. તેમાંથી પણ પસાર થઇને જવાનો વિચાર કરે છે એટલામાં બાદશાહ ત્યાં આવીને હાજર થયો એટલે પોતાની ગુપ્ત જગ્યાએથી તેનાથી બિલકુલ હિલચાલ થઇ શકી નહિ. જે થોડાં ઘણાં માણસો પોતાના પ્રાણની દરકાર કર્યા વિના તેનું રક્ષણ કરતાં હતાં, તેઓની સહાયતાથી તે શહેરમાંથી બ્હાર નીકળી શકયો હોત; પરન્તુ મૂળમાં જ તેના પગ ઢીલાં થઇ ગયા હતા એટલે સહજ બહાનું મળતાં જ તે છુપાઇને બેસી રહેતો હતો ! અર્થાત્ એકંદર પરિસ્થિતિને લીધે યા મનની નિર્બળતાને લીધે—શાહજાદો ફત્તેહપુરમાં જ રહ્યો હતો. મહબ્બતખાનના આહ્‌વાનને તેણે માન આપ્યું નહોતું.

પરન્તુ જ્યારે તેણે ફત્તેહપુર શહેરનો ત્યાગ કર્યો ત્યારે તેને જણાઇ આવ્યું કે, હવે તખ્તની આશા રાખવી વ્યર્થ છે અને મહબ્બતખાન મક્કા તરફ રવાના થઇ ગયો છે. વળી મેવાડના મહારાણા કર્ણસિંહ જહાંગીરની સાથે ખુલ્લી રીતે દ્વેષ કરવાને તૈયાર નહોતા; પરન્તુ જો શાહજાદાની જ ઇચ્છા હોત તો ઉદયપુરાધિપતિનો આશ્રય તેને મળી શકયો હોત; કારણ કે, ઉદયપુરના રાજપૂતો પોતાનું સર્વસ્વ શાહજાદાના માટે સમર્પણ કરવાને તૈયાર હતા. આવી સ્થિતિમાં બાદશાહે જો તેને કેદ કરવાનો પ્રયત્ન કર્યો હોત તો આખું રાજસ્થાન તેનું રક્ષણ કરવાને એક પગે તૈયાર હતું; કારણ કે, અતિથિ—આશ્રિ

તને માટે પોતાના પ્રાણ આપવા એ તો રાજપૂતોનો સ્વભાવધર્મ હતો.

આ વખતે શાહજાદા ખુર્રમને એક ગુપ્તદૂતદ્વારા મહારાણા કર્ણસિંહ તરફનો પત્ર મળ્યો. તે ઉપરથી તેણે નક્કી કર્યું કે, આ વખતે ઉદયપુરના આશ્રિત થવા સિવાય આત્મરક્ષણનો બીજો કોઇ ઉપાય નથી. તે જાણતો હતો કે, 'જો હું જહાંગીરના હાથમાં સપડાઇશ તો તે જીવતો મુકશે નહિ' કારણ કે, ખુશરૂને તેણે માફી બક્ષી નહોતી. યદાકદાચિત્ પોતાની આર્જવતાથી તે ક્ષમા કરે, તો પણ નૂરજહાનની તેને સંમતિ મળે એ અશક્ય હતું. તે જો પ્રાણદંડની શિક્ષા નહિ કરે, તો કયાંય દુરના પ્રદેશોમાં આજન્મકેદી અવસ્થામાં તો જરૂર મોકલાવી દેશે. અર્થાત્ આવી વિકટ પરિસ્થિતિમાં મેવાડના રાણાનો આશ્રય લેવા સિવાય બીજો કોઇ ઉપાય નથી એવો તેણે નિશ્ચય કર્યો.

મહબ્બતખાનને જીવતો પકડી તેને યોગ્ય શિક્ષા કરવા માટે જહાંગીર દિલ્હી તરફ રવાના થયો હતો. ખુર્રમને એવી બાતમી મળી કે, પરવેઝના મૃત્યુને લીધે જહાંગીર મહબ્બતખાન તરફ બહુ ચીડાયો છે, અને તેને ઠાર કરવાની તેણે પ્રતિજ્ઞા કરી છે. વળી તેણે એમ પણ સાંભળ્યું કે, બાદશાહે એવું જાહિરનામું કહાડી જણાવ્યું છે કે, "જે કોઇ વ્યક્તિ શાહજાદા ખુર્રમને જીવંત યા મૃત સ્થિતિમાં મ્હારે સ્વાધીન કરશે, તેને ઘણા માનપાન સાથે એક હજાર અશરફી બક્ષિસ મળશે." વળી આ જાહિરનામા સાથે તેણે એક તાજે–કલમ જોડી હતી, અને તેમાં સૂચના કરી હતી કે, "આ કાર્યની તપાસ કરતાં જો કોઇને ફત્તેહપુર શહેર જમીનદોસ્ત કરવાની ઇચ્છા થાય, તો તેમાં મ્હારો કોઇ જાતનો વાંધો નથી." બાદશાહનો નિશ્ચય અને જાહિરનામું સાંભળી શાહજાદાએ વિચાર્યું કે, 'બાદશાહ તરફથી આપ-

ણુને કયારેય ક્ષમા મળી શકે એમ નથી' અને તેથી તે ઘણો દુઃખી થયો, તથા ત્યાંથી પલાયન કરી જવા સિવાય તેનો બીજો કોઈ રસ્તો રહ્યો નહિ.

જે વાત એક વખત બની ગઇ—હાથથી જતી રહી, તેની પછવાડે વ્યર્થ શોક કિંવા વિચાર કરવો શું કામનો? ખુર્રમ વિચારવા લાગ્યોઃ—“ તે વખતે જ જો હું ભીમસિંહ અને મહબ્બતખાનને મળ્યો હોત તો મ્હારી આવી કઢંગી હાલત ન થાત. મ્હારા બુદ્ધિદોષને લીધે—નસીબની પ્રતિકૂળતાને લીધે—યા લુલિયા તરફના નિસ્સીમ પ્રેમને લીધે—દિલ્લીનું સિંહાસન હું ગુમાવી બેઠો ! તેને માટે હવે વૃથા શોક કરીને શું ફાયદો ? પરન્તુ, માત્ર એટલું ખરૂં કે, હવે મ્હારે અહીં—ફત્તેહપુરમાં રહેવું ન જોઇએ. ”

ખુર્રમ આવી રીતે વિચાર કરતો હતો; છતાં દિલ્હીનું સિંહાસન ગયું તે માટે નહિ પણ તેની પ્રિયા લુલિયાના વિયોગ માટે તેને વધારે ચિંતા થતી હતી—તેનું ચિત્ત વ્યગ્ર રહ્યા કરતું હતું. ગમે તેમ હોય પણ સ્વસંરક્ષણ માટે ફત્તેહપુર છોડવાની તેને જરૂર હતી.

વળી તે સ્વગત વિચાર કરતો કે, “ હું અહીં આવ્યો ત્યારે મ્હને જે સ્નેહીઓ મળ્યા તે મ્હારા માટે પ્રાણ આપવાને પણ તૈયાર છે અને તેમના કૃપાછત્ર નીચે જ હું સુખથી રહી શકું છું. તેવા સ્નેહીઓ—સંબંધીઓ કિંવા મિત્રો બીજે સ્થળે મળવા મુશ્કિલ છે. આ લોકોનું સામર્થ્ય અને સાહસ અજબ છે ! તેઓએ મ્હને જે જગ્યાએ છુપાવ્યો તેવી જગ્યા અન્યત્ર મળી શકે એમ નથી અને ગમે તેવા ચાણાક્ષથી પણ શોધી શકાય એવી નથી! તપાસ કરવા કેટલા જણ આવ્યા ! બધા હતવીર્ય બની પાછા ગયા ! ! ખુદ બાદશાહ પણ ભૂતના ભયથી અહીંથી જીવ લઇને ન્હાસી ગયા ! ! આવા માણસોને

છોડીને હું કેમ જાઉં ? અને કદાચિત્ જાઉં તો બીજા દિવસે જ મ્હારી કેવી દશા થાય તેની તો ઇશ્વરને જ ખબર! જુલેખાં—નૂરજહાનની વિશ્વાસુ દાસીએ મ્હને અહીં શા માટે મોકલ્યો? તેની એમાં કયી જાતની મતલબ હશે? તેના પૂર્વજીવનથી હું માહિતગાર નથી, તેમ આગ્રામાં પણ કોઇ જાણતું નથી! માત્ર બધા એટલું જ જાણે છે કે, જુલેખાં—નૂરજહાનની જમણા હાથ જેવી—નિમકહલાલ દાસી છે. અહીં આવતાં જ મ્હારૂં મન લુલિયાના નિર્મળ પ્રેમમાં લુબ્ધ બની ગયું! એટલું જ નહિ પણ તેના દાદા સલાબંતખાન, હમિદા તેમજ મહમ્મદજાન વગેરે મ્હારા માટે અનેક પ્રકારના જોખમો વેઠી મ્હારા પ્રાણનું રક્ષણ કરે છે! તેઓના પ્રતાપથી જ અજીતસિંહ ચાલ્યો ગયો, મહમ્મદ તકી પલાયન કરી ગયો અને ખુદ બાદશાહ તેમજ બેગમ પણ વધારે વખત અહીં રહી શકયાં નહિ! આવી સ્થિતિમાં આવા સારા માણસોની સોબત છોડી હું ન જાઉં તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? પરન્તુ હવે કોઈ જાતનો ઇલાજ રહ્યો નથી. બાદશાહે જાહિરનામું કહાડયું છે એટલે ફત્તેહપુરને જમીનદોસ્ત થતાં વાર લાગશે નહિ. અર્થાત્ હવે અહીં વધારે વાર રોકાવું લાભકારક નથી. દેશ, રાજ્ય અને સિંહાસન એ બધાંની આશા છોડી આજે તો હું દેશનિકાલ થયેલા જેવો છું. આ દેશમાં પણ હું પાછો ફરી શકીશ કે નહિ એ નિશ્ચિત નથી—!"

આવી રીતે શાહજાદો પોતાના મનમાં નિરાશાના ઉદ્ગારો કહાડતો; તો પણ લુલિયા સાથે લગ્ન કર્યા સિવાય અહીંથી એક ડગલું ભરવું પણ તેને અસહ્ય થઇ પડતું હતું અને તેટલા માટે જ શાહજાદાની વિનંતિને માન આપી વૃદ્ધ સલાબતખાને તેમનાં લગ્ન માટે સંમતિ આપી હતી. આજે તેનાં અને લુલિયાનાં લગ્ન થવાનાં હતાં

અને આવતી કાલે તો તેને આ સ્થળનો ત્યાગ કરવાનો હતો; પરન્તુ આશા—આશા કોણ છોડી શકે એમ છે ? તેનાપર આખા જગતનું જીવન અવલંબી રહેલું છે !

# પ્રકરણ ૨ જું.

## વિવાહ—સમારંભ.

પ્રિય પાઠકો ! ચાલો આપણે પુનઃ રહસ્યમય મરિયમબેગમના મહાલય તરફ વળીએ. દિલ્હી, આગ્રા યા અકબરશાહના ફત્તેહપુરના રાજમહેલો વિષે જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે. જે સમયની અમે આ વાત લખીએ છીએ, તે વખતે પ્રત્યેક રાજમહેલમાં વિવિધ જાતનાં ગુપ્તગૃહો, ચોર દરવાજાઓ અને ગુપ્તપંથો હોવાના જ. તે વખતના કુશળ કારીગરો ગુપ્ત સ્થળો નિર્માણ કરવામાં ઘણા કાબેલ હતા. તે વખતે બાદશાહથી લઇને એક સામાન્ય ગૃહસ્થ સુધી દરેકના જીવ સંપત્તિ, અને સ્ત્રી પરીવાર માટે સુખરૂપ—સુરક્ષિત માનવામાં આવતા નહોતા. આવી સ્થિતિમાં જૂદી જૂદી જાતનાં રહસ્યોથી પરિપૂર્ણ કરેલી ઇમારતો અને મહેલો નિર્માણ થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? માત્ર આવી રીતના રસ્તાઓ, દરવાજા તેમજ રહસ્યમય સ્થળોની ઘરના માલિક સિવાય બીજા કોઇને ખબર રહેતી નહિ. સામાન્ય માણસની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે રાજ્યશકટની ધુરા ચલાવનારાઓ સ્વસંરક્ષણ માટે ગુપ્ત સ્થળો

નિર્માણ કરે તેમાં નવાઈ પામવા જેવું નથી. આવી જ રીતનાં રહસ્યમય સ્થળોથી અલંકૃત કરેલો એવો "મરિયમમહાલ' સમ્રાટ અકબરશાહે બંધાવ્યો હતો. ફત્તેહપુરનાં દરેક ગુપ્ત સ્થળો વિષે અકબર અને તેના બનાવનાર કારીગર સિવાય બીજું કોઈ માહિતગાર નહોતું. અકબર ફત્તેહપુર સિક્રી છોડી જવા પછી થોડા વખતમાં જ મરણ પામ્યો અને તેની સાથે ફત્તેહપુરની ગુપ્ત માહિતીઓ પણ લુપ્ત થઇ. તેણે આ પરિત્યક્ત થયેલા શહેરથી કોઇને વાકેફ કર્યું નહિ, તો પણ તેનો રહસ્યભેદ થયેલો જ હતો. જે કારીગરે હજારો અશરફીઓના લોભે આ શહેરમાં ભયંકર સ્થળો નિર્માણ કર્યાં હતાં, તેનું કુદરતી આફતને યા તેનાં કૃત્યોને લીધે અન્ન અને દાંતને વૈર થયું. અકબરે આપેલી અશરફીઓ પાણીની માફક આવી અને ચાલી ગઈ. પોતાનાં કળા–કૌશલ્યની પ્રસિદ્ધીને લીધે તેનાથી ભીખ માંગી શકાઇ નહિ. તેની જીંદગીના આવા કટાકટીના વખતે તેની અને સલાબતખાનની એક ઘણા જ વિચિત્ર પ્રસંગે એકાએક મુલાકાત થઇ. કારીગરે પોતાની ગરીબ સ્થિતિથી સલાબતખાનને વાકેફ કર્યાં અને દીન મુદ્રાથી તેની ખાધાખોરાકી માટે તેમણે બંદોબસ્ત કરી આપ્યો. થોડા વખત પછી તે કારીગર મરણ પથારીએ પડ્યો અને તે વખતે ઉપકારના બદલા તરીકે તેણે ફત્તેહપુર સિક્રીનાં રહસ્યો સલાબતખાનને કહી સંભળાવ્યાં. હવે સલાબતખાનના હાથમાં ફત્તેહપુરની ચાવી આવી ગઇ. તેના સિવાય બીજા કોઇને આ ગુપ્ત રહસ્યોની ખબર નહોતી ! આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે, ખાને કાંઇ વગર કારણે અહીં આવીને પડાવ નાખ્યો નહોતો. ઘણા લાંબા કાળથી તેની જે ઇચ્છા હતી તે પૂર્ણ કરવા માટે આ સ્થળ ઉત્તમ છે, એમ વિચાર કરી વિના વિલંબે તેણે તે શહેરમાં રહેવા જવા માટે બાદશાહની પરવાનગી માંગી. સલાબતખાન

કોણ છે એ વિશે જહાંગીર કાંઇ જાણતો નહોતો. તેણે માત્ર એટલું જ સાંભળ્યું હતું કે, તે બંગાળા દેશનો રહેનાર છે અને ધાર્મિક વૃત્તિનો હોવાથી પોતાના છેવટના દિવસો ધર્મચિંતનમાં ગાળવા માટે બહુ ઉત્સુક છે અને તેટલા માટે જ તે નિર્જન પ્રદેશમાં રહેવા જવાની ઇચ્છા કરે છે. જહાંગીરને કોઇ જાતનો સંદેહ ઉત્પન્ન થયો નહિ. ઘણી ખુશીથી તેણે ખાનને ત્યાં જવાની રજા આપી. એટલું જ નહિ પણ તેણે તેને થોડુંક વર્ષાસન પણ બાંધી આપ્યું. તે વખતથી તે આજ સુધી સલાબતખાન લુલિયા, હમિદા તેમજ મહમ્મદજાન ત્યાં રહેતાં હતાં; પરન્તુ તેમના કુટુંબમાં લુલિયા નામની એક છોકરી છે એવી કોઇને ખબર નહોતી. બાદશાહ કિંવા કોઈ શાહજાદાએ કે ઉમરાવે સર્વાંગસુંદરી લુલિયાને જોઇ હોત, તો સલાબતખાન કોઈ પણ પ્રકારે તેનું રક્ષણ કરી શકત નહિ. છળકપટથી કોઇ તેને ઉઠાવી ગયું હોત કિંવા વૃદ્ધ ઉમરાવને તે માટે મહા મુશ્કેલીમાં ઉતરવું પડયું હોત. આવા વખતે વૃદ્ધ કોઇને પ્રતિબંધ કરી શકયો ન હોત; પરન્તુ ફત્તેહપૂર રહસ્યપૂર્ણ સ્થળ હોવાથી તેના લાવણ્યનો પ્રકાશ કોઇની નજરે પડયો નહિ.

ત્યારે શું લુલિયાને એકાદ ભોંયરામાં કેદી અવસ્થામાં રહેવું પડતું હતું એવો સાહજિક જ પ્રશ્ન ઉત્પન્ન થાય છે; પરન્તુ સલાબતખાને તેને તેવી સ્થિતિમાં ક્યારેય રાખી નહોતી. વખતો વખત તે હમિદા અને મહમ્મદજાનની સાથે આગ્રા શહેરમાં જતી. ત્યાંના લોકોમાં તે અપરિચિત નહોતી અને તેઓ તેને કયારેય બાળિકા સમજતાં નહોતાં.

ગમે તેમ હોય પણ વૃદ્ધ સલાબતખાન નિર્વિવાદ રીતે આ

નિર્જન અને પરિત્યક્ત શહેરમાં રહેતો હતો. શાહજાદો ખુર્રમ ત્યાં આવ્યો તે પહેલાં ફત્તેહપુરમાં વૃદ્ધ મૌલવી સિવાય બીજું કોઇ રહેતું નહોતું. સલાબતખાને મૌલવીને સંપૂર્ણ રીતે તાબામાં લીધો હતો; એટલું નહિ, સેંકડો વખત મહમ્મદજાન પોતેજ મૌલવી છે એમ કહી દિલ્હીમાં જઇ માસિક પગાર લઇ આવતો હતો અને શહેરમાં ખાસ કરીને આવવા માટે કોઇ પ્રસંગ ઉત્પન્ન થયો નહોતો; પરન્તુ ખુર્રમ આવતાંજ બધી બાજી પલટાઇ ગઇ, તેનાં પગલાં ફત્તેહપુરમાં આવ્યાં કે તરત ધાંધળ અને ગડબડ ઘોટાળાની શરૂઆત થઇ. વૃદ્ધ ઉમરાવ આથી અસંતુષ્ટ થયો નહિ. આજે જો કે ખુર્રમની બધી આશા અને ભરોંસાનો નાશ થઇ ગયો હતો; પણ સલાબતખાન નિરાશ થયો નહિ. હજી સુધી તેના મનને ખાત્રી હતી કે, કાળાંતરે પણ ખુર્રમ બાદશાહ થયા સિવાય રહેશે નહિ. તેને વિશેષ આનંદ પામવા જેવી વાત તો એ હતી કે, ભવિષ્યના ગાદીવારસનો અને લુલિયાનો પ્રેમ સંબંધ બંધાઇ ચુકયો હતો. પોતાની પુત્રી ભારતેશ્વરી થાય એથી વિશેષ આનંદ બીજો કયો હોય ? શાહજાદાએ લગ્નની વાત કહાડતાં ખાને આનંદપૂર્વક સંમતિ આપી અને તેથી આજે લુલિયા તથા ખુર્રમનાં શુભલગ્ન થવાનાં હતાં.

શાહજાદાનાં—ભારતેશ્વર જહાંગીરના પુત્રનાં લગ્ન કેટલા ઠાઠમાઠથી અને આનંદ ઉત્સાહની ધામધુમથી થવાં જોઇએ ! કાળની કેવી વિચિત્ર ગતિ છે ! પ્રતિકૂળ ભાગ્યને લીધે આજે તેને નિર્જન વનમાં અને તે પણ અત્યંત ગુપ્ત રીતે કરવાં પડે છે !

આજે મરિયમમહેલમાં લગ્ન કરવાનું નક્કી કર્યું હતું. કારણ કે, તે મહેલ એટલો સુંદર અને કુશળતાપૂર્ણ બનાવવામાં આવ્યો

હતો કે, તેવો બીજો મહેલ તે જમાનામાં અસ્તિત્વ ધરાવતો નહોતો. અફસોસની વાત એટલી છે કે, સલાબતખાનના મૃત્યુ સાથે તેનું અદ્ભૂત રહસ્યપૂર્ણ કૌશલ્ય વિલુપ્ત થઈ ગયું. આજે તે કોઇથી જાણી શકાય એમ નથી. કલ્પનાની ગમે તેવી ઇમારત ચણો પણ તે જાણી શકાય એમ નથી તે નથી જ.

આ મહેલના શિખરપર એક મ્હોટો ઘુમટ આવેલો હતો. બહારથી જોતાં તે એક કળશીયાના આકાર જેવો જણાતો હતો; પરન્તુ ખરી રીતે જોતાં તે અનુપમ સુન્દરતાથી શૃંગારેલો ઓરડો હતો. ઇચ્છાનુસાર તેનાં બારી–બારણાં ઉઘાડી શકાતાં હતાં, તેમ બંધ કરી શકાતાં હતાં. વળી આશ્ચર્યકારક અને ખરી કારીગરીની વાત તો એ હતી કે, ઘુમટની નીચેના માળપરનો પલંગ અનાયાસે અદ્ભૂત કુશળતાથી ઉપરના ઘુમટમાં આવી શકતો હતો. આવું વિલાસગૃહ બીજે ક્યાંય નહોતું. કોઈ સુંદરી પલંગપર સુતી, તેને જાગ્રત થતાં પોતે મનોહર મહેલમાં આવી પહોંચી છે કે શું એમ જણાતું. મહેલના શૃંગાર અને વિલાસનું વર્ણન કરવું અશકય છે. આવા સ્વર્ગીય બેગમ–મહાલમાં કેટલી યુવાન સુંદર યુવતીઓએ સ્વર્ગીય સુખનો આસ્વાદ લીધો હશે તેની તો વિધાતાને જ ખબર !

આ રહસ્યમય ઘુમટવાળા ઓરડાની ભીંતમાં થઇને એક માર્ગ ઠેઠ નીચે જમીન સુધી લઇ જવામાં આવ્યો હતો. ગમે તેવા ચતુર ગુપ્તદૂતથી આ ગુપ્ત ગૃહ શોધી શકાય એમ નહોતું. આ ચોર રસ્તો ઠેઠ સલાબતખાન રહેતો હતો, તે જગ્યા સુધી જતો હતો, અર્થાત્ તેના ઘરમાંથી અનાયાસે મરિયમ મહેલમાં આવી શકાતું હતું. સલાબતખાનના ઘરમાંથી કોઇ ન્હાસી જવાની ઇચ્છા કરે તો તેને કોઇ

પણ પકડી શકે એમ નહોતું અને તેથીજ લુલિયા કોઇના સપાટામાં આવી શકતી નહોતી.

ભોંયરાનું બીજું મ્હોડું કિલ્લાની નીચે થઇને ઘણે દૂર પહાડોની ખીણમાં આવેલું હતું. તેના પર એક મ્હોટું મન્દિર બાંધવામાં આવેલું હતું, અને તેમાં 'શિવલિંગ' આવેલું હતું. વાચકોને યાદ હશે કે, જુલેખાંના મૃતદેહને પહેલાં આ મન્દિરમાંજ લાવવામાં આવ્યો હતો. યાંત્રિક કલાથી કુશળતાપૂર્વક શિવલિંગ ખસેડતાં જ ભોંયરામાંથી બ્હાર નીકળવાનો માર્ગ મળતો હતો. અર્થાત્ શહેરને લાખો સિપાહીઓએ ઘેરો ઘાલ્યો હોય તો પણ જેને આ ગુપ્ત રસ્તાની માહિતી હોય તેનાથી અનાયાસે બ્હાર પડી શકાય એમ હતું. આવી સગવડને લીધેજ શાહજાદાને અને લુલિયાને કોઈ પકડી શકતું નહોતું.

તે બન્ને જણાં જરૂર પડે ત્યારે ઘુમટવાળા ઓરડામાં જતાં, તો કોઇ વખત ગુપ્ત માર્ગે થઇ શિવમન્દિરમાં જઇ જંગલની અંદર ફરતાં હતાં!

અજીતસિંહ અને ખુદ બાદશાહ પલંગ સાથે ઘુમટવાળા ઓરડામાં કેવી રીતે આવી પહોંચ્યા હતા તે આ ઉપરથી જાણી શકાય છે. આજે તે મનોહર રમ્ય મહેલમાં લુલિયાનાં લગ્નની તૈયારી ચાલી રહી હતી.

શાહજાદો ખુર્રમ મહેલમાં આવ્યો અને ત્યાં ચાલી રહેલી બધી તૈયારીઓ જોતાંજ અજાયબ થયો.

આજે ઘણા દિવસે તેણે બાદશાહી ઠાઠ કર્યો હતો. હીરામાણિક્યનો ચમકારો જ્યાં ત્યાં થયા કરતો હતો. તેના માથાપર બાદશાહી શિરપેચ ચમકી રહ્યો હતો. કમરબંધ પર સ્વર્ણખચિત તલવાર લટકી રહી હતી અને ઉંચી જાતની મખમલના અંગરખાપર અને

પગના જોડાપર પણ હીરાઓ જડેલા હોવાથી નક્ષત્રોથી ઘેરાયેલા ચન્દ્રની માફક ખુર્રમ શોભી રહ્યો હતો. કુદરતી રીતેજ તેનો ચ્હેરો સુન્દર અને રૂવાબદાર હતો. તેમાં વળી આવો અનુપમ પોષાક પહેરેલો પછી બાકી શું રહે? આજે તેનું રાજતેજ સહસ્રગણું વૃદ્ધિંગત થયું હતું.

આ અનુપમ મહેલમાં દાખલ થતાં જ તે આશ્ચર્યથી મુગ્ધ બની ઉભો રહ્યો. વિવાહની બધી તૈયારી ચાલી રહી હતી. આવો ઠાઠ તેણે ક્યારેય જોયો નહોતો. કારણ કે, ત્યાં બધી હિન્દુ પદ્ધતિ જ જોવામાં આવતી હતી! હિન્દુઓનાં લગ્ન પ્રસંગે થતી ક્રિયાઓથી ખુર્રમ અજ્ઞાત હોવાને લીધે, તે કાંઇ બોલી શકયો નહિ. સામે એક બાજઠ ઉપર પુરોહિત બેઠો હતો. તેની જમણી બાજુએ હિન્દુ વેષમાં પીતાંબર પહેરીને સલાબતખાન ઉભો હતો! વળી એક ખૂણામાં મહમ્મદજાન અને હમિદા પણ ઉભાં હતાં. દરેક જણે હિન્દુ પોષાક ધારણ કર્યો હતો અને નમ્રતાથી અધોમુખ બની વિનીત ભાવે તેઓ ઉભાં હતાં! આશ્ચર્યની વાત એ હતી કે, લુલિયા ક્યાંય દૃષ્ટિએ પડતી નહોતી.

"આ શું? ઘણું જ અજાયબ જેવું" એટલા શબ્દો ખુર્રમના મ્હોડામાંથી એકાએક નીકળી પડતા. પુરોહિત, સલાબતખાન તેમ જ તેમના નોકરોના ગંભીર ચ્હેરા તરફ તે આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યો. વિસ્મય અને સંશયથી તેનું હૃદય ઉંચે-નીચે થવા લાગ્યું. તે મનમાં ને મનમાં બોલ્યો:—"શું આ લોકો મ્હારી મશ્કરી તો નહિ કરતાં હોય?!"

તે આવો વિચાર કરે છે એટલામાં દેવીતુલ્ય બે સુન્દર સ્ત્રીઓ મહેલમાં આવી પહોંચી. તેમાં એક તપસ્વિની અને બીજી સૌન્દર્યલતિકા દિલ્હીશ્વરી લુલિયા હતી!

લુલિયાને જોતાં જ શાહજાદાના જીવમાં જીવ આવ્યો. તે બોલ્યોઃ—" લુલિ! આ શું છે?"

પછી તેણે તપસ્વિનીના ચ્હેરા તરફ જોયું અને વિસ્મયથી બોલી ઉઠયોઃ—" કોણ, જુલેખાં બીબી ? આવા વેશમાં અહીં ક્યાંથી ? મ્હેં તો સાંભળ્યું હતું કેઃ—"

લુલિયાએ શાહજાદાને આગળ બોલતો અટકાવી કહ્યુંઃ—" હજૂર ! આ મ્હારી માતા છે!"

ખુર્રમ દિંગ્મૂઢ બની ગયો. તેની મુખમુદ્રા એવી તો વિલક્ષણ થઇ ગઈ કે તેનું વર્ણન કરવું અશક્ય છે! અસ્પષ્ટ સ્વરે તે બોલ્યોઃ— "કોણ જુલેખાં બીબી ત્હારી માતા ?!"

ખુર્રમ વધારે બોલી શક્યો નહિ.



## પ્રકરણ ૩ જું.

---

## જુલેખાંની આત્મકથા.

---

સંન્યાસિની જુલેખાં શાહજાદાની સામે આવીને ઉભી રહી અને મૃદુ હાસ્ય કરતાં બોલીઃ—"શાહજાદા સાહેબ ! આપ અજાયબ થાઓ તેમ છો. કારણ કે, આ દુઃખિનીના પૂર્વ વૃત્તાંતથી આપ તદ્દન અજ્ઞાત છો. આ દુર્દૈવી જુલેખાં લગભગ દાસત્વ ગ્રહણ કરી યવનોની—"

જુલેખાં થોડા વખત બોલતાં અટકી ગઇ. પછી હસતાં હસતાં બોલીઃ—"શાહજાદા સાહેબ ! વખત વહી ગયો નથી. કારણ કે, લગ્ન

થવાનાં હજી બાકી છે. આ દાસીની પુત્રીને ધર્મ પત્ની કરવાને ઇચ્છતા ન હો તો હમણાં ને હમણાં સ્પષ્ટ ઉત્તર આપો—"

ખુર્રમ એકાએક બોલી ઉઠયો:—"કોની, દાસીની પુત્રી ? જુલેખાં બીબી, આપ ભૂલો છો. લુલિયા એક જલ્લાદની છોકરી હોય તો પણ શું થયું. ઘણા આનંદથી હું તેનો સ્વીકાર કરીશ અને તેને મ્હારા જનાનખાનાની વડી બેગમ બનાવીશ. તેટલા માટેજ મ્હેં તેનું 'તાજમહાલ' નામ રાખ્યું છે."

સંન્યાસિની સહજ હસીને ગદ્‌ગદ કંઠે બોલી:—"ઇશ્વર આપને ચિરાયુ કરે. શાહજાદા સાહેબ ! હું પણ આપને એક પદવી આપવાની છું. આજથી મ્હારી દ્રષ્ટિએ ત્હમે શાહજાદા ખુર્રમ નહિ પણ આ સમસ્ત જહાનના—પૃથ્વીના બાદશાહ છો અને તેથી આપને બાદશાહ શાહજહાનના નામથી હું બોલાવીશ !"

ખુર્રમ વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલ્યો:—"તેવી આશા હવે રાખી શકાય એમ નથી. આવા આનંદના વખતે માત્ર એટલોજ શોક થાય છે કે, આખા જગતમાં લુલિયાને હું તાજમહાલ બનાવી શકતો નથી !"

જુલેખાં ગંભીર સ્વરે બોલી:—"પરંતુ-મ્હેં હજી આશા છોડી નથી. હું ખાત્રીપૂર્વક કહું છું કે, બીજા દશ દિવસ પછી આપ શાહજહાન બાદશાહના નામથી પ્રસિદ્ધ થશો."

ખુર્રમ હર્ષમાં આવી જઇ બોલ્યો:—" ખુદા તમારાં વચનો સત્ય કરી બતાવે. કદાચિત તેમ થયું તો પછી મ્હારી તાજમહાલનું એવું સ્મારક કરી બતાવીશ કે જેવું આખી દુનિયામાં પોતાની પ્રિયતમા માટે કોઇએ કર્યું નહિ હોય. તાજમહાલ અમર થશે ! તેની અને

મ્હારી કીર્ત્તિ યાવચ્ચન્દ્ર દિવાકરૌ આ દુનિયામાં જળવાઇ રહેશે ! પરન્તુ તે બધું ઈશ્વર તેવો સુયોગ આપે તે ઉપર આધાર રાખે છે. જુલેખાં બીબી, તમારા બધાના પોષાકો ઉપરથી એમ જણાય છે કે, તમે બધાં હિન્દુ હોવાં જોઇએ; પરન્તુ તે વિચાર કરવાની કોઈ જરૂરત નથી. લુલિયા જેમ હિન્દુ કન્યા છે, તેમ હું પણ રાજપૂત કન્યાનો પુત્ર છું. તેને મ્હારી ધર્મપત્ની બનાવવાને અંતઃકરણપૂર્વક તૈયાર છું. હવે શા માટે વિલંબ લગાડો છો ? મ્હારા ઉપર કયે વખતે કેવું સંકટ આવી પડશે, તેનો નિયમ નથી."

"જ્યાં સુધી આપ અમારી પાસે છો, ત્યાં સુધી આપનો વાળ પણ કોઇ વાંકો કરી શકે એમ નથી."

"તે હું જાણું છું. તેમ ન હોત તો અત્યારે મ્હારા કેવા હાલ થયા હોત તેની તો ખુદાનેજ ખબર."

"શાહજાદા સાહેબ ! લુલિયાને આપ અજ્ઞાન કુળશીલા જાણી તેનું પાણિ ગ્રહણ કરો એવી અમારી ઇચ્છા નથી."

"લુલિયા અથવા આપનો, કોઇનો પણ ગત ઇતિહાસ જાણવા માટે હું એટલો બધો ઉત્કંઠિત નથી; છતાં આપની કહેવાનીજ ઇચ્છા હોય તો મ્હારો કોઇ જાતનો વાંધો નથી."

"ઠીક છે. ત્યારે નીચે બેસો. કારણ કે, તે કહી સંભળાવતાં મ્હને ઘણો વખત લાગશે."

શાહજાદો નીચે બેઠો કે તરત સર્વ તેની પાસે બેસી ગયાં. પછી વૃદ્ધ ઉમરાવ તરફ આંગળી કરી જુલેખાં બોલીઃ—"આ મ્હારા સસરા થાય છે ! એક વખત તેઓ બંગાળામાં આવેલા વર્દ્ધમાન નગરના રાજા હતા. શેર અફઘાન ત્યાં આવ્યો ત્યારે તેણે અમારા પર ઘણો જુલ્મ ગુજારવા માંડયો. મ્હારા સ્વામીને મારી નાખી મ્હને

તેની પત્ની મહેરુન્નિસા—જે હાલમાં નૂરજહાનના નામથી પ્રખ્યાત છે, તેની બાંદી બનાવી. અમારા વંશનાં બધાં માણસોને તેણે વટલાવીને મુસલમાન કર્યાં. મ્હારા સસરાથી તેનો જુલ્મ ખમી શકાયો નહિ એટલે તેઓ મ્હારી પુત્રીને લઇને ત્યાંથી ન્હાસી છૂટયા અને હું નૂરજહાનની સાથે આગ્રે આવી; પરંતુ જે દિવસે શેર અફ્ઘાને મ્હારા પતિને મારી નાખ્યા, તે દિવસેજ મ્હેં પ્રતિજ્ઞા કરી કે, આ જુલ્મનો હું જરૂર બદલો લઈશ. તે બદલો લેવાની ઇચ્છાથી જ હું અત્યાર સૂધી જીવી શકી છું, નહિ તો ક્યારનીયે મરી ગઇ હોત.

થોડો વખત ચુપ બેસી રહ્યા પછી જુલેખાં પુનઃ બોલવા લાગીઃ—"શેર અફ્ઘાનને ઈશ્વરે થોડા વખતમાં બદલો આપી દીધો. કર અને જો, એ નિયમાનુસાર મ્હારા સ્વામીને મારી નાખી મ્હને જેમ તેણે બાંદી બનાવી, તેજ પ્રમાણે થોડા વખતમાં જ એક જણે તેને મારી નાખ્યો અને તેની પત્નીને તે ઉઠાવી લઇ ગયો ! ઇશ્વરે બરાબર ન્યાય આપ્યો; છતાં મ્હારા વૈરની એટલાથી જ તૃપ્તિ થઇ શકે એમ નહોતું. અર્થાત્ મ્હારી પ્રતિજ્ઞા કેવી રીતે પૂર્ણ કરવી એ પ્રશ્ન બાકી રહ્યો. શેર અફ્ઘાન મરી ગયો તે દિવસે જ મ્હેં મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે, "મ્હારી પુત્રી—લલિતાને શોધી કહાડી તેને બીજી નૂરજહાન બનાવીશ. એટલું જ નહિ પણ એક દિવસ એવો લાવીશ કે, મ્હારી કન્યાની પાસે જ નૂરજહાનને પૈસા માટે ભીખ માગવી પડશે—તેની મહેરબાની મેળવવા માટે ફાંફાં મારવાં પડશે! શાહજાદા સાહેબ ! લગભગ દશ વર્ષ થયાં રાતદિવસ જપ—તપ—ધ્યાન કરતી કરતી પ્રતિજ્ઞાપાલનનું કાર્ય કરી રહી હતી. તે મહાવ્રતના ઉદ્યાપનનો વખત આજે આવ્યો છે. મ્હારી લલિતા આજે તાજમહાલ બનશે અને દશ દિન બાદ—સતિનું વાક્ય જૂઠું ન પડતું હોય તો—

આપ શાહજહાન બાદશાહ થશો અને તેમ બન્યું એટલે નૂરજહાન કૃપાભિલાષી થયા વિના રહેશે નહિ! પોતાના વાર્ષિક ખર્ચ માટે તેને લલિતાની પાસે જ આર્જવતાથી વિનંતિ કરવી પડશે!"

જુલેખાંના મ્હોડાના છેલ્લા શબ્દો સાંભળતાં જ લુલિયા એકદમ બોલી ઉઠી;—"મા–મા! એવું હું ક્યારેય કરીશ નહિ. હું તો તેની સેવા કરીશ. મ્હારી સેવાથી તે આનંદિત થશે. એટલું જ નહિ પણ અમારામાં માતા–પુત્રીનો ભાવ કાયમ રહેશે."

ખુર્રમ ઉત્સાહયુક્ત સ્વરે બોલ્યો:—"તાજમહાલ! ત્હારા ઉદાર અંતઃકરણને લીધે ત્હેં ખરૂં કહ્યું. દિલ્હીશ્વરી હલકા દિલની અને કુત્સિત મનની છે, એમ કોઈ ન કહે એટલે બસ."

જુલેખાં વિષાદયુક્ત સ્વરે બોલી:—"બેટા, આજે હું તને રાજનીતિ શીખડાવવા આવી નથી. મ્હેં જે વેષ ધારણ કર્યો છે– જેનું હું ધ્યાન ધર્યા કરૂં છું તે વેષમાં અને ધ્યાનમાં હું મ્હારી ભાવી જીંદગી ગુજારનાર છું! બેટા, તું કહે છે તેજ ખરૂં છે. હું ભૂલી છું. નૂરજહાનની સાથે મ્હને કોઇ જાતનો દ્વેષ નથી. મ્હારી સાથે તે સગી બ્હેનની માફક વર્તતી હતી, તેની બધાને ખબર છે. માત્ર ગુસ્સાના આવેશમાં મ્હેં જે પ્રતિજ્ઞા કરી હતી, તેના પાલન માટે જ મ્હેં તેના પ્રેમનો ત્યાગ કર્યો. નહિ તો આવો અવિચાર હું મ્હારા મનમાં ક્યારેય લાવત નહિ. લલિતા, જે વખતે તું આગ્રામાં તાજમહાલ બેગમ તરીકે દાખલ થઇશ, તે વખતે તને મળવા અને આશીર્વાદ આપવા માટે હું ત્યાં આવીશ અને તે દિવસે નૂરજહાન પાસે પણ ક્ષમા માગીશ. માત્ર આરંભેલા વ્રતનું આજે ઉદ્યાપન થતું જોઇ મ્હને પારાવાર હર્ષ થાય છે. મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ છે–હવે મ્હારે માટે એક પણ કામ બાકી રહ્યું નથી!"

જુલેખાંનો પૂર્વઇતિહાસ સાંભળતાં બધાં શાંત બેસી રહ્યાં. આખરે શાહજાદો મૌનનો ભંગ કરી બોલ્યોઃ—"માતા, આપના જેવી વીર કન્યા વીરપત્નીની પ્રતિજ્ઞા ખંડિત કેમ થાય! આપની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે અને આશીર્વાદ આપો કે, આપની કન્યા તાજમહાલ તરીકે સમસ્ત જગતમાં પ્રખ્યાત થાય."

"ખુર્રમ! યાદ રાખજો કે, સતીનું વાક્ય ક્યારેય વૃથા જતું નથી."

શાહજાદો બોલ્યોઃ—"માતા, અત્યાર સુધી આ બધા ભેદ-ભરમોથી ભરેલી હકીકત સાંભળવાની મ્હારી ઇચ્છા નહોતી; પરન્તુ હવે તો બધી હકીકત જાણવાની ઇચ્છા થાય છે. આ હમિદા—"

"આજથી તે હમિદા નથી. એક વખત તે ગંગીયા પાનવા-ળીના નામથી આખા આગ્રા શહેરમાં પ્રખ્યાત હતી; પરન્તુ ખરી રીતે જોતાં તે મ્હારી નીમકહલાલ દાસી અને લલિતાની પાળકમાતા છે. મ્હારી ગેરહાજરીમાં અત્યાર સુધી તેણે જ લલિતાનું પાલન-પોષણ કર્યું છે. તેનું ખરૂં નામ તો શ્યામા છે."

શાહજાદો બોલ્યોઃ—"વખત થઇ ગયો છે. હમિદાને—"

"હમિદા નહિ, પણ શ્યામા—"

"વારૂ શ્યામા. ત્યારે આ મહમ્મદજાન કોણ છે?"

"તેનું ખરૂં નામ બિહારીચરણ છે અને શ્યામાનો તે સ્વામી છે. ઘણા લાંબા વખતથી તે અમારે ત્યાં નોકરી કરે છે; પરન્તુ તેને નોકર કોણ કહી શકે એમ છે? અમારો તે જમણો હાથ છે. તે ન હોત તો લલિતાને તાજમહાલ બનાવી શકાત નહિ. તેની મદદથી જ મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે."

ખુર્રમ સહજ હસીને બોલ્યોઃ—"મહમ્મદજાન એજ બિહારી·

ચરણુ છે, એવી મ્હને ખબર નહોતી, તો પણુ મ્હેં મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો કે, જો હું બાદશાહ થઇશ તો તેને વિદુષકની જગ્યા આપીશ. પરન્તુ હવે તો મ્હારા વિચાર બદલાયા છે અને તેને હું મ્હારો મુખ્ય વજીર બનાવીશ. ”

બિહારીચરણુ બે હાથ જોડી દીનવાણીથી બોલ્યોઃ—“ હુજૂર ! આપને મ્હારા સોગંદ છે ! એવું પગલું ભરશો નહિ. આપની મેહેરબાની હશે, તો હરતરેહની નકલો તથા બોલીઓ કરી તથા બોલી બતાવી આપને ખુશ કરીશ; પરન્તુ આપનું વજીરપદ મ્હારે જોઇતું નથી.”

બિહારીચરણુનું ભાષણુ સાંભળી બધાં ખડખડ હસવા લાગ્યાં. વૃદ્ધ સલાબતખાન હજી સુધી કાંઈ બોલ્યો નહોતો. તે ગુપચુપ બેઠો હતો. વખત વીતી જતો જોઇ તે બોલ્યોઃ—“ વાતો કરવાને માટે ઘણા દિવસો છે. વિવાહનું મુહૂર્ત ચાલ્યું જાય છે, માટે કાર્યનો આરંભ કરો. બોલવા જેવી વાતો ઘણી છે. પરન્તુ તેની અવ કાશે વાત. ”

સલાબતખાનને કોઇએ પ્રત્યુત્તર આપ્યો નહિ. લગ્નકાર્યની શરૂઆત થઇ. થોડા વખતમાં યથાવિધિ હિન્દુ પદ્ધતિ મુજબ ખુરંમ અને લુલિયાનાં લગ્ન થઇ ગયાં. છેવટે વૃદ્ધ સલાબતખાન શાહજાદાને ઉદ્દેશીને બોલ્યોઃ—“ શાહજાદા સાહેબ ! અમારા સંતોષને માટે અમે આપનાં લગ્ન હિન્દુવિધિ મુજબ કર્યાં અને તેનો આપે લેશ માત્ર પણુ પ્રતિકાર નહિ કરતાં આનંદથી સ્વીકાર કર્યો, તે માટે અમોને અપાર આનંદ થાય છે. મ્હારી પ્રિય પુત્રી લલિતા હવે દિલ્હીશ્વરી તાજમહાલ થઇ છે. છતાં આપના કેટલાક શત્રુઓ કહેશે કે, તેઓનાં ખરેખરાં લગ્ન થયાં નથી. તેટલા માટે યવન ધર્મશાસ્ત્ર પ્રમાણે શાદી કરવાની પણુ મ્હેં તૈયારી કરી રાખેલી છે. ”

શાહજાદો નમ્રપણે બોલ્યોઃ—" વાહ ! કેવી ઉત્તમ વ્યવસ્થા ! ! મ્હને જાહેર નહિ કરતાં આપે જો આટલાથી જ વિવાહવિધિ પૂર્ણ કરી હોત તો આ બાબત તમારી નજરે લાવવાની મ્હને જરૂર પડત. કારણ કે, ભવિષ્યમાં જો હું તખ્તાધિપતિ થાઉં તો આ બાબતમાં બહુ જ ભાંજગડ ઉત્પન્ન થવાનો સંભવ છે; પરન્તુ હવે કોઇ જાતની હરકત નથી. કારણ કે, આ ઉપરથી જોઇ શકાય છે કે, તમે જે કાંઇ કરો છો, તે મ્હારા લાભનું જ કરો છો, એવી મ્હને ખાત્રી થાય છે."

મસ્જીદ માંહેલો મૌલવી પોતાના સાહિત્ય સાથે ત્યાં હાજર હતો. આખરે લલિતાનો—લુલિયાનો—તાજમહાલનો એ રીતે વિવાહ થયો. મૌલવીએ પોતાના ધર્મશાસ્ત્ર મુજબ પોતાનું કાર્ય પૂર્ણ કર્યું. લુલિયા ખુર્રમની પત્ની થઇ અને તે બન્ને જણાંએ **શાહજહાન અને તાજમહાલના** નામની પહેલવહેલી સહી કરી. અમારા સાંભળવામાં આવ્યું છે કે, હજી સુધી આ કાગળ પૃથિવીપર વિદ્યમાન છે!

વખત નકામો ગુમાવાય તેમ નહોતું. રાતોરાત ફત્તેહપુર છોડી જવાની જરૂર હતી. આખરે વિચાર કરતાં નક્કી કર્યું કે, બિહારીચરણે લુલિયા અને ખુર્રમને ઉદયપુરના રાજ્યમાં સહિસલામત પહોંચાડી દેવાં અને પછી ગિરનાર તરફ વળવું. એટલામાં સર્વસુન્દરી, વૃદ્ધ રાજા અને શ્યામા પણ ત્યાં આવી પહોંચશે. જ્યાં સુધી બિહારીચરણ તેઓને સુખરૂપ મેવાડમાં પહોંચાડી પાછો આવે નહિ, ત્યાં સુધી તેઓના જીવને ચેન પડશે નહિ. માટે હરપ્રયત્ને તેણે કામ ખલાસ કરી બનતી ત્વરાએ સૌરાષ્ટ્રમાં આવવું.

રાતોરાત ફત્તેહપુર છોડવા માટે સર્વ તૈયારી કરવા લાગ્યાં.

લુલિયાસહ શાહજાદો મેવાડમાં સુખરૂપ પહોંચે એવી કોઇને ખાત્રી નહોતી. સામે અનેક સંકટો ઉભાં હતાં; પરન્તુ તેઓના આત્મરક્ષણ માટે બીજી કોઈ જગ્યા નહોતી તે માટે ત્યાં ગયા સિવાય છુટકો નહોતો. આખરે સઘળાં બે ટોળીમાં વિભક્ત થઇ જૂદી જૂદી દિશાએ ચાલી નીકળ્યાં.

## પ્રકરણ ૪ થું.

## તપસ્વી અને તપસ્વિની !

અરવલ્લીનાં ગગનચુંબિત શિખરો સુન્દર વૃક્ષલતાઓથી સુશોભિત બની દૂરથી જોનારને આનંદ આપી રહ્યાં છે, ત્યારે નીચેની વાલુકામય ભૂમિ *મૃગજળનો ભાસ કરાવતી અગ્નિકુંડની માફક તપી રહી છે. અહીંથી વિખ્યાત રાજપૂતાના દેશની શરૂઆત થાય છે અને ત્યાંથી થોડે દૂર ગયા બાદ જગતવિખ્યાત વીરપ્રસવિની મેવાડ-ભૂમિની શરૂઆત થાય છે.

એક ન્હાના પણ સુન્દર ટેકરાની બાજુએથી ખળખળ અવાજ કરતો ન્હાનો ઝરો વહ્યા કરતો હતો. તે સિવાય બીજે કયાંય પાણીનું નામ પણ જણાતું નહોતું. આસપાસના પ્રદેશમાં આવેલાં ગામડાંનાં લોકો આ નિર્મળ-ઠંડા અને મધુર ઝરાનું પાણી લેવા માટે હમ્મેશાં તે ટેકરી પાસે આવતાં હતાં. માથાપર પાણીનાં બેડાં લઇ મજબૂત શરીરની રાજપૂત સ્ત્રીઓ જયાં ત્યાં જતી આવતી હમ્મેશાં જોવામાં આવતી હતી; પરન્તુ આજે તો ઝરાના કિનારે સ્ત્રીઓ તેમજ પુરૂષોના

ગિર્દી વિશેષ જામી રહી હતી. રાજપૂત ખેડુતો, ગોવાળીયાઓ અને પાણી ભરવા આવેલી સ્ત્રીઓ પોતપોતાનું કામ છોડી દઈ એક ઠેકાણે એકઠાં થયાં હતાં. ઝરાના કાંઠાપર આવેલા એક વૃક્ષ નીચે એક સુન્દર તપસ્વી અને તપસ્વિનીએ પોતાનો મુકામ કર્યો હતો. આવી રીતનાં તપસ્વી અને તપસ્વિનીને કોઇએ ક્યારેય જોયાં નહોતાં; તેથી જેમ જેમ ગામડાંમાં વાત પ્રસરતી ગઇ, તેમ તેમ આબાલ, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ વગેરે એક પછી એક તેમનાં દર્શનાર્થે આવવા લાગ્યાં.

તપસ્વીની ઉમ્મર છવ્વીસ–સત્તાવીશ વર્ષ કરતાં વધારે નહોતી. તેનું સર્વાંગ જો કે ભસ્માચ્છાદિત હતું, તો પણ અંદર મેઘાવૃત પૂર્ણચન્દ્રની માફક અતુલનીય સૌંદર્ય ઝળકતું હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. આવું સ્વર્ગીય સૌંદર્ય જોવાનો પ્રસંગ ગામડાંના લોકોને વારંવાર આવતો નથી. યુવાન વર્ગમાં તપસ્વિનીની ચર્ચા થવા લાગી અને વૃદ્ધ પુરૂષો તો 'અહા ! કેવું અલૌકિક તેજ !' એમ કહેતા મુગ્ધ બની ગયા. બધાઓ અંદર અંદર બોલવા લાગ્યા કે, "આંજે રાજસ્થાનનો ભાગ્યોદય થયો છે કે, ઇશ્વર–પાર્વતી કૈલાસનો ત્યાગ કરી પૃથ્વીપર અવતીર્ણ થયાં છે !"

સામે અગ્નિકુંડ સળગ્યા કરતો હતો. વ્યાઘ્રચર્મ પરિધાન કરેલ તપસ્વી અને તપસ્વિની પવિત્ર મૃગચર્મપર બેઠેલાં હતાં. વળી એક કૌપીનધારી ગાંજો પીનારો વૃદ્ધ ચેલો અગ્નિકુંડપર રસોઈ કરતો હતો. ચીપીઓ, ત્રિશૂળ, કમંડળ વગેરે સમયોચિત અને આવશ્યક વસ્તુઓ નજીકમાંજ પડી હતી. રાજસ્થાનના લોકોએ આવો દેખાવ ક્યારેય જોયો નહોતો તેથી તેમને ખુદ ઇશ્વરજ અવતાર લઇને આવ્યા હોય એમ જણાવા લાગ્યું.

સર્વેએ પાસે આવી પવિત્ર દંપતિને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા.

એક પછી એક દૂરના પ્રદેશોમાંથી પણ માણસો આવવા લાગ્યાં અને નમ્રતાથી તેઓના તરફ જોતા ઉભા રહ્યા. વૃદ્ધાઓ તેમની પાસે ઔષધો માગવા લાગી, યુવાન સ્ત્રીઓ પુત્રપ્રાપ્તિનો ઉપાય પૂછવા લાગી ત્યારે કેટલાક અર્થલોભી ધનના દાસો વિપુલ સંપત્તિ કેવી રીતે મળે તે વિશે પ્રશ્નો પૂછવા લાગ્યા; પરન્તુ તેઓ તો ધ્યાનમાં નિમગ્ન હતાં. બન્ને નેત્ર મીચેલાં હતાં તેથી અત્યાર સુધીમાં એક પણ શબ્દ તેમના મ્હોડામાંથી કોઇએ સાંભળ્યો નહોતો.

રસોઇ તૈયાર થતાંજ વૃદ્ધ ચેલાએ એકઠા થયેલા લોકોને હાથની ઇશારત કરી દૂર જવાને કહ્યું અને મ્હોડા તરફ હાથ કરી તેઓને જણાવ્યું કે, હવે ભોજન કરવાનો વખત થયો છે, માટે તમે ચાલ્યાં જાઓ. ઘણાંખરાં તેની ઈશારત સમજી ગયાં એટલે તેમણે ત્યાંથી ચાલવા માંડયું ત્યારે કેટલાંક માણસો ત્યાં બેસી રહ્યાં. તેઓને જોતાંજ ચેલાએ એક જમૈયો ઉંચક્યો અને તે લઇ લોકોનાં ટોળાં તરફ તે દોડયો. તેને જોતાંજ દરેક જણ ભયથી બૂમ મારતાં મારતાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

ટોળું દૂર થતાંજ તપસ્વીઓએ આંખો ઉઘાડી અને હસતાં હસતાં કહ્યું:—"અહા ! બાદશાહ થવાનું કામ કાંઇ સહેલું નથી. કેટલી બધી ખટપટ-કપટ અને વેષાંતર !!

તપસ્વિની બોલી:—"નાથ ! આપણે એક વાર ઉદયપુર પહોંચી જઇએ, એટલે પછી કોઇ જાતની હરકત નથી.

શાહજાદો એક દીર્ઘ નિઃશ્વાસ મૂકતાં બોલ્યો:—"મમતાજમહાલ—"

લુલિયા બોલી :—"સ્વામિન્ ! આપ મ્હને લુલિયાના નામથી બોલાવો એવી જ મ્હારી ઇચ્છા છે."

બિહારીચરણ રસોઇ પીરસતાં પીરસતાં બોલ્યો:—"નહિ, હું તો લાલલિ કહીનેજ બોલાવીશ."

ખુર્રમ સહજ હસીને બોલ્યોઃ–"લુલિયા! ત્હારા માટેજ મ્હેં બાદશાહ થવાનો નિશ્ચય કર્યો છે. જો મ્હેં તને જોઈ ન હોત તો હું આજે ફકીર બનીને કયાંય પણ ભટકતો ફરતો હોત."

લુલિયા દુઃખિત સ્વરે બોલીઃ—" હુજૂર ! આપ ઉદાસ કેમ છો ? "

ખુર્રમ હસીને બોલ્યોઃ—" હવે હું હુજૂર નથી હું ભૈરવ છું અને તું કાલભૈરવી છે! ખરી રીતે જોતાં લોકોને ઠગવા માટે જ આપણે તપસ્વી બન્યાં છીએ! ખરેખર, મ્હને તો આ સ્થિતિમાં જ ખરૂં સુખ જણાય છે. નકલમાં જો આટલું સુખ છે તો પછી અસલમાં કેટલું સુખ હશે તેની કલ્પના તો જેઓ ખરા તપસ્વી હશે તેમને જ થઇ શકે એમ છે. તેમાં વળી જો ત્હારા જેવી પાર્વતી પાસે હોય તો પછી દિલ્હીના સિંહાસનને શું સળગાવવું છે ? "

" નાથ! દિલ્હીના સિંહાસન માટે મ્હેં ક્યારે ઇચ્છા દર્શાવી છે ? હું તો આપને જોઇને જ સુખી છું. આપ જે ઠેકાણે રહેશો તે ઠેકાણે હું પણ આપની છાયાની માફક રહીશ."

એક રોટલીનો ટુકડો હાથમાં લેતાં ખુર્રમ બોલ્યોઃ—" લુલિ! આ જો, આવો જાડો રોટલો તને ખાવા આપતાં મ્હારૂં હૃદય ફાટી જાય છે. "

લુલિયા નમ્રસ્વરે બોલીઃ—" પ્રાણનાથ! આપના સુંદર દેહમાં મેવાડનું રાજરક્ત વહે છે. સ્વામિન્! આપ મહારાણા પ્રતાપસિંહને યાદ કરો–તેની રાણીના છેવટના શબ્દો ધ્યાનમાં લાવો–આપના દાદા સ્વર્ગીય અકબરશાહે તેમને શું લખ્યું હતું તેનું સ્મરણ કરો–મ્હારી નજરમાં તો આ જ ઉત્તમ રાજભોગ છે ! "

લોકલજ્જાનો ભય મૂકી દઇ તે ખુલ્લી જગ્યામાંજ શાહજાદાએ

લુલિયાને પોતાના હૃદય પાસે ખેંચી અને તેના પરમ પવિત્ર અધરોષ્ઠપર ચુંબન લીધું. આ વખતે બિહારીચરણે પોતાની આંખો અંધ કરી દીધી. ખુર્રમ બોલ્યોઃ—"લુલિયા ! ત્હેં ખરૂં કહ્યું. તું દિલ્હીની મલેકા નહિ પણ પૃથ્વીની મલેકા થવાને લાયક છે."

ત્યાર પછી બન્ને જણાંએ એકઠાં બેસી જમવા માંડયું.

બિહારીચરણની અદ્દ્ભુત વેષપરિવર્ત્તન કરવાની વિદ્યાની મદદથી શાહજાદો અને લુલિયા ફત્તેહપુર છોડીને મેવાડની ભૂમિપર દાખલ થઇ ગયાં હતાં, તો પણ તેમનું મન નિઃશંક બન્યું નહોતું. કારણ કે, હજી સુધી દરેક પળ તેમના જીવના જોખમનીજ જતી હતી. તેઓને શંકા આવતી હતી કે, બાદશાહનો કિંવા નૂરજહાનનો કોઇ ગુપ્ત જાસૂસ તેમની પછવાડે આવતો હોવો જોઇએ. જ્યાં સુધી મેવાડમાં જઇ પહોંચીએ નહિ, ત્યાં સૂધી ધાસ્તી છે, એમ તેઓને જણાતું હતું. જુલેખાંએ કર્ણસિંહને બાતમી પહોંચાડવી અને પછી ગિરનાર તરફ જવું એમ પહેલેથી જ નિશ્ચિત કરેલું હોવાથી બિહારીચરણને ખાત્રી હતી કે, મહારાણા કર્ણસિંહ જો નહિ આવી શકે તો પોતાનાં વિશ્વાસુ માણસોને તો જરૂર આપણને લેવા માટે સીમા સૂધી મોકલાવ્યા વિના રહેશે નહિ. એક વખત મેવાડની હદમાં પગ મૂકયો એટલે મહારાણાના મહેમાન ગણાઇ ચૂકયા. ઉદારચિત રાજપૂતોને આવી રીતે બાંધી લીધા એટલે પછી આપણા સંરક્ષણની ચિંતા કરવાની કાંઇ જરૂરત નથી. રાજપૂતો પ્રાણની પણ દરકાર નહિ કરતાં આશ્રિતોનું સંરક્ષણ કરે છે. અર્થાત્ એક બે કલાક વધારે ચાલવાથી ધારેલો હેતુ સિદ્ધ થાય એમ હતું; પરન્તુ લુલિયા એટલી બધી થાકી ગઇ હતી કે, તેનાથી એક ડગલું પણ આગળ ભરી શકાયું નહિ. નિરૂપાયે બિહારીચરણને ઝરાને કાંઠે જ મુકામ કરવો પડયો.

લુલ્લિયા જમતાં જમતાં બોલી:—" બિહારિ ! બાદશાહનો કોઇ ગુપ્ત જાસૂસ આપણી નજીકમાં જ હોય એવો ભાસ મ્હને કેમ થતો હશે ?"

બિહારીચરણ લાલ નેત્રો કરી બોલ્યો:—" એક બે જણ આવશે તો હું પૂરો પડીશ. ગમે તેમ પણ હું ક્ષત્રિય છું—કુંભાર નથી. માતા કાળિકાના પ્રતાપથી હજી મ્હારામાં એટલું બધું સામર્થ્ય રહેલું છે કે આ બિહારીચરણ-"

એટલું બોલી તૌબા—તૌબા કરી તેણે પોતાના બન્ને હાથ ગાલપર માર્યા અને પછી બોલ્યો:—" અરે ! હું તો મહમ્મદજાન—મુસલમાન છું. યવનને વળી કાળિકામાતા કયાંથી હોય ?"

ખુર્રમ હસીને બોલ્યો:—" બિહારીચરણ ! માતૃકુળ તરફ જોતાં હું હમેશને માટે હિન્દુ છું. મ્હારી માતા હિન્દુ હતી અને દાદી પણ હિન્દુ હતી ! માત્ર પિતાનો કયો ધર્મ છે, તેની ખબર પડતી નથી. બાકી મ્હારા દાદા અકબરશાહે તો લગભગ મુસલમાન ધર્મનો ત્યાગ જ કર્યો હતો. આવી સ્થિતિમાં ત્હારાં કાળિકા માતા મ્હને પણ કેમ સહાય નહિ કરે ?"

બિહારીચરણ વિનીતભાવે બોલ્યો:—" વાહ ! ત્યારે તો આપ મ્હોટા ધર્માત્મા જણાઓ છો !"

" કેમ ?"

" હિન્દુધર્મનાં મુખ્ય તત્વો હિન્દુઓના રોમેરોમમાં પ્રસરી રહેલાં હોય છે. સમતા અને પરધર્મસહિષ્ણુતા એ તેઓનો મુખ્ય ગુણ છે; તેવોજ ગુણ અત્યારે તમારામાં દષ્ટિએ પડે છે એટલે ઇશ્વર કરે ને—"

"અરે, ઇશ્વરની મેહેરબાનીથી જો હું બાદશાહ થયો તો તને ત્હારી આ ધર્મનિષ્ઠા માટે યોગ્ય બક્ષિસ આપીશ–"

બિહારીચરણ વચમાંજ હાથ જોડીને બોલ્યો:—"હુજૂર! ગરીબીમાંથી શ્રીમંતી પ્રાપ્ત થતાં ઘણા માણસોને પોતાની ગરીબાવસ્થામાં કરેલી પ્રતિજ્ઞાઓ યાદ રહેતી નથી તેમજ શ્રીમંતોને હતભાગી ગરીબોની કર્મકહાણીઓ–"

એકાએક બિહારીચરણ સ્તબ્ધ બની ગયો. કાન દઇને તે કાંઇ સાંભળવા લાગ્યો અને પછી એકદમ ઉઠીને બોલ્યોઃ—"લલિતા! હમણાં ત્હેં કહ્યું તે બરાબર છે. કોઇ પણ જાસૂસ આવ્યો હોય એમ જણાય છે!"

હાથમાંના રોટલાનો ટુકડો નીચે મૂકી ખુરંમ અને લુલિયા ભય પામેલ હરણની માફક વ્યાકુળદૃષ્ટિથી આસપાસ જોતાં ઉઠીને ઉભાં થયાં. લુલિયા થરથર કંપતી બોલી:–"કોણ, બાદશાહનો જાસૂસ?"

બિહારીચરણ બોલ્યો:—"બ્હેન, ગભરા નહિ, જો આ સાંભળ."

---

## પ્રકરણ ૫ મું.

---

### ફસાયાં અને બચ્યાં.

---

બન્ને જણાં ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યાં તો ત્યાંથી થોડે દૂર કોઇ બોલતું હોય એમ તેમને જણાયું. વળી તપસ્વીઓનાં દર્શનાર્થે આવેલાં કેટલાંક માણસો પણ ટેકરીની બાજુએ બેસી રહી તેઓના જમી રહેવાની રાહ જોતાં પોતપોતામાં વાતો કરતાં બેઠાં હતાં.

લુલિયા બોલીઃ—" બિહારી ! ક્યાંથી અવાજ આવે છે ? "

બિહારીચરણ બોલ્યોઃ–" જો, ફરીથી સાંભળ. " બન્ને જણાંએ જાણ્યું કે, કોઇ ગુપ્ત નિશાની સમજવાને લીધેજ એકાદ ગુપ્ત જાસૂસના અહીં આવવાનો તેને સંશય આવ્યો હોવો જોઇએ. હવે શું કરવું ? એવો પ્રશ્ન તેઓની નજર આગળ આવીને ઉભો રહ્યો. દૂર બેઠેલા લોકોના ગણુગણુવાના અવાજ સિવાય બીજું કાંઇ હજી તેમના સાંભળવામાં આવ્યું નહિ.

પરન્તુ એટલામાં તે ગણુગણાટમાંથી ઉચ્ચ સ્વરે કોઇ બોલતું હોય એવો અવાજ આવ્યોઃ—" દિલાય દે રામ, તેરી કૃપાસે—દિલાય દે રામ ! "

તેના ઉત્તરમાં કોઇ બોલ્યુંઃ–" બેતમિજ—બેવકૂફ ! "

શાહજાદા અને લુલિયાએ વિસ્મિત અને કૌતુહલપૂર્ણ ભાવથી બિહારીચરણના મ્હોડા તરફ જોયું. તે બોલ્યોઃ—" અહા ! એ તો દુલાલી ! "

લુલિયા ભયભીત સ્વરે બોલી ઉઠીઃ—" કોણ, દુલાલી ? હવે શો ઉપાય ? "

ખુર્રમ બોલ્યોઃ—" અરે ! એ તો આપણા પક્ષની છે. તેનાથી ડરવાની જરૂર નથી. "

બિહારીચરણ કાંઇ બોલ્યો નહિ. કાન દઇને તે બરાબર સાંભળવા લાગ્યો.

લુલિયા બોલી :—" લલિતાને આપણી પછવાડે રહેવાનીજ મ્હારી માતાએ આજ્ઞા કરી છે. કારણ કે, બાદશાહનો કોઇ ગુપ્તદૂત આપણી તપાસ કરે છે કે કેમ તેની ખબર તેને રાખવાની છે. તેને કોઇ બાતમીનો યા દૂતનો પત્તો લાગ્યો હશે; નહિ તો અહીં શા માટે આવે ? "

આ સમયે બિહારીચરણ એકાએક બોલી ઉઠયો:–"ગૌહરજાન !"

ખુર્રમે પૂછ્યું:—"તે કોણ છે ?"

"શાહજાદા સાહેબ ! હમણાં બધી વાત કહેવાનો વખત નથી. નૂરજહાનનો તે ગુપ્તદૂત છે !"

"તે એકલો હોય તો ડરવાની જરૂર નથી. આ બાહુમાં હજી ભરપૂર બળ છે."

"હુજૂર ! ગૌહરજાન એકલો આવે એવો નથી ! આપણો પત્તો કોઇને પણ મળશે નહિ, એમ હું ધારતો હતો; પરન્તુ એ બદમાશ તો આપણી નજીકમાં આવી પહોંચ્યો છે !"

"દશ–પંદર માણસ લઇને આવે તો પણ બ્હીવાની જરૂર નથી."

"હુજૂર ! એટલાં માણસ લઇને આવે તેવો એ મૂર્ખ નથી ! હું તો એમ ચિંતા કરૂં છું કે, બાદશાહના સૈન્યે આપણને ઘેરી કેમ નહિ લીધાં હોય ?"

લુલિયા ભય પામી બોલી:—"બિહારી, હવે શું કરશું ?"

બિહારીચરણ થોડો ભયભીત બન્યો હતો, પણ તાબડતોબ શાંત બની જઇ તે બોલ્યો:—"ડરવાની જરૂર નથી. હું ઉપાય કરૂં છું; એટલો વખત તમે અહીં સ્વસ્થ બેસો."

નજીકમાંજ દુલાલી બોલતી હતી:–"અરે ભક્તજનો ! તમે કોણ હિન્દુ છો ? રાજપૂત છો ? જોઇ શું રહ્યાં છો. ત્યાં આપણા ભગવાન્ શંકર–પાર્વતી ભોજન કરતાં બેઠાં છે, તે સ્થળે આ ફકીર ચાલ્યો; જાય છે છતાં તમે તેને અટકાવતાં નથી ! તેનું મ્હોડું જોતાંજ ભગવાન્‌થી જમી શકાશે નહિ; માટે તેને ત્યાં જતો અટકાવો. ઉઠો, રાજપૂતાનામાંથી શું હવે શૂરાતન–ધર્મઝનૂન ચાલ્યું ગયું ?"

દુલાલીના શબ્દો સાંભળતાંજ ટેકરીની નજીકમાં બેઠેલાં માણુ-સોએ એક ફકીરને તપસ્વીઓ જમતાં હતા તે બાજુએ જતાં જોયો. તેઓમાંથી એક જણુ બોલી ઉઠયોઃ–"ફકીરસાહેબ! માફ કરો, તે બાંજુ જશો નહિ. રસ્તો આ બાજુ છે."

ફકીર અતીશય ગુસ્સામાં આવી જઇ બોલ્યોઃ–"ચલ કાફર! હું તો અહીંથીજ જઇશ. હું કોણુ છું, તેની તને ખબર છે!"

દુલાલી વચ્ચમાં જ બોલીઃ–"તમે ગમે તે હો, પણુ મુસલમાન છો, એટલું તો ખરૂં."

બધાં એકદમ બોલી ઉઠયાઃ–"ખરી વાત ખરી વાત. અમે તમને હવે તે બાજુ જવા દઇશું નહિ."

કેટલીક સ્ત્રીઓ જે ત્યાં બેઠી હતી તે પણુ બોલીઃ—"અરે, એના કપાળમાં ગાગર મારો!"

સ્ત્રીઓ તરફનું અનુમોદન મળતાં જ કેટલાંક જણુ "મારો–મારો." એમ બુમ પાડવા લાગ્યાં.

દુલાલી બૂમ પાડી બોલીઃ—"ઓમ–ઓમ–મહાદેવ!"

આ બાજુ બિહારીચરણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકતાં કહ્યુંઃ—"હવે ભય નથી. ગૌહરજાનની ખબર બધાં માણસો લીધા વિના રહેશે નહિ. બેટો ફકીર થઇને આવ્યો હતો! હવે વિલંબ લગાડ-વામાં સાર નથી. અહીંથી બે કલાક ચાલીએ એટલે મેવાડ અને ત્યાં પહોંચીએ એટલે રાજા!!

બિહારીચરણુ આટલું બોલે છે એટલામાં આસપાસની ટેકરીઓ-માંથી રણુવાદ્યનો ધ્વનિ આવવા લાગ્યો. અલ્લાહો અકબરની ગર્જનાથી આખો પ્રદેશ ગાજી રહ્યો.

તપસ્વીના વેષમાં સજ્જ થયેલા ખુર્રમે ઉપરોક્ત રણધ્વનિ સાંભળ્યો કે તરત તેની નસેનસમાં લોહી ચ્હડી આવ્યું અને મિયાનમાંથી તલવાર બ્હાર કહાડી તે ઉભો રહ્યો. તેની આવી તૈયારી જોતાંજ નિમિષ માત્રમાં હાથમાં જમૈયો લેતાં લુલિયાએ કહ્યું:—"જનાબ ! શસ્ત્ર ચલાવવાની મ્હને ખબર છે. દાદાજીએ જ મ્હને આ વિદ્યા શીખડાવી છે."

ખુર્રમ લુલિયાનો આરક્તપૂર્ણ ચ્હેરો જોતાંજ અજાયબ થઇ ગયો. આવી સ્થિતિમાં તેણે તેને કયારેય જોઇ નહોતી.

તેણે કહ્યું:—"લુલિયા ! યુદ્ધની અંદર તને આગળ કરી હું જીવવા માગતો નથી. હું જ આત્મસમર્પણ કરીશ—કેદી થઇશ. મ્હારા લીધે તને શ્રમ પડવા દઉં તો તો જગતમાં મ્હારી નિર્બળતાજ જાહિર કરવા જેવું થાય !"

નવયુવતી લુલિયા સિંહણની માફક છાતી આગળ કરી ક્રોધદર્શક સ્વરે બોલી:—"સ્વામિન્ ! મ્હારી સાથે આપ આટલો બધો વખત રહ્યા; પરન્તુ મ્હને ઓળખી શકયા નથી એમ જણાય છે. મ્હારા માટે જો હું તમને ગૂમાવી બેસું તો પછી મ્હારૂં આ પ્રેતવત્ જીવન મ્હને શું કામનું છે ? મ્હને બાદશાહી નથી જોઇતી—શાહજહાન જોઇએ છે. ચાલો, લડાઇમાં બન્ને જણ મરી જઇએ અને અનંતકાળ સુધી સ્વર્ગસુખનો ઉપભોગ લઇએ. ત્યાં આવી જાતની નીચ રાક્ષસી મહત્વાકાંક્ષા નથી."

ખુર્રમ તેની નજીકમાં ગયો અને હાથ પકડી નમ્રતાથી બોલ્યો:— "લુલિયા ! આવ મ્હારી પછવાડે ઉભી રહે."

લુલિયા દૃઢસ્વરે બોલી:—"નહિ, હું પછવાડે ઉભી રહીશ નહિ. હું આપની અર્ધાંગના છું."

આ વખતે મોગલ સેના પર્વતની ખીણોમાં ઉભરાઇ જવા લાગી. તેઓ ટેકરીને ઘેરો ઘાલવાના ઉદ્દેશથી આગળ આવવા લાગ્યા. સુન્દર તપસ્વી અને તેજસ્વી તપસ્વિનીને હાથમાં ચક્ચકિત શસ્ત્ર ધારણ કરી ઉભેલાં જોતાંજ બધા સિપાહીઓ દિંગ્મૂઢ બની ગયા. આવો દેખાવ તેઓએ ક્યારેય જોયો નહોતો. બન્નેનાં નેત્રોમાં સ્વર્ગીય તેજ ચમકતું હતું. તેમના ચરણમાં જ એક ભસ્મભૂષિત વ્યક્તિ હાથમાં ત્રિશૂળ લઈ પોતાના ગુરૂદેવનું સંરક્ષણ કરવા તૈયારી કરીને બેઠી હતી. અહા ! કેવો સુન્દર–ભીષણ અને આશ્ચર્યકારક દેખાવ ! મોગલ સિપાહીઓ પોતાના ઘોડાની લગામો ખેંચી જ્યાંના ત્યાં સ્તંભી ગયા. તેઓના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ– તેઓની આંખની પાંપણ હાલી નહિ.

ટેકરીની બીજી બાજુએ ફકીરનો વેષ ધારણ કરેલ ગૌહરજાન એક ઘોડાપર બેસીને ઉભી હતી. આવું દસ્ય જોતાં તેની પણ આગળ આવવાની હિમ્મત ચાલી નહિ. સ્તંભિત, ભયભીત અને વિસ્મિત બની તે ત્યાં ઉભી રહી. એટલામાં બિહારીચરણ બોલી ઉઠ્યો:– " ચાલો, હવે ભય પામવાની જરૂર નથી."

બિહારીચરણની શ્રવણશક્તિ ઘણી પ્રખર હતી. આટલા બધામાંથી કોઇના સાંભળવામાં કાંઈ નહિ આવ્યું, તે તેણે સાંભળ્યું. તે બોલ્યો,—" શાહજાદા સાહેબ ! રાજપૂતોનું અસંખ્ય સૈન્ય ચાલ્યું આવે છે. હવે કોઇ જાતની બ્હીક નથી. જુઓ, ઘોડાઓની ખરીઓનો અવાજ મ્હારા સાંભળવામાં આવે છે." એટલું બોલી બિહારીચરણે એક વિલક્ષણ પ્રકારની બૂમ મારી અને તે સાંભળતાંજ મોગલ સેના ડરી ગઇ. બિહારીચરણ લગભગ સો માણસનો એકત્રિત અવાજ કહાડી શકતો હતો, કે જેનો અનુભવ બાદશાહે તેમજ અજીતસિંહે

'મરિયમમહાલ'માં લીધો હતો ! તેવાજ ગગનભેદી અવાજથી તે બોલ્યોઃ—

"બોલો, શાહજહાન બાદશાહકી જય !"

તેના આવા ભયાનક શબ્દધ્વનિથી પહાડો કંપી ઉઠયા—તે શબ્દોનો પુનઃ પ્રતિધ્વનિ થવા લાગ્યો. આ શબ્દ વાતાવરણમાં મળી જાય ન જાય એટલામાં તો "રાજસ્થાનકી જય" એવા શબ્દોથી આકાશ નિનાદિત બની ગયું. આ શબ્દધ્વનિ બંધ થાય એટલામાં તો અસંખ્ય રાજપૂત સ્વારો ઘોડાને પૂરપાટ દોડાવતા ત્યાં આવી પહોંચ્યા અને ખુર્રમ, લુલિયા તેમજ બિહારીચરણને ઘેરીને ઉભા રહ્યા. આ ઘેરો તોડી શાહજાદા પાસે આવવાની એક પણ મોગલ સૈનિકમાં તાકાત નહોતી. રાજપૂત સૈનિકોમાંના એકે મ્હોટેથી મોગલ સેના તરફ ફરીને પૂછ્યું:—"તમારો સેનાપતિ ક્યાં છે ? કોના તાબામાં આ સૈન્ય છે ?"

મોગલ સૈન્યમાંથી એક જણે જવાબ આપ્યોઃ—"મહમ્મદ તકી."

રાજપૂત યોદ્ધો બોલ્યોઃ—"કોણ, મહમ્મદ તકી ? શું આપ મ્હને ઓળખી શકો છો ?"

"હા, આપ મહારાણા કર્ણસિંહ છો !"

"ત્યારે એટલું યાદ રાખજો કે, હવેથી શાહજાદો મ્હારો—નહિ, આખા રાજસ્થાનનો અતિથિ છે. રાજપૂતોનો અતિથિ અવધ્ય હોય છે; એની આપને ખબર હશે !"

"મહારાણા સાહેબ ! બાદશાહનો હુકમ છે કે, શાહજાદાને પકડીને તેમની સામે હાજર કરવો."

"હવે તે તમને મળી શકશે નહિ અને વધારે હિલચાલ કરશો

તો નકામો રક્તપાત થશે. હું એકલોજ અહીં આવ્યો છું, એમ સમજતા નહિ; પરન્તુ મ્હારી પછવાડે ગજસિંહ અને અંબરનો અજીતસિંહ પણ આવે છે. થોડા વખતમાં આખું રાજસ્થાન જાગ્રત થશે. વળી બધા રાજારજવાડાઓની સલાહ લીધા પછીજ મ્હેં શાહજાદાને અહીં બોલાવ્યો છે; અર્થાત્ તે મ્હારો નિમંત્રિત મિત્ર, શરણાગત આશ્રિત અને બધા રજવાડાનો અતિથિ છે. માટે જાઓ, તમે આવ્યા તેવાજ પાછા ફરો. બાદશાહને જે કાંઈ સમજવું હશે, તે સમજશે. તેણે ઇચ્છાપૂર્વક પોતાના પુત્ર માટે જે આ સમરકુંડ પ્રજ્વલિત કર્યો છે, તેની ભયંકર અગ્નિજવાળામાં તેનુંજ સિંહાસન દગ્ધ થઈ જશે. માટે પાછા ફરી બાદશાહને કહો કે કર્ણસિંહે કહેવરાવ્યું છે કે, નિરર્થક રક્તપાત કરવાથી શો ફાયદો છે? વળી એટલું પણ કહેજો કે, જ્યાં સુધી બાદશાહ હયાતી ભોગવે છે, ત્યાં સુધી શાહજાદો તેમના વિરૂદ્ધમાં બિલકુલ જશે નહિ; પરન્તુ બાદશાહના મૃત્યુ બાદ શાહજાદો ખુર્રમજ શાહજહાન નામ ધારણ કરી દિલ્હીના તખ્ત પર બેસશે." એટલું બોલી કર્ણસિંહે "શાહજહાનકી જય." એવો શબ્દધ્વનિ કર્યો અને તરતજ બધા રાજપૂત વીરો જયઘોષ કરી પર્વતમય પ્રદેશને ગજવવા લાગ્યા !



# પ્રકરણ ૬ ઠું.

## અપૂર્વ ભ્રાતૃભાવ.

મહમ્મદ તકી મૂર્ખ નહોતો. તે લગભગ પાંચસો માણસોને પોતાની સાથે લઇ શાહજાદાને પકડવા આવ્યો હતો. શાહજાદો ગુપ્તવેષમાં એકલોજ મેવાડ તરફ જાય છે, એવી તેને બાતમી મળી હતી. અર્થાત્ તેને એક સપાટાની અંદર પકડી પાડીશ, એવી તેની ધારણા હતી; પરન્તુ માણસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું, એ ન્યાયે આટલો બધો ઘોટાળો થશે એવો તેને સ્વપ્નમાં પણ ખિયાલ નહોતો. વળી તેને બાદશાહનો એવો ખાસ હુકમ હતો કે, શાહજાદો ગુપ્તવેષમાં મારવાડ તરફ જતો પકડાય કે તરતજ તેને પોતાની પાસે હાજર કરવો!" પરન્તુ આ બાજુ તો પાંચ હજાર રાજપૂત યોદ્ધાઓને લઇ કર્ણસિંહ પોતેજ તેનું રક્ષણ કરવા આવ્યો હતો. અર્થાત્ આવી સ્થિતિમાં યુદ્ધ કરવું એ પોતાના હાથેજ પગપર કુહાડો મારી લેવા જેવું છે, એમ વિચારી કાંઇ નહિ બોલતાં તેણે પોતાના ઘોડાનું મ્હોડું ફેરવ્યું અને ક્ષણ માત્રમાં મોગલ સેના અદૃશ્ય થઈ ગઇ. એક પણ રક્તબિંદુ પૃથિવીપર નહિ પડતાં શાહજાદાપર આવી પડેલું ભયંકર વાદળ વીખરાઇ ગયું.

મોગલ સેના ત્યાંથી નીકળી જવા પછી કર્ણસિંહ ઘોડાપરથી નીચે ઉતર્યો. શાહજાદો તેના તરફ સજળનેત્રે જોઇ રહ્યો હતો. પ્રેમગદ્‌ગદ કંઠે તે બોલ્યો:—"આપ મ્હારા ખરા મિત્ર છો. આપનો બંધુ ભીમસિંહ મ્હારો જીવજાન દોસ્ત હતો. મ્હારા લીધેજ તેણે

પોતાના પ્રાણનું બળિદાન આપ્યું. કર્ણસિંહ ! તે હૃદયભેદી દુઃખ તો હું આ જન્મમાં વિસરીશ નહિ. મિત્રને માટે પ્રાણ આપનારા આ જગતમાં કેટલા હોય છે ? તેનો નિષ્કામ પ્રેમ ભૂલી શકાય એમ નથી. હવે તો તેની યાદગીરી એજ બદલો, બીજું શું ? લુલિયા, મ્હારી પાઘડી લઇ આવ."

કર્ણસિંહ હસીને બોલ્યોઃ—"ખુર્રમ ! આપને આ વેષ ઘણો સુન્દર લાગે છે. આની આગળ રાજપોષાક તુચ્છ છે !"

શાહજાદાનો પોષાક તથા પાઘડી બિહારીચરણની પોટલીમાં હતાં. લુલિયા દોડતી ગઇ અને તેમાંથી પાઘડી લઇ આવી, તે તેણે ખુર્રમના હાથમાં આપી. શાહજાદો તે હાથમાં લેતાં કર્ણસિંહ તરફ ફરીને બોલ્યોઃ—"મહારાજ, ઉષ્ણિષ પરિવર્ત્તન એજ ભ્રાતૃબંધનનું અને તેના દઢત્વનું ખરૂં ચિન્હ માનવામાં આવે છે. આપ મ્હને તેવો ભાગ્યશાળી બનાવશો ?"

કર્ણસિંહે તરતજ પોતાના માથાપરની પાઘડી શાહજાદાના માથાપર મૂકી અને શાહજાદાએ પોતાની પાઘડી કર્ણસિંહના મસ્તક પર મૂકી. પછી બન્ને ગાઢ પ્રેમાલિંગનથી બદ્ધ થઇ ગયા.

આ દેખાવ જોતાંજ રાજપૂતોનાં મન હર્ષથી પ્રફુલ્લિત બની ગયાં અને તેઓએ 'મહારાણાકી જય' એવી ગર્જના કરી. તે સાથે કર્ણસિંહ પોતાના સૈનિકો તરફ ફરીને બોલ્યોઃ—"બોલો, **શાહજહાન બાદશાહકી જય ! રાજસ્થાનકી જય !"**

લગભગ પાંચ હજાર રાજપૂતોના કંઠમાંથી ઉપરોક્ત જયજયકાર ધ્વનિ નીકળતાંજ આખો પ્રદેશ ગાજી રહ્યો. ખરેખર, અકબરે હિન્દુઓનાં અંતઃકરણ ઓળખ્યાં હતાં. હિન્દુ હૃદય કેટલું પવિત્ર—પ્રેમાળ અને રાજનિષ્ઠાપૂર્ણ હોય છે, તેની તો માત્ર તેનેજ ખબર હતી. સંશય અને કપટનો હમ્મેશાં હિન્દુઓને તિરસ્કાર હોય છે.

ઔરંગઝેબ જો આ તત્વ સમજ્યો હોત તો મોગલ સિંહાસનના મૂળમાં સડો પેસવા પામત નહિ અને આજે હિન્દુ–મુસલ્માન 'ભાઇ ભાઈ' બની ગયા હોત; પરન્તુ ભાવિની ગતિ કોણુ કળી શકે એમ છે ?

વાંચકો ! આ સંસ્મરણીય મુલાકાત વખતની ખુર્રમની પાઘડી આજે પણુ ઉદયપુરમાં આવેલા આરસપહાણુના મહેલમાં સુરક્ષિત રીતે રાખવામાં આવેલી છે. ઉદયપુરના મહારાણા દેવતા પ્રમાણે તેનું પૂજન કરે છે; પરન્તુ અફસોસની વાત એટલીજ છે કે, મહારાણાએ ખુર્રમને અર્પણુ કરેલી પાઘડી આજે અસ્તિત્વ ધરાવતી નથી; નહિ તો આજે તેની પણુ પૂજા થતી હોત !

મહારાણાએ અત્યાર સુધી લુલિયાને જોઇ નહોતી; પરન્તુ અકસ્માત્ તેની નજર લુલિયા ઉપર પડી, તેથી અજાયબ બની પૂછ્યું:– "શાહજાદા સાહેબ ! આ દેવી કોણુ છે ?"

ખુર્રમના લગ્નની વાતની હજી સુધી કોઈને ખબર નહોતી. લુલિયાનો હાથ આદરપૂર્વક પોતાના હાથમાં લેતાં તેણે કહ્યું:—"આ મ્હારી બેગમ છે ! તેનું નામ **મમતાજમહાલ** છે !"

કર્ણસિંહ આશ્ચર્યથી લુલિયાના મ્હોડા તરફ જોઈ રહ્યો. પછી મૃદુસ્વરે બોલ્યો:–"ખરેખર તાજમહાલ છે, પણુ–"

"પણુ–પણુ શું ?"

કર્ણસિંહ આસપાસ જોતાં બોલ્યો:—"પણુ મ્હને ખબર નહોતી કે, બેગમસાહેબ આપની સાથે હશે ! પહેલાં બાતમી મળી હોત તો તેમના માટે એક મિયાનો લઇ આવત."

લુલિયા સ્મિતહાસ્ય કરતાં બોલી:—"મહારાજ, હું ઘોડાપર બેસી શકું છું."

લુલિયાનું અપૂર્વ સૌન્દર્ય તેમજ નિર્મળ ભાવ જોતાં રાણો દિંગ્મૂઢ બની ગયો. તે માત્ર એટલુંજ બોલ્યો કે:—" ખરેખર, તે વાત મ્હારા ધ્યાનમાં આવી નહિ !"

ખુર્રમ બોલ્યો:—" હું ધારૂં છું કે, હવે આપણને અહીં ખોટી થવામાં કાંઇ ફાયદો નથી."

" નહિ, હવે વિલંબ કરવાની જરૂર નથી." એટલું બોલી તેણે સૈનિકને બોલાવ્યો અને બે ઉત્તમ ઘોડાઓને સજજ કરી લાવવાનો હુકમ કર્યો.

શાહજાદાએ આસપાસ નજર કરી તો બિહારીચરણ તેના જોવામાં આવ્યો નહિ, તે જોઇ તેણે બૂમ મારી:—" બિહારીચરણ ?"

લુલિયા બોલી:—અરે ! ક્યાંય જોવામાં આવતો નથી."

તરતજ ચારે બાજુએ તપાસ કરવાને માણસો દોડાવ્યાં; પણ તેનો પત્તો લાગ્યો નહિ ત્યારે લુલિયાએ કહ્યું:—" કદાચિત્ તે દુલાલીને શોધવા ગયેલો હશે !"

શાહજાદાએ બિહારીચરણ, દુલાલી તેમજ ફકીર વિષેની દરેક હકીકતથી કર્ણસિંહને માહિતગાર કર્યો. તરતજ સેંકડો રાજપૂત વીરો એમને શોધવા માટે નીકળી પડયા; પણ ત્રણમાંથી કોઇ હાથ આવ્યું નહિ. હવે નિરર્થક વખત ગૂમાવવામાં સાર નથી એમ જોઇ લુલિયા બોલી:—" બિહારીચરણ માટે વિચાર કરવાની કાંઇ જરૂર નથી. તે આપણા જ કોઈ અગત્યના કામ માટે ગયો હશે; માટે ચાલો, આપણે જઇએ."

આટલું થતાંજ સર્વ મેવાડ તરફ જવાની તૈયારી કરવા લાગ્યા એટલે શાહજાદાએ હસીને કહ્યું:—" મહારાણા સાહેબ ! હવે આ વેષની શી જરૂર છે ? અમારી સાથે બીજો પોષાક છે, તે

પહેરી લઇએ."

કર્ણસિંહ બોલ્યોઃ—"નહિ; નહિ, અમે આ વેષમાંજ આપને મેવાડમાં લઇ જઇશું. કારણ કે, પ્રજાએ જાણવું જોઇએ કે, કર્ણસિંહ શાહજાદાને મેવાડમાં તપસ્વીના વેષમાં લાવ્યો હતો, અને જતી વખતે બાદશાહી ઠાઠમાઠથી મોકલ્યા! વળી રાજસ્થાનના લોકો આ માતૃભૂમિનાં ક્યારે દર્શન કરશે? આપ બાદશાહ થશો પછી તાજમહાલ ક્યાં દેખાઇ શકાય એમ છે?"

ખુર્રમ બોલ્યોઃ—"પ્રિય બંધુઓ! ત્યારે આપની ઇચ્છા પ્રમાણે થવા દ્યો. હું તો પ્રેમભાવનો ભૂખ્યો છું. મ્હારી ઇચ્છા જ્યારે પૂર્ણ થઇ છે ત્યારે તમારી ઇચ્છાની આડે હું શા માટે આવું? ચાલો, આ વેષમાંજ હું મેવાડમાં આવું છું."

ખરેખર, દશ વર્ષ પછી તેમ જ બન્યું. ખુર્રમ અને લુલિયા મેવાડમાં તપસ્વીના વેષમાં આવ્યાં હતાં; પરન્તુ દશ વર્ષ પછી ઉદયપુરના રાજ્યમાંથી તેમને શાહજહાન અને તાજમહાલ બની બાદશાહી વેષમાં દિલ્હી તરફ જવું પડયું હતું.

રાજસ્થાનના પ્રસિદ્ધ ઇતિહાસલેખક ટૉડ સાહેબ લખે છે કેઃ—

"સુન્દર સંગેમરમરના પથ્થરના મહેલમાં ખુર્રમના દિવસો શાંત રીતે સુખરૂપ જવા લાગ્યા. મહબ્બતખાન પણ તેના આશ્રયમાં આવ્યો અને તેની સાથે રહેવા લાગ્યો. વળી શાહજાદાના બીજા મુસલમાન મિત્રો પણ તેની પાસે આવીને રહેવા લાગ્યા. આસ્તે આસ્તે ત્યાં વિસ્તૃત રાજમહેલ જેવું બની ગયું એટલે તેના મિત્રોએ તે મહેલપર યવન ધર્મના મુખ્ય ચિહ્નવાળી અર્ધ ચન્દ્રાંકિત પતાકા ચ્હડાવી. રાજપૂતોએ તે કામમાં સંમતિ દર્શાવી આનંદ પ્રદર્શિત કર્યો.

મહારાણાએ બાદશાહી ઠાઠથી રહેવા માટે ઘણો કીંમતી સામાન ત્યાં મોકલાવ્યો અને આખા મહેલને તેમજ પ્રત્યેક દિવાનખાનાંઓને ઉત્તમ રીતે શૃંગાર્યાં. શાહજાદાના માનની ખાતર તેના મિત્રોએ તેને બેસવાને માટે એક સુન્દર સંગેમરમરના પથ્થરનું પુતળીઓવાળું સિંહાસન બનાવ્યું. વળી મહેલની સામે આંગણામાં મદર નામના ફકીરના નામનું એક સમાધિમંદિર બાંધ્યું. આવી રીતના અનુપમ રાજમહેલમાં શાહજાદો ઘણાં વર્ષ સૂધી સુખચેનમાં રહ્યો. તેના પિતા જહાંગીરના મરણ પહેલાં એવી કિંવદંતિ પ્રસરી રહી હતી કે, શાહજાદો હવે ઇરાન કિંવા કંદહાર જવાનો છે; પરન્તુ જહાંગીરના મરણની વાત સાંભળતાં જ તે ઉદયપુરમાં આવ્યો. શાહજહાન બાદશાહ તરીકે જયઘોષ બોલાવતો બોલાવતો દિલ્હી તરફ રવાના થયો.

મોગલ, પઠાણ, મરાઠા વગેરે અનેક શત્રુઓએ મેવાડને ઘણી વખત લૂટયું તેમજ ત્યાં ઘણા અનાચાર તથા અત્યાચાર કર્યાં; પરન્તુ ખુર્રમે આપેલા શિરપેચ—ભ્રાતૃબંધનના ચિહ્નનું હજી પણ ત્યાં ઘણા આદર સાથે સંરક્ષણ કરવામાં આવે છે. જે સ્થિતિમાં તે યવનના મસ્તકપરથી રાજપૂતના મસ્તકપર આવ્યો તેજ સ્થિતિમાં હજી પણ છે, અને જ્યાં સૂધી મેવાડનો રાજવંશ યાવચ્ચન્દ્ર દિવાકર અસ્તિત્વમાં રહેશે ત્યાં સૂધી મદરના સમાધિમંદિરમાં પણ હમ્મેશાં દિવો પ્રકાશિત રહ્યા કરશે.

આવો અપૂર્વ ભ્રાતૃભાવ જગત્‌માં ક્યાંય જોવામાં આવ્યો છે?



# પ્રકરણ ૭ મું.

## રસ્તામાં.

મહારાણા કર્ણસિંહે કાંઇ મહમ્મ તદ્દકીને નકામો દમ માર્યો નહોતો. મોગલ સામ્રાજ્યના આધારસ્તંભ તરીકે મનાતા મારવાડ અને અંબરના રાજાઓ પણ શાહજાદાના સંરક્ષણ માટે વચનબદ્ધ થઇ સૈન્ય લઇને આવતા હતા.

અકબરના વખતથી રાજસ્થાન યવન બાદશાહીનું એક પ્રધાન અંગ બન્યું હતું. તે વખતે રાજપૂતોની સલાહ વિના એક પણ મહત્વનું કામ બનતું નહોતું. અંબરના માનસિંહ અકબરના જમણા હાથ જેવો હતો અને ત્યાર પછી પણ તેના વંશવારસોનું તેટલુંજ માન હતું. જહાંગીરના વખતમાં પણ મોગલ સામ્રાજ્યનું મુખ્ય સામર્થ્ય અંબર અને મારવાડના રાજાઓના હાથમાંજ હતું. ત્યાર પછી મેવાડનો રાજકુમાર ભીમસિંહ પણ મોગલ દરબારમાં મહા પ્રબળ–પ્રતાપશાળી થઇ પડેલો હતો. મહબ્બતખાન માટે તો જેટલું કહીએ એટલું થોડુંજ છે. તે માત્ર નામનોજ મુસલમાન હતો. ખરી રીતે જોવા જતાં તેને મેવાડનો રાજકુમાર–રાજપૂત વીર કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ ભરેલું નથી. અર્થાત્ વખત એવો હતો કે, બાદશાહથી રજપૂતો વિરૂદ્ધ ચૂં કે ચાં થઇ શકે તેમ નહોતું.

અમે પહેલાંજ જણાવી ગયા છીએ કે, ન્યાયી જહાંગીરને પોતાનો વડિલ પુત્ર ગાદીને લાયક નથી એવી ખબર હતી, તો પણ વડિલ પુત્રનેજ રાજગાદી મળવી જોઇએ એવો નિયમ

હોવાથી પોતાની પછવાડે તેજ બાદશાહ થશે એમ તેણે જાહિર કર્યું હતું. પરવેઝ જો ગાદીએ બેસે અને રાજપૂતોની તેના તરફ લાગણી ન હોય તો ત્રણ દિવસ પણ તે રાજ્ય કરી શકશે નહિ એમ જહાંગીર જાણતો હતો. તેથી તેણે ક્ષત્રિય વીરોને બોલાવી તેઓને પરવેઝના પક્ષમાં મેળવી લીધા. અંબર અને મારવાડના રાજાઓ પરવેઝના પક્ષમાં મળ્યા; પરન્તુ મેવાડનો ભીમસિંહ અને મહબ્બતખાન કબૂલ થયા નહિ તેથી જે જે બનાવો બનવા પામ્યા, તે તો આપણે આગળ જોઇ ગયા છીએ; અર્થાત્ ખરી રીતે જોવા જતાં જહાંગીરના અંતઃકરણની લાગણી ખુર્રમ તરફ વિશેષ હતી. તે બહાદુર હતો, સાહસિક હતો અને બાદશાહી પદને લાયક હતો. જે કાર્ય શહેનશાહ અકબર કરી શક્યો નહોતો તે કાર્ય તેણે પૂર્ણ કર્યું હતું. મેવાડને યવન સિંહાસન આગળ નમાવનાર તેજ હતો; એટલુંજ નહિ પણ જગદ્વિખ્યાત અદ્વિતીય મહારાણા પ્રતાપના પુત્ર અમરસિંહનું મોગલ દરબારમાં નીચું માથું કરાવનાર તેજ હતો. જહાંગારે પોતાના હાથેજ લખેલા "શાહનામા" નામક ગ્રંથમાં આ બાબતનો નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છેઃ—"

"હું શહેનશાહ બન્યા પછી સાત વર્ષ સુધી મેવાડપર વિજય મેળવી શક્યો નહિ. રાણા અમરસિંહ તેમજ તેના વીરપુત્ર કર્ણસિંહે મ્હારા અજીત ગણાતા અસંખ્ય સૈન્યનો નાશ કરી નાખ્યો.

"હિજરી ૧૦૨૨ ની સાલ એ મ્હારી કારકીર્દીનું આઠમું વર્ષ હતું. આ વર્ષમાં મ્હેં અજમેર જવાનો વિચાર કર્યો અને મ્હારા પ્રિય પુત્ર ખુર્રમને મ્હેં ત્યાં પહેલો રવાના કર્યો. જતી વખતે તેની સાથે ઘણા મૂલ્યવાન્ અલંકારો, હાથી, ઘોડા, ઢાલ, તલવારો વગેરે પુષ્કળ આયુધો આપ્યાં. તેની સાથે સૈન્ય તો હતુંજ; પરંતુ સેના-

પતિ તરીકે આસફખાનને બાર હજાર માણસો લઇ તેની સાથે મોકલ્યો. બધાને ઇનામો આપી મ્હેં રાજી કર્યા હતા.

"મ્હારી રાજકીય કારકીર્દીના નવમા વર્ષમાં હું એક દિવસ રાજ્યકારભાર જોવા માટે સિંહાસનપર બેઠેલો હતો, એટલામાં મ્હારા પ્રિય પુત્ર તરફથી રાણાનો પ્રખ્યાત "આલમ ગુલામ" નામક હાથી તથા તેની સાથેના બીજા એક હજાર હાથીઓ મ્હારા તરફ મોકલાવ્યાના ખબર આવ્યા. થોડા વખતમાં તે હાથીઓને મ્હારી સમક્ષ હાજર કરવામાં આવ્યા. બીજા દિવસે તો હું આલમ ગુલામના ઉપર બેસી આખા શહેરમાં ફર્યો અને તેની ખુશાલીમાં પુષ્કળ ખેરાત કરી.

"કેટલાક દિવસ પછી સમાચાર આવ્યા કે, ખુર્રમે અભિમાની રાણાનો સંપૂર્ણ પરાભવ કર્યો છે. રાણાનો અમરસિંહ મ્હારી પાસે આવી મ્હારૂં માંડલિકત્વ કબૂલ કરનાર છે. ખુર્રમ રાણાના જૂદા જૂદા કિલ્લાઓ ઉપર આપણું મોગલ સૈન્ય રાખવાને શક્તિવાન્ થયો છે, અને આખા મેવાડને અમારા રાજ્ય સાથે જોડી સામ્રાજ્યની સીમા વધારી છે; પરન્તુ આ પ્રદેશ જળશૂન્ય–રૂક્ષ હોવાને લીધે અમારા રાજ્ય સાથે જોડવામાં લાભ નથી, એમ જણાય છે. અમારાં સૈન્યો વારંવાર તે દેશને ઉદ્ધંસ્ત કરે તે સારૂં નહિ દેખાવાથી જ રાણાએ અમારૂં માંડલિકત્વ કબૂલ કર્યું. જો તેણે વધારે વખત યુદ્ધ ચાલુ રાખ્યું હોત તો મ્હારો શૂરવીર પુત્ર ખુર્રમ તેને પકડીને મ્હારી પાસે લાવ્યો હોત, કિંવા તેને દેશ છોડીને નાસી જવું પડયું પડયું હોત અને તે સાથે તેના દેશનો પણ સર્વથા નાશ થઇ જાત. આ બધી બાબતનો વિચાર કરીને રાણાએ પોતાના બે વિશ્વાસુ અમાત્યોને મ્હારા પુત્ર પાસે મોકલ્યા અને કહેવડાવ્યું કે, શાહજાદા સાહેબ જો મ્હને ક્ષમા કરી મ્હારી સાથે મૈત્રી બાંધવા ઇચ્છતા હોય તો હું

પોતે આવીને તેમને રાજસંમાનથી ભૂષિત કરૂં અને બીજા રાજપુત્રોની માફક મ્હારા વડિલ પુત્ર કર્ણસિંહને દરબારમાં મોકલાવી આપું. માત્ર હું વયોવૃદ્ધ છું, એટલે મ્હારાથી આવી શકાશે નહિ માટે માફ કરશો ! ઇત્યાદિ અનેક વિષયોનું વિસ્તૃત વિવરણ તથા રાજકીય બાતમીઓ સકુરઉલ્લા અફજુલઅલીની મારફત ખુર્રમે મ્હારી પાસે મોકલાવી. ”

આવી રીતે ઘણાં વર્ષો વીત્યા પશ્ચાત્ શાહજાદા ખુર્રમ દ્વારા જ મેવાડની સ્વતંત્રતાનો નાશ થયો; પરન્તુ કુદરતનો કાનૂન જૂઓ કે, એ જ મેવાડે ખુર્રમને તેની અસહાય સ્થિતિમાં અત્યારે આશ્રય આપ્યો, તેજ મેવાડે તેને દિલ્લીના સિંહાસન ઉપર બેસાડયો અર્થાત્ મેવાડનો પરાજય, તે પરાજય નહિ પણ વિજય જ થયો એમ કહીએ તો કાંઇ ખોટું નથી. મેવાડાધિપતિથી જો કે દિલ્હીશ્વર થઇ શકાયું નહિ, તો પણ દિલ્હીશ્વરને તો તેણે જ નિર્માણ કર્યો એમાં કોઇ જાતનો શક નથી.

એક વખત જે રાજપૂતોને ખુર્રમે હીન દશામાં જંગલો અને પહાડોની અંદર રખડાવ્યા હતા—કર્ણસિંહ સાથે મહા યુદ્ધ કરી તેના દુર્દમનીય સૈન્યને છેદી ભેદી નાખ્યું હતું—તેજ ખુર્રમને—જંગલો અને ઉજ્જડ વયરાનોમાં ભટકનારા રાજકાર્યને પાત્ર બનેલા તપસ્વી વેષધારી શાહજાદાને—મેવાડનો કર્ણસિંહ ઘણા આદરમાન સહિત ઉદયપુર તરફ લઇ જવા લાગ્યો. અહા ! કાળની કેવી વિચિત્ર ગતિ છે ! અપકારને બદલે ઉપકારનો બદલો રાજપૂતોના ઇતિહાસ સિવાય બીજી કયા જાતિના ઇતિહાસમાંથી મળી શકે એમ છે ?

જેણે એક દિવસ રાત્રિ દિવસનો વિચાર નહિ કરતાં ઘનઘોર યુદ્ધ કરી મેવાડની ભૂમિને રક્તાચ્છાદિત કરી દીધી હતી, તેણે જ આજે

ભ્રાતૃબન્ધન માટે શિરપેચનું પરિવર્ત્તન કરી મૈત્રી બાંધી ! આવી રીતે ભ્રાતૃબન્ધનના બન્ધનથી બંધાયલા કર્ણસિંહ અને ખુર્રમ ઉદયપુર તરફ ચાલવા લાગ્યા.

ગજસિંહ અને અજીતસિંહ પર્વતોની ખીણમાં મ્હોટી છાવણી નાખીને પડેલા હતા. કર્ણસિંહ શાહજાદાને અને બેગમને લઇને ત્યાં આવ્યો. ગજસિંહ અને અજીતસિંહ ઘણા પ્રેમથી શાહજાદાને ભેટી પડયા. પરવેઝ જીવતો નહિ હોવાથી બાદશાહને આપેલું વચન હવે તેઓને પાળવાની જરૂર નહોતી; અર્થાત્ તેઓ ખુર્રમના સહકારી થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. નૂરજહાન વિષે તેઓ ઘણો ખરાબ મત ધરાવતા હતા. તેઓને ખબર પડી હતી કે, નૂરજહાન પરવેઝના મૃત્યુ બાદ પોતાના જમાઇ શહેરિયારને ગાદીએ બેસાડવાના પ્રયત્નો તથા ખટપટો કર્યા કરે છે. આ બાતમી મળતાંજ તેઓએ ખુર્રમના પક્ષમાં મળી જવાનું નક્કી કર્યું અને તે મુજબ આજે ખુર્રમનું રક્ષણ કરવાને પોતાની સેનાઓ લઇને તેઓ આવ્યા હતા. શાહજાદાએ તેઓનું માન રાખવા માટે પ્રતિજ્ઞા કરી કે, "જ્યાં સૂધી બાદશાહ જીવતો હશે, ત્યાં સૂધી તેની વિરૂદ્ધમાં ગુપ્ત કિંવા જાહિર રીતે કોઈ જાતનું કારસ્થાન અગર ખટપટ હું કરીશ નહિ."

ખુર્રમની આવી પ્રતિજ્ઞાને લીધે જ જહાંગીરના અંતિમ દિવસોમાં વધારે યુદ્ધો થયાં નહિ; પરન્તુ દૈવની કેવી વિચિત્ર લીલા છે કે જેણે પોતાના પિતાને બિલકુલ ત્રાસ આપ્યો નહિ, તેનાજ છેવટના દિવસો મહા કષ્ટપ્રદ અને વિટંબનાવાળા ગયા ! શાહજહાનના ચાર પુત્રો દારા, સુજા, ઔરંગજેબ અને મુરાદે તેને ઘણો હયરાન કર્યો, એટલું જ નહિ પણ ઔરંગજેબ તો બધા ભાઇઓને ઠાર કરી શાહજહાનને કેદમાં નાખી ગાદીએ બેઠો ! આખરે શાહજહાન

કેદખાનામાં જ પુત્રજુલ્મ સહન કરતો મરણ પામ્યો. તેના કયા પાપનું આ પ્રાયશ્ચિત્ત હશે એ દેવાદિદેવ અન્તર્યામી ભગવાન સિવાય બીજું કોણ જાણી શકે એમ છે !

---

## પ્રકરણ ૮ મું.

---

### તાજમહાલ.

---

ખુર્રમને મળ્યા પછી ગજસિંહ બોલ્યો:—“ શાહજાદાનો વેષ જોતાં અમે બધા મુગ્ધ બની ગયા છીએ, તો પણ રાજનીતિને અનુસરી હવે તેમને આવા ગુપ્ત વેષમાં રહેવાની જરૂર નથી. તેમના આવા સુંદર વેષથી જેઓ આજે રાજી થયા છે, તેઓજ કાલે ગુસ્સે થઇ જશે. કારણ કે શાહજાદા સાહેબ મુસલમાન હોવાથી તેમનો આવો તપસ્વીના જેવો વેષ હિન્દુ ધર્મના માણસો કેમ માની શકશે? વળી જો કદાચિત્ તેમ બને તો મહા ભયંકર પ્રસંગ ઉત્પન્ન થવાનો સંભવ છે, એટલે પહેલેથીજ ચેતીએ તો વધારે સારૂં.”

કર્ણસિંહનું ધ્યાન આ બાબત ઉપર કયારેય ખેંચાયું નહોતું: તોપણ અનુમતિ દર્શાવતાં તેણે કહ્યું:—“ આપનું કહેવું બરાબર છે, આપ કહો છો તેમજ કરીશું.”

શાહજાદો બોલ્યો:—“ મહારાજ! એટલા માટેજ હું તે વખતે વેષપરિવર્ત્તન કરવા ઇચ્છતો હતો.”

ગજસિંહ:—શાહજાદાએ પોતાની યોગ્યતા તથા દરજ્જાનો વિચાર કરીનેજ રાજસ્થાનમાં જવું જોઇએ. બેગમસાહેબને પણ તેમ કરવાની જરૂર છે.

ખુર્રમઃ—"બન્ધુઓ, તમે જેમ કહો તેમ કરવાને હું તૈયાર છું."

તરતજ શાહજાદાને ઉત્તમોત્તમ આભૂષણોથી અલંકૃત કરવામાં આવ્યો. મેવાડાધિપતિના શિરપેચ શિવાય તેને બધાં વસ્ત્રો નવાં પહેરાવવામાં આવ્યાં. લુલિયા માટે પણ તાબડતોબ પોષાક લાવવામાં આવ્યો, અને તે બેગમ બની ગઇ. ત્યાર પછી તેઓને તંબૂની અંદર લઇ જવામાં આવ્યાં. તેને બેસવા માટે મિયાનો લાવવાની તૈયારી થવા લાગી. આટલા દિવસ સુધી સ્વતંત્રતાથી વિહાર કરનારી લુલિયાના મનમાં બેગમ થવા સાથે આનંદ અને ખેદ ઉત્પન્ન થવા લાગ્યો. તે એક ગંભીર નિઃશ્વાસ મૂકતાં બોલીઃ—"બાદશાહની બેગમ થવા કરતાં ગરીબની ગૃહિણી થવું ઘણા દરજ્જે ઉત્તમ છે! તેમાંજ સુખ છે—તેમાંજ સ્વતંત્રતા છે. પરન્તુ અહીં તો તેનો અભાવ છે! અહીં તો ચોવીસે કલાક કેદખાનાની માફક પૂરાઇ રહેવાનું! કદાચિત્ આજથી શાહજાદાની મુલાકાત દિવસમાં એક વખત પણ ભાગ્યેજ થશે!"

પહેલાં તો તેણે આ બાબતમાં પોતાની નામરજી જણાવી; પરન્તુ શાહજાદાની આજ્ઞા આગળ તે લાચાર બની—તેની આજ્ઞા તેને માનવી પડી. શાહજાદાએ તેને કહ્યુંઃ—"રાજ્ય માટે રાજનીતિને અનુસરી આ બધું કરવાની જરૂર છે." તરતજ તે કાંઇ નહિ બોલતાં જનાની પોષાક પહેરવા માટે બીજા તંબૂમાં ગઇ; પરન્તુ બહુમૂલ્ય વસ્ત્રાલંકારો પહેરવા છતાં તેના મનનું સમાધાન થયું નહિ. તે તેનાં પ્રેમાળ વૃદ્ધ દાદા સલાબતખાનથી છુટી પડી ગઇ હતી અને તેના ન્હાનપણનાં સાથી બિહારીચરણ અને શ્યામા તેને છોડી ગયાં હતાં! દુલારી ક્યાંય દેખાતી નહોતી અને તેની માતા માત્ર દર્શન આપી-

નેજ વિદાય થઈ ગઇ હતી. અર્થાત્ તેના કોમળ અંતઃકરણમાં અત્યારે જે વેદના થતી હતી, તેનું વર્ણન થવું અશકય છે. તો પણ શાહજાદાના ચિરસહવાસને લીધે તે પોતાનું મન વાળીને કાંઇક શાંતિ લેતી હતી; છતાં આજે બેગમપદ પ્રાપ્ત થતાંજ તેની તે સુખાશાનો પણ નાશ થયો. આઠે પહોર શાહજાદા સાથે બેસી પ્રણયલહરીમાં ઝોલાં ખાતી લુલિયા આજે તંબૂની અંદર પાંજરામાં પૂરેલી મેંનાની માફક તરફડીયાં મારવા લાગી. તે મનમાં બોલવા લાગીઃ—"બેગમ થવામાં પોષાકથીજ સુખ માની લેવાનું હોય, તો તે સુખ મ્હને નથી જોઇતું. આના કરતાં તો શાહજાદા સાથે ફત્તેહપુરના ખંડિયેરમાં રહેવું વધારે સારૂં છે—આવું કૃત્રિમ સુખ મ્હારે નથી જોઈતું."

જમ્યા પછી શાહજાદો અને કર્ણસિંહ તંબૂમાં એક ઠેકાણે બેસી વાતો કરતા હતા. શાહજાદો બોલ્યોઃ—"મહારાજ! આવા ગુપ્ત વેષમાં હું મેવાડ તરફ આવું છું અને આ સ્થળેજ આવી પહોંચ્યો છું એવી આપને કેવી રીતે ખબર પડી?"

કર્ણસિંહ બોલ્યોઃ—"વાહ! ઉત્તમ પ્રશ્ન પૂછયો. આપની મુસાફરી વિષે મ્હારા ઉપર એક પત્ર આવ્યો હતો."

શાહજાદો અજાયબ થઇ બોલ્યોઃ—"કોનો પત્ર?"

"તેની મ્હને ખબર નથી. મ્હારી પાસે તો તે ગંગીયા પાનવાળી લઇ આવી હતી. આગ્રાની મશહુર પાનવાળીને તો આપ ઓળખતા હશો?"

"હા."

"ગંગીયાએજ ઉદયપુરમાં આવીને મ્હને બાતમી આપી કે, આપ ગુપ્તવેષ ધારણ કરી મારવાડમાં આવો છો અને આજે

સ્હવારે ઝરાની પાસે આવી પહોંચશે. વળી તેણે એટલું પણ કહ્યું કે, આ વાતની નૂરજહાનને ખબર પડી છે એટલે આપને પકડવા માટે તેણે મહમ્મદ તકીને મોકલ્યો છે. આટલી વાત સાંભળતાંજ અમે આપનું રક્ષણ કરવા તાબડતોબ લશ્કર લઇને અહીં આવ્યા."

"તેણે કહેલી આ બાતમી ખરી છે, એમ તમે કેવી રીતે માન્યું ?"

"આપના નામની મુદ્રિકા બતાવતાં તેણે કહ્યું કે, હું શાહજાદાના પક્ષની છું."

ખુર્રમને હવે યાદ આવ્યું કે, એ મુદ્રિકા તેણે લુલિયાને પ્રણયચિહ્ન તરીકે આપી હતી અને તે હમ્મેશાં પોતાની આંગળી પર પહેરતી હતી; પરન્તુ જ્યારે તે ગુપ્તવેષમાં ફત્તેહપુરમાંથી બ્હાર નીકળ્યો ત્યારે હમિદાએ તે મુદ્રિકા લુલિયાની આંગળીએથી કહાડી લીધી હતી અને કાઢતાં કાઢતાં કહ્યું હતું કે, "આવી બાદશાહી મુદ્રિકા હાથમાં રાખવાથી ગમે તેવો ગુપ્ત વેષ હોવા છતાં પણ તમે ઓળખાઇ જશો." મુદ્રિકાના ભેદની આજે તેને ખબર પડી. જો તેણે તે દિવસે મુદ્રિકા કહાડી લીધી ન હોત તો આજે તેને કેદી બની જહાંગીર આગળ જવું પડયું હોત. હમિદાની સમયસૂચકતા અને દૂરદર્શિત્વ માટે સંતોષ દર્શાવતાં તે બોલ્યોઃ—"હા, જેઓની મેહેરબાનીથી હું સુરક્ષિતપણે આપનો આશ્રય અને બન્ધુભાવ મેળવી શકયો તેઓમાંની ગંગીયા પણ એક છે. તેણે જો સવેળા આપને આ બાતમી આપી ન હોત તો મ્હારાપર આવનાર સંકટથી આપ અજ્ઞાત રહ્યા હોત અને હું બાદશાહનો કેદી બન્યો હોત. વારુ, પણ હમણાં ગંગીયા કયાં છે ?"

"તેની મ્હને ખબર નથી. બાતમી આપીને તરતજ તે ત્યાંથી

ચાલી ગઇ. જતી વખતે તે એક પત્ર આપી ગઇ છે અને ક્હેતી ગઈ છે કે "મેહેરબાની કરી આ પત્ર શાહજાદાને આપજો."

એટલું કહી મહારાણાએ એક વ્યક્તિને હાંક મારી. મહારાણાનો અવાજ સાંભળતાંજ મેવાડનો મુખ્ય અમાત્ય ત્યાં હાજર થયો. મહારાણાએ તેને હુકમ કર્યો કે, 'શાહજાદાનો પત્ર લાવી આપો' તરતજ તેણે શાહજાદાનો પત્ર તેના હાથમાં મૂકયો. શાહજાદાએ અસ્વસ્થ ચિત્તે તે પત્ર ઉઘાડયો. તે પત્રમાં નીચે પ્રમાણે મજકૂર હતો:—

"શાહજાદા સાહેબ! આ પત્ર ગુપ્ત રીતે વાંચશો અને તેમાંની હકીકતથી બીજા કોઇને વાકેફગાર કરશો નહિ. તમને ખાસ જણાવવાનું કે, લુલિયાનો અને મ્હારો ગત ઇતિહાસ પ્રકટ કરવાની કોઇ જરૂરત નથી. લુલિયા ઇરાન અથવા તુર્કસ્તાનના એક અમીરની પુત્રી છે, એમજ તમારે જાહિર કરવું. મ્હારા પૂર્વજીવનને વિસ્મૃતિના ગાઢ અંધકારમાં હું પૂરી દઉં છું. હવેથી હું કોઇ નથી. અર્થાત્ લુલિયા મ્હારી પુત્રી નથી; પરન્તુ યવનકન્યા છે એમ જગતમાં જાહિર કરશો."

પત્ર વાંચતાંજ શાહજાદાના ચ્હેરાપર ગંભીર ભાવની છાયા પ્રસરવા લાગી. તેણે તે પત્રને ઘડી વાળી પોતાના અંગરખાના ખીસ્સામાં મૂકયો. કર્ણસિંહ તીવ્ર દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો હતો. પત્રને ખીસ્સામાં મુકેલો જોતાંજ તેણે પૂછયું:—"કોનો પત્ર છે?"

શાહજાદો પ્રશ્ન સાંભળી ચમકયો. સહજ વ્યગ્ર બની તેણે જવાબ આપ્યો: —"તમારાથી હું કાંઇ ગુપ્ત રાખવા માગતો નથી. નૂરજહાનના કારસ્તાનમાંથી જેણે મ્હારૂં રક્ષણ કર્યું છે તેનોજ એ પત્ર છે."

"તે કોણ છે?"

"તેનો ખુલાસો કરી શકતો નથી—માફ કરશો."

"પણ હિન્દુ છે કે મુસલમાન?"

"હિન્દુ પણ કહી શકાય અને મુસલમાન પણ કહી શકાય."

આટલું બોલી શાહજાદો થોડો વખત થોભ્યો, અને પછી હસતાં હસતાં બોલ્યો:—"મહારાણા સાહેબ! જેવો હું છું, તેવીજ તે છે! મ્હારી માતા હિન્દુ પણ હું મુસલમાન! વધારે શું કહું? મહબ્બતખાનનુંજ દૃષ્ટાંત જુઓને!"

મહારાણો હસીને બોલ્યો:—"ત્યારે તો નૂરજહાન તેને શિક્ષા કર્યા વિના રહેશે નહિ; આપણે તેનું સંરક્ષણ કરવું જોઇએ."

ખુરંમ વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલ્યો—"નૂરજહાન અદ્વિતીય કારસ્તાની સ્ત્રી છે, તો પણ તે સમજી ચુકી છે કે, તેના કરતાં પણ વિશેષ બુદ્ધિમાન્ સ્ત્રીઓ જગત્માં અસ્તિત્વ ધરાવે છે. શેરને માથે સવાશેર હોય છેજ. નૂરજહાન તેનો વાળ પણ વાંકો કરી શકશે નહિ. હાલમાં તો તે ક્યાંની ક્યાં પહોંચી ગઈ હશે. તેનો મુખ્ય હેતુ તો મ્હને મહારાણાના આશ્રમે સુરક્ષિત રીતે પહોંચાડવાનો હતો, અને તે હેતુ હવે સફળ થયો છે એટલે તે આ દેશ છોડીને ચાલી ગઈ છે!"

"તેમ હોય, તો આપણે તેના વિષે ચિંતા કરવાની જરૂર નથી."

"નહિ, બિલકુલ નહિ."

"શાહજાદા સાહેબ! આપણે બન્ને અભિન્નહૃદયી મિત્ર તરીકે જોડાઇ ગયા છીએ એટલે આપને એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા થાય છે. આપને ખોટું તો નહિ લાગે?"

"મહારાજ! મ્હારી સાથે બોલવામાં આટલો બધો સંકોચ

શા માટે રાખો છે ? આપ હજી મ્હને બરાબર ઓળખી શકયા નથી, એમ જણાય છે !"

"શાહજાદા સાહેબ ! સ્ત્રીજાતિ માટે પ્રશ્ન પૂછવો એ જો કે અઘટિત છે, તો પણ આજે મ્હને પૂછયા વિના ચાલે એમ નથી. કારણ કે, આજે નહિ તો કાલે તથા કાલે નહિ તો ભવિષ્યમાં પણ એવો પ્રશ્ન ઉત્પન્ન થશે કે, આપણી સમ્રાજ્ઞી કોની પુત્રી છે ? કયા ઉજ્જવલ વંશનું રત્ન—"

શાહજાદો વચમાંજ બોલ્યોઃ—"મહારાજ ! આપની પાસે હું શા માટે છુપાવી રાખું ? જેની સાથે મ્હારાં લગ્ન થયાં છે, તે ઉચ્ચ કુટુંબમાં ઉત્પન્ન થયેલી—"

"તેમજ હોવું જોઇએ; નહિ તો આવું અપ્સરા સમાન સૌંદર્ય સાધારણ વંશમાં હોવું અસંભવિત છે. વારૂ, આ દેવીએ કયા દેશના કયા વંશને ઉજવળ કરેલ છે ?"

ખુરંમ આજૂબાજૂ જોવા લાગ્યો. જૂઠું બોલવાની તેને ટેવ નહોતી. નાઇલાજે તે બોલ્યોઃ—"તેનો બાપ બગદાદનો ઉમરાવ હતો. કિસ્મતની કમનસીબીએ ફરતો ફરતો તે હિન્દુસ્તાનમાં આવી મોગલ દરબારમાં રહ્યો. તે ગુણવાન્, બુદ્ધિમાન્ અને દિલેર હોવાથી અહીં તેને અનાયાસે જગ્યા મળી ગઇ. તેણે જ નૂરજહાનના કાવત્રાંથી મ્હને વાકેફગાર કર્યો અને જૂદાં જૂદાં સ્થળોએ સંતાડી મ્હારૂં રક્ષણ કર્યું. આ વખતે તેની પુત્રી લુલિયા મ્હારી દૃષ્ટિએ પડી. આસ્તે આસ્તે મારા બન્નેમાં વિલક્ષણ પ્રેમભાવ ઉત્પન્ન થયો એટલે મ્હેં તેની સાથે ગુપચુપ લગ્ન કરી લીધાં. આ બાબતની તેના પિતાને બિલકુલ ખબર પડવા દીધી નહિ. ખુદા કરેને સારા દિવસો આવે

તો "તાજમહાલ" નામથી જ તે મોગલ સામ્રાજ્યની મુખ્ય બેગમ બનશે. હવે આપને કાંઈ પૂછવાનું છે ?"

"નહિ. બીજું શું પૂછવાનું હોય !" થોડા વખત બન્ને જણા સ્તબ્ધ બેસી રહ્યા પછી પુનઃ એકાએક મહારાણાએ પૂછ્યુંઃ—"હું આપને મદદ કરવા આવ્યો. ત્યારે સેંકડો માણસો શાહજહાન બાદશાહનો જય પોકારતા હતા; પરન્તુ નજીક આવીને જોઉં છું તો આપ એકલાજ દૃષ્ટિએ પડયા ! આનું કારણ શું ?"

ખુર્રમ સહજ હસીને બોલ્યોઃ—"તે એક હુન્નરી માણસનું પરાક્રમ છે. તેને અનેક જાતની ભાષાઓ બોલતાં આવડે છે તેમજ તે અનેક પ્રકારના શબ્દોચ્ચાર પણ કરી શકે છે. જયજયકાર તેણે એકલાએજ કર્યો હતો !"

"વાહ ! ત્યારે તે હમણાં કયાં છે ?"

"હમણાં આપણે તેની જ શોધ કરતા હતા; પરન્તુ તેનો પત્તો મળ્યો નહિ. હું ધારૂં છું કે, કોઇ પણ વખતે તે ઉદયપુરમાં આવ્યા વિના રહેશે નહિ."

શાહજાદાના જવાબો ઉપરથી કર્ણસિંહે ધાર્યું કે, શાહજાદો તેની સાથે ઘણીખરી વાતો ગુપ્ત રાખી વાતચિત કરે છે એટલે તેણે વધારે પ્રશ્નો પૂછવાનું માંડી વાળ્યું. થોડા વખતમાંજ તે મેવાડ જવા માટે ઉઠયો. એકવાર લુલિયાની મુલાકાત લેવા માટે શાહજાદો તેના તંબૂ તરફ વળ્યો. આજે લાંબો વખત થયાં લુલિયાને છોડીને તે બીજે સ્થળે રહ્યો હતો. રાજકાર્યની ખટપટમાં પ્રેમને માટે ઘણો થોડો વખત મળે છે !

# પ્રકરણ ૯ મું.

## બેગમ લુલિયા.

સર્વને ખબર છે કે, મેવાડનો પ્રતાપ જેમ તલવારનીજ પૂજા કરતો અને આનંદ વિલાસની વિશેષ ઇચ્છા કરતો નહિ, તેમજ તેનો પુત્ર અમરસિંહ પણ ક્ષત્રિયોચિત કર્મોમાં હમ્મેશાં તત્પર રહેતો હતો. કરોડો રૂપિયાનો ખર્ચ કરી ઉદયપુર શહેર તેણે વસાવ્યું હતું. ત્યાંના સંગેમરમરના મહેલોને જગતની અનેક પ્રકારની સુખોપભોગની વસ્તુઓ લાવી જરજવાહીરથી ઉત્તમ રીતે તેણે શણગારેલા હતા, અને તેથી બીજી આગ્રા નગરીજ બનાવી છે કે શું, એમ લોકો કહેતા હતા. દ્રવ્યનો તેને ટોટો નહોતો. ખુદ જહાંગીરે અમરસિંહના પુત્ર કર્ણસિંહને જે નજરાણું ભેટ આપ્યું હતું તેના વિષે પોતાના 'શાહનામા'માં લખ્યું છે કે:—જે દિવસે કર્ણસિંહ મ્હારા દરબારમાં આવ્યો, તે દિવસથી તે ઠેઠ ગયો ત્યાં સુધી—લગભગ એક મહિના સુધી—મ્હેં તેને જે નજરાણું આપ્યું, તેજ લગભગ દશ લાખ રૂપિયાનું થવા જતું હતું. વળી તે સિવાય એકસો દશ ઘોડા તથા પાંચ હાથી આપ્યા તે તો જૂદા—"

અર્થાત્ લુલિયાને એકાએક સામ્રાજ્યની બેગમ જેવો અમૂલ્ય પોષાક કર્ણસિંહ અર્પણ કરે, તો તેમાં કાંઇ નવાઈ પામવા જેવું નથી. લુલિયાની તહેનાતમાં સેંકડો દાસીઓને હાજર કરવામાં આવી હતી. બે દાસીઓ આખો દિવસ તેને સ્વર્ણચમ્મરથી પવન નાખ્યા કરતી હતી. એક દાસી તેના કપાળપર પ્રસ્વેદ બિંદુ જણાતાં જ

લુંછી નાખવા માટે તત્પર ઉભી હતી, ત્યારે બીજી કેટલીક તેને આનંદ આપવા માટે જૂદી જૂદી જાતની રમત ગમત કર્યા કરતી હતી. બહુમૂલ્ય વસ્ત્રાલંકારો પહેરી લુલિયા આજે સુવર્ણપ્રતિમાની માફક તકીઆને અઠેલી એક ગાદી ઉપર પડી હતી; પરન્તુ તેમાં તેને બિલકુલ આનંદ જણાતો નહોતો—કાંઇ ખોવાઇ ગયું હોય એવો તેને ભાસ થતો હતો.

"કેવી શોકજનક સ્થિતિ! હજી સુધી શાહજાદાની મુલાકાત થઇ નહિ! શું હમ્મેશાં આમ જ બન્યા કરશે? મ્હને તો એકાંતમાં રહેવાની ટેવ છે અને ફત્તેહપુરમાં હું તેવીજ સ્થિતિમાં રહી છું, તો પછી આવો ભયંકર કોલાહલ મ્હારાથી કેમ સહન થઇ શકશે?" આવી રીતે અનેક તર્કવિતર્કો લુલિયાના મનમાં થવા લાગ્યા. કારણ કે, તેની આજ સુધીની જીંદગીમાં વૃદ્ધ દાદા અને દાસ—દાસી સિવાય બીજા કોઇને તેણે જોયું નહોતું. હજારો માણસોના કોલાહલમાં અને સેંકડો દાસીઓના સહવાસમાં રહેવાની તેને ટેવ નહોતી: તેથી આજે તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો.

એટલામાં એક દાસી આવી અને તેણે કહ્યું કે:—" શાહજાદા સાહેબ આવે છે!"

આટલા શબ્દો સાંભળતાં જ તે સભ્યતા અને બાદશાહી કાયદો ભૂલી ગઇ. શાહજાદાને આવતો જોતાંજ તે સામે દોડી ગઇ અને તેને ભેટી પડી. તેના હૃદયપર માથું નાખી દઇ સજળ નયને બોલી:—" નાથ! આપે આ શું કર્યું?"

બધી દાસીઓ ત્યાંથી ચાલી ગઇ, લુલિયાનો વિષણ્ણભાવ જોઇ ખુર્રમ ચકિત બની ગયો. તેના મનમાં ઘણું દુઃખ ઉત્પન્ન થયું. અસ્વસ્થ ચિત્તે તે બોલ્યો:—"લુલિ—લુલિ! આ શું?"

"કેમ ? મ્હને શા માટે આટલા બધા વસ્ત્રાલંકારો પહેરાવ્યા છે ? હું તો કાંઈ પસંદ કરતી નથી. આપની મુલાકાત થાય નહિ તો પછી આ બધું શા કામનું ? પ્રભુ, આપ જ મ્હારા સ્વર્ગ સમાન છો. આપના દર્શન વિના આખું જગત્ મ્હને અંધકારમય લાગે છે."

શાહજાદાએ લુલિયાને ઘણા પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડી અને કહ્યું:–" લુલિયા, બે ત્રણ દિવસમાં આપણે ઉદયપુર પહોંચી જઈશું અને પછી રાતદિવસ સાથે જ રહીશું. તું શા માટે આટલું બધું દુઃખ માને છે ? શું હું ત્હારાથી અલિપ્ત રહેવા ઇચ્છું છું ? નહિ. ત્હારા વિયોગની એક ક્ષણ પણ મ્હને યુગ જેવી જણાય છે"

લુલિયા પોતાનાં સુન્દર નેત્રોથી શાહજાદા તરફ જોતાં બોલી:– "પરન્તુ એટલું તો ખરૂં કે, મુખ્ય બેગમ બન્યા પછી હું વધારે સુખી થઇ શકીશ નહિ !"

"કેમ ? હાલની સ્થિતિના કરતાં હજારગણા વિલાસોપભોગમાં તને રાખવાને હું શક્તિમાન થઈશ, અને તે વખતે તું આખા ભારતવર્ષની સમ્રાસી કહેવાશે !"

"નહિ, તેવી પદવી અને કૃત્રિમ સુખ મ્હને જોઇતું નથી. નાથ, મ્હારૂં સુખ શામાં સમાયેલું છે, તે શું આપ જાણતા નથી ?"

"લુલિ–લુલિ ! જે પદ તથા સુખ મેળવવા માટે આખા જગતની સ્ત્રીઓ લોલુપ હોય છે, તે સુખ ત્હારા ખોળામાં અનાયાસે આવી પડે છે છતાં તું તેનો તિરસ્કાર કરે છે ? સામ્રાજ્યેશ્વરી થવા માટે નૂરજહાને કેવા ભગીરથ પ્રયત્નો કર્યા હતા ? પુત્રહત્યા, પતિહત્યા, સદસદ્વિવેક બુદ્ધિનું ખૂન, વગેરે એક નહિ પણ અનેક ક્રૂર કર્મો કરીનેજ તેણે તે પદ મેળવ્યું હતું ત્યારે અનાયાસે ચાલી આવેલા પદનો તું તિરસ્કાર કરે છે, એટલે તને કહેવું શું ?"

"તે માટે તમે ગમે તેમ માનો. હું માત્ર એટલુંજ કહું છું કે, મ્હારી દિલ્હીશ્વરી થવાની ઇચ્છા નથી અને મ્હારા સુખ માટે થતા પ્રયત્નો મ્હને પસંદ નથી."

"લુલિયા ! ત્હારી એવીજ ઇચ્છા હોય તો દિલ્હીનું તખ્ત મેળવવાનો મ્હારો હક્ક હું હમ્મેશાં ને માટે છોડી દઉં. મ્હારે બાદશાહ થવું નથી."

"નહિ, નહિ. હું તેમ કહેતી નથી. પ્રાણનાથ ! મ્હારા માટે આપે રાજપદનો ત્યાગ શા માટે કરવો જોઇએ ? આપના સુખે જ હું સુખી છું; માટે જે સ્થળે અને જેવી સ્થિતિમાં આપ મ્હને રાખશો, તેમાં જ હું મ્હારું સુખ માનીશ."

"લુલિયા, આખા જગતની અંદર સુખ તરીકે મનાતી ગમે તેવી વસ્તુ હશે, તે હું તને અર્પણ કરીશ અને બનતા પ્રયાસે તને સુખમાં રાખવાનો પ્રયત્ન કરીશ."

"પ્રભુ; સુખ ચીજ—વસ્તુઓમાં સમાયેલું નથી. આપ મ્હને હમ્મેશાં મળ્યા કરો એટલુંજ હું ઇચ્છું છું."

"લુલિયા, હું કાંઈ હમણાંથીજ બાદશાહ થઇ જાઉં એમ નથી. ખુદા કરેને મ્હારા પિતા સો વર્ષના થાય ! તેમની હયાતી છે ત્યાં સુધી કોઇ જાતના પ્રયત્નો કરવાની મ્હને જરૂર નથી એટલે રાત દિવસ આપણે સાથેજ રહી શકીશું. તને જોયા વિના મ્હને પણ ક્યાં ચેન પડે છે !"

લુલિયાના ગાલ ઉપર રતાશ ચ્હડી આવી. પ્રફુલ્લ વદને તે બોલીઃ—"વાહ ! ઘણી ઉત્તમ વાત, તે સિવાય મ્હને બીજું કાંઇ જોઇતું નથી."

"લુલિયા, ત્હારી માતા તરફથી એક પત્ર આવેલો છે."

"કોણ લાવ્યું છે ?" લુલિયાએ અસ્વસ્થ ચિત્તે પૂછ્યું.

"ગંગીયા, બીજું કોણ હોય ? તેણે જ આપણા ઉપર આવી પડેલા સંકટથી મહારાણાને વાકેફ કર્યા હતા. તેણે જો આવી સમય-સૂચકતા વાપરી ન હોત તો આપણે બાદશાહનાં કયારનાંયે કેદી બની ગયાં હોત."

"ત્યારે શું ગંગીયા અહીં આવી છે ?"

"નહિ, ઉદયપુરની અંદર તે મહારાણાને મળી હતી."

"અને હવે કયાં ગઇ ?"

"મહારાણાને તેની ખબર નથી. તેણે તેમની પાસે બીજો કોઇ જાતનો ખુલાસો કર્યો નહોતો."

"વારૂ, પત્ર—"

"પત્ર પણ તેણેજ મહારાણાને આપ્યો હતો."

"કોનો, મ્હારી માતાનો પત્ર ?"

"હા. ત્હારી માતાનો !"

"મ્હારા નામનો છે ?"

"નહિ, મ્હારા નામનો."

"તેમાં શું લખ્યું છે ?"

"તે તુંજ વાંચી જો."

આમ કહી શાહજાદાએ તે પત્ર લુલિયાના હાથમાં મૂકયો. લુલિયાએ પત્રની શરુઆતમાં લખેલી બે ત્રણ લીંટીઓ વાંચતાંજ શાહજાદાના મ્હોડા તરફ જોયું. શાહજાદો બોલ્યોઃ—"તેણે કયા ઉદ્દેશને લઇને આ પ્રમાણે લખ્યું છે, તેની મ્હને ખબર નથી. મ્હારી ઇચ્છા હતી કે, ત્હારાં માતાપિતાનો ઇતિહાસ જગતમાં પ્રસિદ્ધ કરવો; પરન્તુ હવે તેમ થઇ શકે એમ નથી. તેના ફરમાન વિરૂદ્ધ મ્હારાથી વર્તી ન શકાશે નહિ."

"ત્યારે આપ મ્હારા વિષે જગતને મ્હોડે શો ખુલાસો કરશો ?"

"હમણાંજ તેવો બનાવ બન્યો હતો. મહારાણાએ ત્હારા વિષે જ પ્રશ્ન પૂછયો હતો."

"અને–આપે શો જવાબ આપ્યો ?"

મ્હેં તો કહ્યું કે, "મ્હારી લુલિયા બગદાદના એક ઉમરાવની પુત્રી છે!"

લુલિયા હસતાં હસતાં બોલી:—"મુખ્ય બેગમ બનવાનું કામ કાંઇ સહેલું જણાતું નથી. હું ગરીબની પુત્રી હોત તો શું આવા છળપ્રપંચો કરવા પડત? બાદશાહથી પણ સત્ય હકીકત બોલી શકાતી નથી. અહા! કેટલું બધું પરાધીનપણું!!"

"કેમ ? એમાં પરાધીનપણું શેનું ?"

"હુજૂર! આપનેજ આપની સ્ત્રી વિષે ખોટી હકીકત જાહિર કરવી પડે છે!"

"લુલિયા, રાજનીતિનો તને અનુભવ નથી. રાજકાર્યમાં ડગલે ડગલે આવી નીતિનો ઉપયોગ કરવો પડે છે.'

"અને તેવી નીતિનો મ્હને પણ હવે આસ્તે આસ્તે અનુભવ મળે છે! ગમે તેમ હોય, હવે તો હું બગદાદના ઉમરાવની કન્યા બની છું!"

"નહિ, તું જગત્ કુસુમ છે–ત્હારૂં સૌંદર્ય દિવ્ય છે."

"હુજૂર! મ્હેં સાંભળ્યું છે કે, ઇરાન અને તુર્કસ્તાનની સ્ત્રીઓ ઘણી ખૂબસુરત હોય છે, તેથી લોકો કેમ માનશે કે હું ત્યાંની છું?"

"લુલિયા, ત્હારા એક નખની પણ સર ત્યાંની રમણીઓમાં નહિ આવે, સમજી?"

"તેમ તો આપજ કહી શકો. કારણ કે, પ્રેમ આંધળો હોય

છે, તેને રૂપ અને વય દેખાતું નથી અને તેથી આપને હું વધારે સુન્દર દેખાઉં તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી !"

"લુલિયા, ત્હારા તરફના મ્હારા પ્રેમને લીધેજ નહિ; પરન્તુ ખરેખર તું સર્વાંગસુંદર છે. અમારા જનાનખાનામાં હજારો જાતની સ્ત્રીઓ હોય છે. તેઓને મ્હેં જોઇ છે; પરન્તુ તેઓમાં ત્હારા જેવી સ્વરૂપવાન્ એક પણ નથી."

"અને નૂરજહાન ?"

"હા, મ્હેં સાંભળ્યું છે કે, સુન્દર સ્ત્રીઓમાં નૂરજહાન જેવી કોઇ નથી; પરન્તુ તેનામાં ત્હારા જેવી કોમળતા, સ્નેહાળ હૃદય કિંવા લાલિત્ય નથી. ત્હારો દેશ કિંવા ત્હારા દેશની સ્ત્રીઓ મ્હેં જોઇ નથી, તો પણ હું એટલું તો ખાત્રીપૂર્વક કહી શકું છું કે, ત્યાંની સ્ત્રીઓ ઘણીજ સુંદર હોય છે."

"હુજૂર ! હું તો ન્હાનપણથીજ મ્હારો દેશ છોડી આ તરફ આવી છું, એટલે આપ કહો છો, તે ખરૂં હશે, તો પણ હવે તો હું હિન્દુ નથી. ઘણા દિવસ થયાં મ્હેં યવન ધર્મનો સ્વીકાર કરેલો છે. જાણે કે, હું જન્મથીજ તુર્કસ્તાનની સ્ત્રી હોઉં એમ મ્હને જણાય છે. વળી ફારસી હું ઘણી સારી રીતે જાણું છું એટલે મ્હારા વિષે કોઇને સંશય આવી શકશે નહિ."

શાહજાદો તેના અધરોષ્ઠપર ચુંબન લેતાં બોલ્યોઃ—"લુલિયા, ખરેખર તું પૃથ્વીના મૂલ્યની છે !"

લુલિયાએ શાહજાદાની છાતીપર માથું નાખી દીધું. કેટલાક વખત સુધી બન્ને જણાં આમ અવાક્ બેસી રહ્યાં. પછી થોડા વખતે લુલિયાએ માથું ઉંચકતાં કહ્યું:—"હવે આપણને કોઇ જાતનો ડર તો નથી ને ?"

"નહિ, બિલકુલ નહિ. મ્હારા માટે પ્રાણ આપવાને આખું રાજસ્થાન તૈયાર છે. રાજપૂતોનું વચન કયારેય મિથ્યા હોતું નથી."

"ખુદ બાદશાહ યુદ્ધ કરવા આવે તો ?"

"હું ધારૂં છું કે, તે આવી શકશે નહિ."

"ત્યારે તો ભય પામવાની જરૂર નથી."

"નહિ. માત્ર મ્હને એટલોજ શોક થાય છે કે, આજે હું તને દિલ્હીશ્વરી કરી શકતો નથી."

"વારૂ, પણ નૂરજહાન કોઇ કારસ્થાન નહિ કરે, એમ શા પરથી કહી શકાય ?"

"તું કહે છે, તે ખરૂં છે; પરન્તુ નૂરજહાન મહા બુદ્ધિશાળી સ્ત્રી છે. પોતાના દરેક ઘાતકી કામમાં તે બાદશાહને ખેંચે એવી નથી."

"નાથ! આપ ખોટું લગાડશો નહિ. આપ સુખી હો, એટલે બસ. દિલ્હીશ્વરી થવાનું મ્હને મન નથી."

"લુલિયા, ખરેખર તું મ્હારૂં અમૂલ્ય રત્ન છે!"

## પ્રકરણ ૧૦ મું.

## જુલેખાંનો પત્ર.

થોડા વખત પછી લુલિયા બોલી:—"નાથ! હું પત્ર વાંચી જોઉં ?"

"હા, વાંચી જો, તને વંચાવવા માટેજ લાવ્યો છું."

લુલિયા પત્ર વાંચવા લાગી:—

"શાહજાદા સાહેબ!

"મ્હેં આપને કેટલીક વાર્તાથી માહિતગાર કર્યા, તો પણ હજી કેટલીક કહેવાની બાબતો રહી ગઇ છે, એટલા માટે આ પત્ર લખ્યો છે. જે વખતે આ પત્ર આપને મળશે, તે વખતે આપ ઇશ્વરકૃપાથી ઉદયપુરમાં સુરક્ષિતપણે પહોંચ્યા હશો. વળી મ્હને ખાત્રી છે કે, આપની સાથે બિહારીચરણ અને દુલાલી છે, તેથી રસ્તામાં આપનો કોઇ એક વાળ પણ વાંકો નહિ કરી શકે.

"મ્હારી પ્રતિજ્ઞા વિષેનો ખુલાસો મ્હેં પહેલાંજ તમોને કર્યો છે. મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે—મ્હારા વ્રતનું ઉદ્યાપન થઇ ગયું છે અને મ્હારી પ્રિય પુત્રી હવે સામ્રાજ્યેશ્વરી બની ગઇ છે. ભવિષ્યમાં તે બીજી નૂરજહાન થશે અને દિલ્હીના સિંહાસનનો મહિમા વધારશે એવી મ્હને આશા છે.

"આપ હવે સમજી શક્યા હશો કે, હમિદા અને ગંગીયાં નામની બે વ્યક્તિ નથી, પણ એકજ છે! ગંગીયાના નામે ચૉકબજારમાં તે પાનની દુકાન ચલાવતી હતી અને ફત્તેહપુરમાં હમિદા તરીકે આવીને લુલિયાની ખબર કહાડી જતી હતી! બ્હારનું એકાદ માણસ આપણા હાથ નીચે ન હોય તો આપણું કારસ્તાન પાર પડશે નહિ એમ ધારીનેજ મ્હેં તેની પાસે પાનની દુકાન કઢાવી હતી. નૂરજહાનની નામાંકિત મુદ્રિકાની સહાયતાથી હું મ્હારી મરજી આવે ત્યારે કિલ્લાની બહાર જતી આવતી હતી, અર્થાત્, વખત પડયે ગંગીયાની મુલાકાત લેવામાં મ્હને કોઇ જાતની હરકત પડતી નહોતી. કોઇ કોઇ વખત તેની મુલાકાત લેવાનું બની શકતું નહિ, તો તે વખતે દુલાલી સાથે મ્હારો સંદેશો કહેવરાવતી હતી. બિહારીચરણ કેટલો વિશ્વાસુ–નિમકહલાલ અને સામર્થ્યવાન્ આદમી છે, તે આપે જોયુંજ છે. બિહારીચરણ એજ મહમ્મદજાન છે. એવી આપના સિવાય બીજા

કોઇને ખબર નથી: પરન્તુ હવે હું બીજો ખુલાસો કરૂં છું કે, ફત્તેહપુરમાં જે વૃદ્ધ મૌલવી દેખાતો હતો તે પણ તેજ હતો! અર્થાત્ આ ખુલાસા ઉપરથી આપ જોઈ શકશો કે, તે મ્હને કેટલો બધો ઉપયોગી થઈ પડતો હતો.

"અજીતસિંહને પિશાચલીલા બતાવી ન્હસાડી મૂકનાર તેજ હતો. વળી ન્હાની દુલાલી પણ કેટલી બધી સામર્થ્યવાન્ છે, તે આપે જોયું હશે. કોઇને પણ ખબર ન પડે તેમ તે સ્થાનાંતર કરતી. આવું સામર્થ્ય બીજા કોઇમાં હોતું નથી. દરવાજા બંધ કરી તેને પૂરી રાખવામાં આવે, તો પણ તેમાંથી છટકી શકવાને તે શક્તિવતી છે. ગમે તેવાં બંધ કરેલાં બારણાં ઉઘાડી બહાર પડવું એ તો તેના મનથી હિસાબ વગરની વાત છે! પહેલા માળના દીવાઓ બુઝાવી નાખી ભૂતનો વેષ પહેરી રઘુવીરસિંહને ભય પમાડી નસાડી મૂકનાર તેજ હતી, આપના સાંભળવામાં આ હકીકત તો આવીજ હશે.

"બીજા માળપરથી જે દેખાવ અજીતસિંહે જોયો હતો, તેજ દેખાવ ખુદ બાદશાહે પણ જોયો. આ બે બનાવમાંના એક વખતે આપ, લુલિયા, દુલાલી, બિહારીચરણ વગેરે હાજર હત. એટલે તે વિષે વધારે ખુલાસો કરવાની જરૂર નથી.

"તે વખતે દિલ્હીમાં ખૂનો થયાં હતાં અને તેથી જે હાહાકાર મચી રહ્યો હતો તેજ બનાવ બિહારીચરણે ફત્તેહપુરમાં દેખાડવા માંડયો, અને તેથી અમોને કેટલો બધો ફાયદો થયો હતો, તેથી તો આપ માહિતગાર છો. દિલ્હીનાં ખૂનનું રહસ્ય જાણવાનો મ્હને વખત મળ્યો નથી, અને હવે મળે એવો સંભવ નથી, તો પણ હું એટલું તો ખાસ માનું છું. કે, તેમાં કપટી ગૌહરજાનનો મુખ્ય હાથ હોવા

જોઇએ. બિહારીચરણ તેની તપાસમાં છે, અને થોડા વખતમાંજ તે તેનું કપટ ખુલ્લું કરી બતાવશે.

"પરન્તુ ગૌહરજાન કોણ છે તેની મ્હને હજી સુધી બરાબર ખબર નથી. તેણે અમારાં દરેક કારસ્થાનોની બાતમીઓ નૂરજહાનને આપી હતી અને મ્હારા વિષે તેણે દૃઢ સંશય ઉત્પન્ન કર્યો હતો. ઈશ્વર કરશે ને તેના આ કૃત્યનું ફળ તેને જલ્દીજ મળી જશે, કિંવા મળી ગયું હશે. કારણ કે બિહારીચરણ બદલો લીધા વિના નિરાંતે બેસી રહે તેવો માણસ નથી.

"આપના જનાનખાનાની રોમાંચ ઉપજાવે તેવી નીચ વાર્તા કરવાની મ્હારી ઇચ્છા નથી; પરન્તુ તે વિષે સહજ ઈશારો કરી આપને વાકેફગાર કરવા એ હું મ્હારી ફરજ સમજું છું. તમારા જનાનખાનામાં હમ્મેશાં લગભગ આઠથી દસ હજાર સ્ત્રીઓ રહે છે. તેઓ સર્વ પતિવ્રતા હોય છે, એમ તો કહી શકાયજ નહિ તેમજ જનાનખાનામાં પરપુરૂષનો પ્રવેશ થતો નથી એમ કહેવું એ સત્યતાનું ખૂન કરવા બરાબર છે. કારણ કે, મશરૂરનો ખજાનો, જનાનખાનામાં છુપી રીતે દાખલ થતા આશકોના દ્રવ્યથીજ ભરેલો છે. દ્રવ્ય મળતાંજ મશરૂર આંધળો બની જાય છે. ગમે તેવાને જનાનખાનામાં જવા—આવવા દે છે, અને તેમને કોઇ જાતની હરકત કરતો નથી. જનાનખાનાના અંતર્ભાગમાં પોતાની પૂર્ણ નજર રહે એમ માની તે પોતાના હાથ નીચે એક માણસને લાવ્યો અને તેને સ્ત્રીનો વેષ પહેરાવી ગૌહરજાન નામ આપી જનાનખાનામાં દાખલ કર્યો. ત્યારથીજ ગૌહરજાન નામની દાસી પ્રસિદ્ધીમાં આવી છે. મ્હારા પર તે ખાસ નજર રાખતી હતી; પરન્તુ હું તે વાતથી અજ્ઞાત હતી; અગર જો મ્હને પહેલાંથી ખબર પડી ગઈ હોત તો તેની ક્યારનીયે મ્હેં યોગ્ય વ્યવસ્થા કરી દીધી હોત.

"નૂરજહાનના મનમાં મ્હારે માટે સંદેહ ઉત્પન્ન થયો છે એવી મ્હને અચાનક ખબર પડી. એટલુંજ નહિ પણ ખુદ બાદશાહ પણ મ્હારા વિષે શંકાશીલ બન્યો છે, એવું મ્હારા ધ્યાનમાં આવ્યું; કારણ કે એક વખતે તે મ્હને ફકીરના વેષમાં 'શીશમહાલ'માં લઇ ગયો હતો. ત્યાર પછી શું શું બન્યું, તેની હકીકત બિહારીચરણ કહેશે; પરન્તુ જ્યારે હું મોની મસ્જીદમાંથી બ્હાર નીકળી, ત્યારે મ્હને ખબર પડી કે, મ્હને મળેલો ફકીર તો ખુદ બાદશાહજ છે; કારણ કે મ્હારી આગળ તે ચાલ્યા કરતો હતો.

"તે દિવસથી મ્હેં નિશ્ચય કર્યો કે, હવે જનાનખાનામાં રહેવું શ્રેયસ્કર નથી. કારણ કે નૂરજહાન કયે વખતે મ્હારા પ્રાણનો નાશ કરે તે કલ્પી શકાય તેમ નહોતું. કેટલાંક વર્ષો પહેલાં મહા મહેનતે એક સંન્યાસી પાસેથી મ્હેં એક જાતનું અદ્દભુત વિષ મેળવ્યું હતું, અને તે વિષ હું હમ્મેશાં મ્હારી પાસે રાખતી હતી. તેનામાં ખાસ ગુણ એ હતો કે, તે લીધા પછી તરતજ માણસ બેશુદ્ધ થઇને મૃતપ્રાયઃ સ્થિતિમાં જમીન ઉપર પડી જાયઃ પરન્તુ ખરી રીતે તેનો જીવ જાય નહિ; ગંગીયા મારફત તેજ દિવસે મ્હેં બિહારીચરણને સમાચાર કહેવરાવ્યા અને શહેરની બ્હાર તે આવીને ઉભો રહ્યો. હું જાણતી હતી કે, નૂરજહાન મ્હારા પર ગમે તેટલી ગુસ્સે થાય તો પણ તે પ્રેમભાવ ધરાવે છે એટલે મરતી વખતે જો તેની પાસે મ્હારી અંત્યેષ્ટિવિધિ હિન્દુ પદ્ધતિ મુજબ કરવાની વિનંતિ કરીશ તો તે અમાન્ય કરશે નહિ; અર્થાત્ મ્હારો મૃતદેહ કિલ્લાની બહાર સ્મશાનમાંજ તે લઈ જવાનું કહેશે અને મ્હારી મુરાદ બર આવશે. આખરે ઇશ્વર-કૃપાથી મ્હારી ઇચ્છા મુજબજ બન્યું, જે વિષેનો વધારે ખુલાસો બિહારીચરણને પૂછી જોશો એટલે આપને માલૂમ પડશે.

"તે વિષ લેતાંજ માણસ ત્રણ દિવસ સુધી મુડદાની માફક પડી રહે છે. હું પણ તેવીજ સ્થિતિમાં ત્રણ દિવસ પડી રહી હતી. બિહારીચરણ અને દુલાલી મ્હારા મૃતદેહને એક ભગ્નમંદિરમાં લઈ ગયાં. ગંગીયા પણ ત્યાંજ હતી. તેઓના પ્રયત્નથી ત્રણ દિવસમાંજ હું જીવતી થઈ અને શુદ્ધિમાં આવી. ત્યાર પછી શું બન્યું તેની તો આપને ખબર છે.

"ભવિષ્યમાં હું આપને ક્યારે મળી શકીશ, એ વિષે નક્કી ખુલાસો કરી શકું એમ નથી. ઇશ્વર મ્હને જીવતી રાખશે તો આપના તખ્તનશીન થવાના દિવસેજ હું આપની મુલાકાત લઇશ. લુલિયાને હવે તમારા હાથમાં સોંપી છે, તેના તરફ મ્હારો કેટલો બધો પ્યાર છે, એ આપ જાણો છો; માટે આપ તેને હમ્મેશાં સુખમાં રાખી આનંદમાં રહેશો એટલે મ્હારા જીવને શાંતિ વળશે. છેવટે તમને આલોકમાં અક્ષયકીર્ત્તિ તેમજ પરલોકમાં સ્વર્ગીય સુખનો ઉપભોગ પ્રાપ્ત થાય એવો અંતઃકરણપૂર્વક હું આશીર્વાદ આપું છું.

"હવે એક છેલ્લી વિનંતિ છે. દુલાલી મ્હને બહુ વ્હાલી છે. બિહારીચરણ તમને ઉદયપુર પહોંચાડયા પછી મ્હારી પાસે ચાલ્યો આવશે તો પણ વખતો વખત તમારા સમાચાર લઇ આવવા માટે હું દુલાલીને તમારી પાસે મોકલીશ અને જ્યારે તેને હમ્મેશાંને માટે તમારી પાસે મોકલું ત્યારે તેના માટે કોઇ સારો વર શોધી કહાડી તેનાં લગ્ન કરી નાખશો અને હમ્મેશાં તમારા છત્ર તળેજ તેને રાખશો.

"હવે વધારે કહેવાનું કાંઇ નથી. ઇશ્વર પાસે એટલીજ પ્રાર્થના કરૂં છું કે, તમને ઉભયને ઇશ્વર સદાસર્વદા સુખી રાખે.

લુલિયાના દાદા ખુશીમાં છે અને તેમણે પણ તેને શુભાશીર્વાદ કહેવરાવ્યા છે."

જનની;—

સર્વમંગળા સંન્યાસિની."

પત્ર વંચાઈ રહ્યા પછી બન્ને જણાં થોડો વખત કાંઇ બોલ્યાં નહિ. પછી લુલિયા બોલી:—"આ ગૌહરજાન અને દિલ્હીનાં ખૂનોની તપાસ કરવા માટે તો બિહારીચરણ આપને નહિ છોડી ગયો હોય?"

"પણ તે ખૂનો સાથે આપણને શો સંબંધ?"

"કદાચિત હોય પણ ખરો!"

ખુર્રમ ચિંતાયુક્તસ્વરે બોલ્યો:—"હા, એમ હોવું સંભવિત છે. મનુષ્ય જીવનમાં અને તેમાં ખાસ કરી અમારા મોગલ દરબારમાં રહસ્યના ભંડાર ભરેલા છે! ગમે તેમ હોય, પણ બિહારીચરણ અને દુલાલીની શોધ મ્હારે કરવી જોઇએ. બન્ને જણાં અચાનક ગૂમ થઇ ગયાં છે તેથી આમાં પણ ગૌહરજાનની કપટજાળ નહિ હોય એમ કેમ કહી શકાય?"

શાહજાદાના શબ્દો સાંભળતાંજ લુલિયાનો ચહેરો નિસ્તેજ બની ગયો. તે બોલી:—"ત્યારે હવે કેમ કરીશું? ખરેખર, તેઓ માટે મ્હને ઘણું લાગી આવે છે. બિચારાંઓએ આપણે માટે એક ક્ષણ માત્રની પણ વિશ્રાંતિ નહિ લેતાં—"

"લુલિ, તે વિષે તું ચિંતા કર નહિ; હમણાંજ હું તેમની તપાસ માટે બંદોબસ્ત કરૂં છું. કદાચિત્ ગૌહરજાને તેમને ઠાર કર્યા હશે, તો હું તેને તેના આવા ઘોર અપરાધ માટે તેવીજ સજા કરીશ."

"પ્રાણનાથ! ગમે તેમ કરી તેમની શોધ કરો."

"હમણાંજ હું મહારાણાને તે વિષે કહું છું."

"તેઓ આટલામાંજ હશે. બહુ દૂર ગયાં નહિ હોય ધ્યાનપૂર્વક તપાસ કરવામાં આવશે તો તરતજ તેઓ મળી આવશે."

"વારૂ, ચાલ હમણાં હું તે કામ પાછળજ મંડુ છું."

એટલું બોલી શાહજાદો ત્યાંથી ચાલ્યો ગયો. બિહારીચરણ અને દુલાલીની બહુ તપાસ કરાવી; પરન્તુ તેમનો ક્યાંય પત્તો લાગ્યો નહિ.



## પ્રકરણ ૧૧ મું.

### પૈશાચિક રહસ્યનો સ્ફોટ.

રાજપૂતો શાહજાદાને ઠાઠમાઠ તથા આદરમાન સહિત ઉદયપુરમાં લઇ આવ્યા. ખુર્રમ તાજમહાલ સાથે સરોવરની મધ્યમાં આવેલા મનોહર મહેલમાં પોતાના દિવસો આનંદમાં ગુજારવા લાગ્યો. ત્યારપછી તે ત્યાં કેટલો વખત રહ્યો તે વાંચકોથી કાંઇ અજાણ્યું નથી.

યોગ્ય વખતે બાદશાહની છાવણીમાં આ વાત પહોંચી ગઇ. વળી ખુદ મહારાણાએ પણ બાદશાહને વાકેફગાર કરવા માટે પોતાના તરફથી પત્ર લઇને એક માણસને મોકલ્યો. આ બાતમીપત્ર ઉપર ગજસિંહ, અજીતસિંહ અને બીજા મુખ્ય મુખ્ય રાજપૂત વીરોએ સહી કરી હતી. બાદશાહને પત્ર મળતાંજ તેણે તે ફોડીને વાંચ્યો અને પછી સહજ હસ્યો; છતાં આ વખતે તેના ચ્હેરાપર વિષાદપૂર્ણ ગંભીરતા વિલસી રહી હતી. પત્ર વાંચીને તરતજ તેણે છાવણી ઉઠાવીને આગ્રા તરફ જવાનો હુકમ કર્યો.

એક સિપાહીને બોલાવી તેણે નૂરજહાનને પોતાની પાસે તેડી લાવવાનો હુકમ કર્યો. થોડા વખતમાંજ નૂરજહાન જહાંગીરની આગળ કુર્નિસ બજાવતી આવીને ઉભી રહી. બાદશાહે તેનો હાથ પોતાના હાથમાં લઇ તેને ગાદીપર બેસાડતાં "લે, આ વાંચ." એમ કહી તેના હાથમાં એક પત્ર આપ્યો. નૂરજહાન શાંત રીતે તે પત્ર વાંચી ગઇ. પછી બાદશાહના હાથમાં પત્ર પાછો આપતાં બોલી:—"હુજૂર! રાજપૂતોના પત્ર ઉપર શું આપ વિશ્વાસ ધરાવો છો?"

"કેમ, શા માટે નહિ? હું તેઓમાં સંપૂર્ણ વિશ્વાસ ધરાવું છું; કારણ કે રાજપૂતો જાન જાય તોપણ જૂઠું તો બોલતાજ નથી."

"હુજૂરની જીંદગી માટે કાંઇ દગાબાજી ન થાય તો ઠીક!"

"નૂરજહાન, ખુર્રમ અને રાજપૂતો એવું નીચતા ભરેલું કામ કરે એવો તું સ્વપ્નમાં પણ ખ્યાલ લાવીશ નહિ. તેઓને માટે મ્હને ખાત્રી છે, તો પણ"

"તો પણ શું?"

જહાંગીર સહજ હસીને બોલ્યો:—"તું કાંઇ પણ છળપ્રપંચો કરી—"

જહાંગીરના આટલા ખરા યા ખોટા શબ્દો સાંભળતાંજ નૂરજહાનની આંખમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. દીનવાણીએ તે બોલી:—"હુજૂર, હજી પણ આપને મ્હારો પ્રેમ શંકાશીલ જણાય છે?"

"નહિ. મ્હારા મનમાં તેવું કયારેય આવ્યું નથી, અને આવશે પણ નહિ. માત્ર એટલું ખરૂં કે, ત્હારા મનની લાગણીઓ શહેરિયાર તરફ વિશેષ ખેંચાતી હોવાને લીધે તેને માટે તું—"

"હુજૂર, આપના સોગંદ ખાઇને કહું છું કે, આપની જીવિતા-

વસ્થામાં તેને સિંહાસનપર બેસાડવાની હું ક્યારેય ખટપટ કરીશ નહિ."

"અને પછી ?"

"પછી ? હુજૂર, આપની પાસે મ્હારે શા માટે વાત ગુપ્ત રાખવી જોઇએ ? પરન્તુ આપની પહેલાંજ મ્હારૂં મૃત્યુ આવે એવું હું ઇચ્છું છું. દુર્દૈવને લીધે તેમ નહિ બને તો—આપની પછી શહેરિયારજ રાજગાદીપર બેસશે."

"કેમ, તેનો મ્હોટો ભાઇ હયાત છેને ? કાયદેસર તેનેજ રાજગાદી મળવી જોઇએ."

"આપ કહો છો તે ખરૂં છે, પણ તેમ થશે તો મોગલ સામ્રાજ્યનો નાશ થશે અને તે રાજપૂતોના હાથમાં જઇને પડશે."

"નૂરજહાન, તને ખબર છે કે, આ મોગલ સામ્રાજ્ય મહાબુદ્ધિમાન્ શહેનશાહ અકબરના વખતથી રાજપૂતોની મદદથી જ ટકી રહ્યું છે ?"

"હા, તે વાતથી હું માહિતગાર છું: પરન્તુ મ્હારા કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે, ખુર્રમ બાદશાહ થવાથી રાજપૂતો જે અત્યાર સુધી મોગલ સામ્રાજ્યના દાસ હતા, તે ધણી થઇ પડશે— ખુર્રમ તેમના હાથમાં એક પુતળાની માફક નાચ્યા કરશે !"

બાદશાહ હસીને બોલ્યોઃ—"ચાલ, તે વાત જવા દે. મોગલ સામ્રાજ્યનું ભવિષ્યમાં શું થશે, તેની ચિંતા અત્યારથી જ આપણે શા માટે કરવી જોઇએ. વારૂ, પણ હું તને એક પ્રશ્ન પૂછું છું."

"પૂછો."

"પરવેઝનું ખૂન કોણે કર્યું ?"

નૂરજહાન એક નાગણની માફક ક્રોધાવેશમાં આવી જઇ, માથું ઉંચું કરી જહાંગીરના મ્હોડા તરફ જોઇ રહી અને તે પણ તેની

તરફ તીક્ષ્ણ નજરે જોઇ રહ્યો. આવી રીતે બન્ને જણાં થોડા વખત સુધી મૌન બેસી રહ્યાં. પછી નૂરજહાન ગુસ્સાથી બોલીઃ—"હુજૂર! શું આપ એમ કહો છો કે, મ્હેં તેનું ખૂન કર્યું?"

જહાંગીર ગંભીર મુદ્રાથી મૃદુસ્વરે બોલવા લાગ્યોઃ—"નહિ—નહિ, ત્હારે એવું મનમાં લાવવાની જરૂર નથી. હું જાણું છું કે, તું આવું નીચ કર્મ કદાપિ કરે નહિ. તપાસને અંતે મ્હને એટલી ખબર મળી છે કે, શાહજાદો પોતાના તંબૂમાં કેટલીક સ્ત્રીઓ સાથે વિલાસમાં મગ્ન હતો; તે વખતે મોગલ સૈન્યમાં તેની ગેરહાજરીને લીધે ન્હાસભાગ થવા લાગી અને જ્યાં ત્યાં ગડબડ મચી રહી. એ વખતે તેની પાસે જે વિલાસિનીઓ હતી તે પણ તેને છોડી જ્યાં ત્યાં ન્હાસી ગઈ. માત્ર એકજ યુવાન સ્ત્રી તેની પાસે રહી હતી. વારૂ, તે કોણ હતી?"

બાદશાહ તીક્ષ્ણ નજરથી નૂરજહાનના તરફ જોતો જ હતો. નૂરજહાન મૃદુસ્વરે બોલીઃ—"આપને જેટલી ખબર છે તેટલી જ મ્હને છે. તે યુવાન સ્ત્રીએ દારૂમાં ઝેર ભેળવી શાહજાદાને પાઇ દીધું."

"હકીમે પણ શાહજાદાના મૃતદેહની પરીક્ષા કર્યા પછી એમ જ કહ્યું છે."

"આ બાબતમાં મ્હેં ઘણી તપાસ કરી જોઈ છે; પરન્તુ તે સ્ત્રી કોણ હતી, તે વિષે હું ખરો ખુલાસો મેળવી શકી નથી અને તેથી હજી પણ મ્હેં તેની તપાસ ચાલુ રાખી છે."

"તે સ્ત્રીને શહેરિયારે તો મોકલી નહિ હોય?"

"નહિ, બિલકુલ નહિ."

"શાહજાદીએ?"

"હુજૂર ! આપ આ શું બોલો છો ?"

"ચાલ, જવા દે વાત. મરનાર મરી ગયો; હવે વધારે તપાસ કરવાથી શો ફાયદો ? હું જાણું છું કે, પરવેઝની વિલાસિનીઓમાં શત્રુનો અભાવ નહોતો. તેણે અનેક સુખી દંપતિઓના સુખનો અનેક વેળા નાશ કર્યો છે એટલે તે માંહેલી એકાદ સ્ત્રીએજ આ કામ કરેલું હોવું જોઇએ.

"હું પણ એમજ ધારૂં છું."

"ઠીક છે, પણ ત્હારો એક પત્ર આવ્યો છે."

"કોનો મ્હારો ?"

"હા, પત્ર છે, પણ તે તને બતાવવો, એવી તેમાં વિનંતિ કરેલી છે."

નૂરજહાન આશ્ચર્યચકિત બની જહાંગીરના ચ્હેરા તરફ જોઇ રહી. બાદશાહે તે પત્ર તેના હાથમાં મૂકયો. તેણે તેને બરાબર નિરખીને જોયા પછી અજાયબ બની પૂછ્યું:—"ત્યારે શું જુલેખાં મરી નથી ગઇ ?"

"નહિ, તે જીવતી છે. ધોળે દહાડે ત્હારી આંખમાં ધૂળ નાખી તને તે બનાવી ગઇ એ તેની બહાદુરી છે !"

નૂરજહાન બાદશાહના બોલવા તરફ ધ્યાન નહિ આપતાં વ્યગ્રતાથી પત્ર વાંચવા લાગી. પત્રમાં જુલેખાંએ નીચે પ્રમાણે લખ્યું હતું:—

"જહાંપનાહ !

હું ઘણા દિવસ સુધી જનાનખાનામાં રહી છું. નૂરજહાનની હું વિશ્વાસુ દાસી હતી, એ વાતથી આપ માહિતગાર છો; પરન્તુ મ્હારા ગત જીવનથી આપ અપરિચિત છો. માત્ર નૂરજહાન સિવાય બીજું કોઈ તે વાત જાણતું નથી. આજે આ શોકતાપપૂર્ણ સંસારમાંથી

હું હમ્મેશાંને માટે વિદાયગીરી લઉં છું; માટે મ્હારો ગત ઇતિહાસ આપને જણાવવાની મ્હને ઇચ્છા છે. આપનો અમૂલ્ય વખત નકામો નહિ જવા દેતાં, થોડા શબ્દોમાંજ હું મ્હારું વૃત્તાંત આપને કહું છું.

"શેર અફઘાને મ્હારા પતિને ઠાર કરી મ્હને તેની પત્નીની દાસ બનાવી અને મ્હારા વૃદ્ધ સસરાને જોરજુલ્મથી મુસલમાન બનાવ્યા. ત્યાર પછી મ્હારા સસરા મ્હારી ન્હાની પુત્રીને લઇ ક્યાંય દૂર દેશાવર ચાલ્યા ગયા. તેમની સાથે અમારો જુનો નોકર બિહારીચરણ અને શ્યામા પણ ગયાં.

"ઇશ્વરે આપના હાથેજ, શેર અફઘાનને તેણે કરેલાં કૃત્યોની શિક્ષા કરાવી. તેણે મ્હારા પતિને મારી જબરદસ્તીથી મ્હને તેની સ્ત્રીની દાસી બનાવી છે. હું નૂરજહાનની દાસી હોવાથી તેની સાથે આગ્રે આવીને જનાનખાનામાં ઘણા દિવસ રહી—હું સુખચેનમાં રહેવા લાગી તો પણ થયેલા અપમાનનું વૈર લેવાનો સંકલ્પ હું ભૂલી નહોતી. વર્ધમાન છોડતી વખતે મ્હેં પ્રતિજ્ઞા કરી હતી કે, ગમે તેવાં જોખમો ખેડવાં પડે તો હરકત નહિ, પણ એક વખત મ્હારી પુત્રીને હું દિલ્હીની મુખ્ય બેગમ બનાવીશ અને નૂરજહાનને તેને પગે પડવાનો વખત લાવીશ.

"મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે. સલાબતખાન નામ ધારણ કરી મ્હારા સસરા ઘણાં વર્ષ થયાં ફત્તેહપુરમાં રહેતા. અમારો વૃદ્ધ નોકર તથા બાઇ મહમ્મદજાન અને હમિદા નામ ધારણ કરી તેમની સાથે રહેતાં હતાં. તેઓ ત્રણે જણાંએ મ્હારી પુત્રીનું યથાર્થ રીતે લાલનપાલન કર્યું. થોડા દિવસ પહેલાંજ શાહજાદાનાં અને મ્હારી પુત્રીનાં લગ્ન થઈ ગયાં છે. આપ જે વખતે ફત્તેહપુરમાં હતા તે વખતે શાહજાદો પણ ત્યાં મૌજૂદ હતો. એટલુંજ નહિ, પણ આપે

તેને એક વખતે જોયો હતો—જનાનખાનાનો ભયંકર દેખાવ આપે જોયો તેમાં તે મુખ્ય નાયક હતો !

" મ્હેં સાંભળ્યું છે કે, ફત્તેહપુરને જમીનદોસ્ત કરવાનો આપે હુકમ કર્યો છે. પરન્તુ મ્હારી આપને સલાહ છે કે, પૂર્વજોની કીર્ત્તિને આવી રીતે નષ્ટ કરવી એ આપના જેવા શહેનશાહને યોગ્ય લાગતું નથી. ખરી રીતે જોવા જતાં ભૂતપ્રેતનું અસ્તિત્વ ત્યાં છેજ નહિ. અમારો નોકર બિહારીચરણ બહુરૂપી છે. અનેક પ્રકારનાં પશુ પક્ષીની બોલીઓ તેમજ એકી વખતે હજાર પાંચસો માણસનો એકત્રિત અવાજ કહાડવાની તેનામાં અજબ શક્તિ છે. આપ આશ્ચર્ય-ચકિત થયા હતા, તે તેના પ્રતાપથીજ. બાકી વસ્તુતઃ કાંઇ નહોતું.

" આ પત્ર બેગમ નૂરજહાનને બતાવશો. હું જાણું છું કે, મ્હારી સાથે તે સગી બ્હેન જેવો પ્રેમ ધરાવે છે. તેનું અનિષ્ટ કર-વાનો મ્હેં ક્યારેય પ્રયત્ન કર્યો નથી. મ્હેં જે કાંઇ કર્યું હોય અને બોલી હોઉં, તો તે માત્ર મ્હારી પુત્રીને બેગમ બનાવવા માટે જ હતું. તેમાં તેનું કાંઇ પણ અનિષ્ટ થયું નથી અને થશે પણ નહિ. મ્હારી પુત્રી તેને પોતાની માતા પ્રમાણેજ માનશે. તે છતાં તેને મ્હારો કોઈ વિશેષ અપરાધ જણાતો હોય તો બે હાથ જોડીને હું તેની પાસે ક્ષમા માંગી લઉં છું અને આશા રાખું છું કે, દુઃખી, હતભાગી, અને જાત, દેશ, ધર્મ પતિ, ગૃહ, ધન, એ સર્વથી વંચિત થયેલી મ્હારા જેવી અનાથ સ્ત્રીને તે સહૃદય સુંદરી ક્ષમા આપ્યા વિના રહેશે નહિ !

" હવે એકજ વાત કહેવાની બાકી રહી છે. ગૌહરજાન નામનો એક ભયંકર જાસુસ સ્ત્રીવેષધારી પુરૂષ—ઘણા દિવસ થયાં આપના જનાનખાનામાં રહે છે. જ્યાં સુધી તેના વિષે સંપૂર્ણ તપાસ રાખી

બંદોબસ્ત નહિ કરો ત્યાં સુધી દિલ્હીમાં થતાં ખૂનો બંધ પડશે નહિ, તેમજ જનાનખાનાનું અને મોગલ દરબારનું કલંક દૂર થશે નહિ.

"છેવટે ઇશ્વર પાસે કાયા—વાચા અનેમનથી પ્રાર્થના કરૂં છું કે, તે આપને દીર્ઘાયુષ્ય બક્ષે અને આપ સુખથી રાજકારભાર ચલાવો. મ્હારી પુત્રી કાંઇ આજે જ બેગમ થવાને માટે ઉત્કંઠિત બનેલી નથી. એટલું યાદ રાખશો; એજ વિનંતિ.

લિ. અભાગિની

ઝુલેખાં"

પત્ર વંચાઇ રહેતાંજ જહાંગીરે પ્રશ્ન કર્યો:—"કેમ, ક્ષમા ?"

નુરજહાન બોલી:—"ખુદાના સોગંદ ખાઇને કહું છું કે, મ્હેં તેને અંતઃકરણપુર્વક ક્ષમા આપી છે. ભલે બિચારી ગમે ત્યાં સુખી રહે."

"વાહ ! એમજ જોઇએ."

## પ્રકરણ ૧૨ મું.

### પઠાણોના પંઝામાં બિહારી.

ઘણી તપાસ કરવા છતાં બિહારીચરણ અને દુલાલીનો પત્તો મળ્યો નહિ તેનું ખાસ કારણ હતું; કારણ કે રાજપૂત સૈનિકો જય-જયકાર કરતા પર્વતની તળેટી તરફ આવવાની શરૂઆત કરતા હતા તે વખતે બિહારીચરણની તીક્ષ્ણ દષ્ટિ ઘોડાપર બેઠેલા ફકીરરૂપી ગૌહરજાન તરફ એક સરખી લાગી રહી હતી. થોડા વખતમાંજ ઘોડાપરથી કૂદકો મારી પહાડ ચઢતાં તેણે ફકીરને જોયો. ફકીર તો

ગભરાટથી આમતેમ ન્હાસવા લાગ્યો અને તેના પગ સરકવાથી ઘસડાતો ઘસડાતો તે નીચે ખીણમાં ગબડી પડયો અને મરી ગયો.

આ ફકીર ગમે તે હોય, પણ તેને દૃષ્ટિપથમાં દૂર જવા દેવો ઇષ્ટ નથી એમ ધારી બિહારીચરણ એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ત્યાંથી ઉપડ્યો. શાહજાદાને 'જાઉં છું' એટલા શબ્દો કહેવાનો પણ તેને અવકાશ મળ્યો નહિ.

ફકીર કયી બાજુ ન્હાસી ગયો એ સમજવું મુશ્કિલ હતું. કારણ કે પર્વત ઉપર દોડીને તેને પકડી શકાય એમ નહોતું. જ્યાં ત્યાં ગીચ ઝાડી આવેલી હતી, તેથી તેમાં જો કોઇ સંતાઈ રહે તો તેને શોધી કહાડવાનું કામ અશકય હતું; પરન્તુ બિહારીચરણે પોતાની આખી જીંદગી તેવાંજ સ્થળોમાં ગુજારેલી હોવાથી તેની પૂંઠ પકડવામાં તેને હરકત પડી નહિ. એક ઝાડપરથી બીજા ઝાડપર ચ્હડીને ક્યાંયથી પણ તેનો પત્તો મળે છે કે નહિ, તેની તે તપાસ કરવા લાગ્યો.

બિહારીચરણ સ્વગત વિચારવા લાગ્યો કે " ખરેખર, લલિતાએ તો તેની પૂઠ છોડેલી હોવી જોઇએ નહિ. નહિ તો એકાએક કેમ અલોપ થઇ જાય ? તેને ન્હાસી જવાનું કોઇ ખાસ કારણ નહોતું; કારણ કે જે સ્થળેથી તે નાઠો તે સ્થળે માણસનું ચિન્હ દેખાતુંજ નહોતું." આમ વિચાર કરતો કરતો બિહારીચરણ સામેના એક પહાડના શિખરપર ઉભો રહી આસપાસનો પ્રદેશ જોવા લાગ્યો. મહમ્મદ તકી પોતાનું સૈન્ય લઇ જતો દેખાતો હતો. તેના લશ્કરનો દેખાવ ચિત્રમાં દોરેલી વાંકી ચૂંકી લીંટીના જેવોજ દેખાતો હતો.

બિહારીચરણ એકાએક સ્તંભિત થઇ ગયો. કાન દઇને સાંભળવા લાગ્યો અને પછી ઘણીજ ચપળતાથી છલંગો મારતો મારતો તે એક ગીચ ઝાડી આગળ જઇ પહોંચ્યો. ત્યાં એક ભયંકર દેખાવ તેની નજરે પડયો.

દુલાલીએ ફકીરનો પગ પકડયો હતો તેથી તે મ્હોટેથી બૂમો પાડતો હતો. દુલાલી ઝાડના થડની બખોલમાં ભરાઈ ગઇ હતી અને ત્યાંથી ફકીરનો પગ ખેંચતી હતી એટલે ફકીર પોતાનો પગ કોણ ખેંચે છે એ જોઇ શકતો નહોતો. તેની બૂમોનો અવાજ સાંભળી બિહારીચરણ ત્યાં જઇ પહોંચ્યો. દુલાલીના હાથમાંથી છૂટવા માટે ફકીરે ઘણી ખેંચતાણ કરી જોઇ, પણ તેમાં તે ફાવી શકયો નહિ. એટલે કમ્મરમાં છુપાવેલી છુરી તેણે બ્હાર કહાડી અને બખોલની અંદર મારવા ગયો એટલામાં તો બિહારીચરણે ત્યાં જઇ પહોંચી તેના હાથપર લાકડીનો ફટકો માર્યો. ફકીરના હાથમાંથી છુરી પડી ગઈ. દુલાલીએ તેનો પગ છોડી દીધો અને બખોલમાંથી તે બ્હાર આવી. ફકીર ઉઠીને ઉભો થયો અને બિહારીચરણ સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યો. બિહારીચરણની લાકડી નજીકમાં પડી હતી તે દુલાલીએ ઉંચકી લીધી અને તેનાથી એવા તો જોરથી ફકીરના વાંસામાં ફટકો માર્યો કે, ફકીર અને બિહારીચરણ બન્ને જણા નીચે જમીન ઉપર પટકાઇ પડયા !

બિહારીચરણને નીચો પાડવાની દુલાલીની ઈચ્છા નહોતી, પણ તે શું કરે ? ફકીરે તેને કમરમાંથી મજબૂત પકડેલો હોવાથી તે પણ તેની સાથે જમીન ઉપર પટકાયો. દુલાલી આગળ આવી અને બિહારીને ઉઠાડવા લાગી; એટલામાં બે મહા બળવાન્ પઠાણો ત્યાં આવી પહોંચ્યા અને બિહારીને બાંધવા લાગ્યા. દુલાલી આ દેખાવ જોતાં જ ત્યાંથી સટકી ગઇ અને ઝાડીમાં અદૃશ્ય થઇ ગઇ. પઠાણોનું તેના તરફ ધ્યાન ખેંચાયું નહિ. તેઓ તો બિહારીને બાંધવાજ લાગ્યા. પોતાનું કામ પૂર્ણ થતાંજ ફકીરની મદદથી તેઓ તેને લઇને ચાલવા લાગ્યા. આ બધો બનાવ દુલાલી એક ઝાડ ઉપર ચ્હડીને જોયા કરતી હતી.

નજીકના જંગલમાં ત્રણ ચપળ ઘોડાઓને કોઇ દેખે નહિ તેવા સ્થળે બાંધી રાખવામાં આવ્યા હતા. પઠાણોએ બિહારીને એક ઘોડાના પેટ સાથે જકડીને બાંધી લીધો અને પછી તેઓ પોતાના ઘોડા-પર ચ્હડીને ચાલવા લાગ્યા. બીજો ઘોડો ફકીરને બેસવા માટે આપ્યો. ઘોડાપર બેસતાં બેસતાં તે બોલ્યોઃ—“ અરે ! પેલી બદમાશ છોકરી ક્યાં છે ? ”

“ અમને તો તે ક્યાંય દેખાઇ નહિ ! ” એક પઠાણે જવાબ આપ્યો.

“ તે ત્યાંજ હતી. ઝાડની બખોલમાંથી તેજ મ્હારો પગ ખેંચતી હતી ! ”

બીજો પઠાણ બોલ્યોઃ—“ હું તો ધારૂં છું કે, તે વાંદરી હશે. જુઓને, અહીં કેટલાં બધાં વાંદરાંનાં ટોળાં નજરે પડે છે ! ”

ફકીર ગુસ્સાથી બોલ્યોઃ—“ બેવકૂફ ! શું હું આંધળો હતો ? ! ”

પહેલો પઠાણ બોલ્યોઃ—“ હુજૂર ! આવી નકામી વાતોમાં વખત ગુજારવાની હમણાં જરૂર નથી; આપણે આમ વખત લગાડીશું તો નાહક પકડાઇ જઇશું; માટે જલ્દી ચાલો. ”

“ હા, તું કહે છે તે બરાબર છે; ચાલો ત્યારે. ”

“ ક્યાં જઇશું ? ”

“ જ્યાં રજપૂતો ન હોય ત્યાં. ”

“ ઠીક છે, ત્યારે તો આ બાજુ ચાલો. ”

તેઓએ ઘોડાઓને દોડાવી જેમ બને તેમ જલ્દી ન્હાસી જ-વાનો પ્રયત્ન કરી જોયો; પરન્તુ તેમાં તેઓ ફાવ્યા નહિ. કારણ કે, અરવલ્લીના પહાડોમાં ઘોડા દોડાવવાનું કામ ઘણુંજ જોખમભરેલું હોય છે. ચઢાવ ઉતારવાળા પ્રદેશમાં ઘોડા દોડાવતાં જીવ જવાનો વધારે

સંભવ હોય છે! અર્થાત્ ઇચ્છા હોવા છતાં પણ તેઓ ઘોડાને પૂરપાટ દોડાવી શક્યા નહિ. આથી દુલાલીને ઘણો ફાયદો થયો. ઝાડપરથી ઉતરી તે એક ખડક પાસે જઇને ઉભી રહી અને ત્યાં પડેલા પથ્થરની નીચેથી તેણે વસ્ત્રો કહાડી પોતાનો વેષ બદલી લીધો. તેનો ઘોડો નજીકમાંજ ચરતો હતો તેને પકડી તે ઘોડાપર બેઠી અને ફકીર તથા પઠાણો જે રસ્તેથી ગયા હતા, તે રસ્તે એ ચાલવા લાગી. થોડા વખતમાં જ તે ત્રણે જણા તેને દેખાયા.

જે વખતે મહારાણો શાહજાદાની સાથે વાર્તાચિત કરતો બેઠો હતો તે વખતે ફકીર અને તેના પઠાણો બિહારીચરણને લઇ ઘણે દૂર નીકળી ગયા હતા. તેઓની પૂંઠ પકડી તપાસ રાખવાની જરૂર હોવાને લીધે દુલાલી બિહારીચરણના સમાચાર લુલિયાને પહોંચાડી શકી નહોતી.

તે ત્રણે જણાઓ બોલ્યા ચાલ્યા વિના શાંત રીતે રસ્તો કાપતા હતા. બિહારીચરણને ઘોડાના પેટ સાથે બાંધેલો હોવાથી તેને ઘણું દુઃખ થતું હતું; પરંતુ લાચાર. આ વખતે તે દુશ્મનના હાથમાં બરાબર સપડાઇ ગયો હતો. તેની આખી જીંદગીમાં આવી સ્થિતિમાં તે કયારેય મૂકાયો નહોતો. ફકીર તરફ જોઇને તે મનમાં ને મનમાં બડબડતો હતો કે, "બચ્ચા, યાદ રાખજે તને પણ કોઇ વખતે સૂંઠનો સ્વાદ ચખાડીશ."

જનશૂન્ય મારવાડની ભુમિ ખલ્લાસ થવા આવી. ઘણે છેટે એક ગામ દેખાવા લાગ્યું. તે જોઇ એક પઠાણ બોલવા લાગ્યો:—"જાન, આ બુઢ્ઢાને લઇ જવાથી શું ફાયદો છે?"

"અરે, બુઢ્ઢોજ બધા નાશનું મૂળ છે."

"કદાચિત તેમ હશે; પરન્તુ નૂરજહાન બેગમે આને પકડી લાવ-વાનું કદાપિ કહ્યું નથી."

"બેવકૂફ, એટલું પણ સમજતો નથી કે, આને જોવાથી બેગમ-સાહેબાને ખ્યાલ થશે કે, આપણે શાહજાદાને પણ પકડયો હતો અને મહમ્મદ તકી સાક્ષી પૂરશે કે, રાજપૂતો આવ્યા ન હોત તો તે અમારા હાથમાંથી છૂટી શકયોજ ન હોત અર્થાત્ આપણને સોંપેલું કામ આપણે પાર પાડેલું સિદ્ધ થશે અને ઇનામ મળવામાં કોઇ જાતનો વાંધો રહેશે નહિ."

"હા, આપ બરાબર કહો છો. આને હાજર કર્યા સિવાય બે-ગમસાહેબાની ખાત્રી કેવી રીતે કરી શકાય ?"

"વારૂ, પણ આપણે આને આવી રીતે બાંધીને લઇ જઇએ છીએ એટલે ગામના લોકોમાં ગડબડ મચી રહેશે એનો તમને ખિયાલ છે ?"

"તું બરાબર કહે છે. તે બેવકૂફને છુટો કરો અને તમારા બેમાંથી એક જણ તેને તમારી સામે બેસાડો. તે ન્હાસી જાય એવું તો છેજ નહિ."

"વારૂ, તે ન્હાસી ન જાય અને ગામનાં માણસોને એકઠાં કરી ધાંધળ મચાવી મૂકે તો ?"

"તો પછી જોઇ લઇશું. તેને ઠાર કરી ન્હાસી જતાં કયાં વાર લાગે છે ?"

"હા, બરાબર છે. તેવો પ્રસંગ આવ્યે તો તેમ કર્યા વિના છુટકો નથી."

તેઓએ પોતાના ઘોડાઓ ઉભા રાખ્યા અને નીચે ઉતરી તેમણે બિહારીચરણને છોડયો. બંધનમાંથી મુક્ત થતાંજ બિહારીએ એક દીર્ઘ

નિઃશ્વાસ મૂક્યો. તે જોઇ ફકીરે તેના તરફ આંખો કહાડતાં કહ્યું:—
લુચ્ચા, તું કેવો બદમાશ છે, તે હું સારી પેઠે જાણું છું."

બિહારીચરણ ધીમા અવાજે બોલ્યો—"હુજૂર! આપ જે કહો તે ખરૂં!"

"ગધેડા, ચુપ રહે. જો, હું કહું છું તે સાંભળ."

"કહો, આપની શી આજ્ઞા છે?"

"જો હવે તને અમે અહીંથી આગ્રાના મોગલ દરબારમાં લઇ જવાના છીએ—"

"વાહ! બહુ મઝાની વાત. આપનો હું ઘણો આભાર માનું છું કે આપની કૃપાથી શહેનશાહ બાનુનાં મ્હને દર્શન થશે."

"બેવકૂફ, ત્યાં ગયા પછી એક પણ શબ્દ બોલ્યો છે તો ત્હારી જીભ કૂતરા પાસે ખેંચાવી કહાડીશ, સમજ્યો? તે વખતે ત્હારે મ્હારા હુકમ મુજબ વર્તવું પડશે."

"હું જરૂર, આપ કહેશો તેમ કરીશ."

"ઠીક છે. ચાલ આ માણુસની આગળ ઘોડાપર બેસ અને ગામમાંથી પસાર થતાં જરાપણ ચૂં કે ચાં કરી છે તો તને ત્યાંજ ઠાર કરી અમે ચાલ્યા જઇશું."

"ખુદાના સોગંદ ખાઇને કહું છું કે, હું તેમ કરીશ નહિ."

"અરે, પણ તું તો હિન્દુ છે ને ખુદાના કસમ ખાય છે?"

"જનાબ, સંકટ સમયે માણુસ ઇશ્વરનું ખરૂં નામ પણ ભૂલી જાય છે!"

તેઓ ત્રણે જણા ખડખડ હસવા લાગ્યા. થોડા વખત પછી "ચલ સાલા" એમ બોલી એક પઠાણ તેને ધક્કા મારવા લાગ્યો અને પછી તેણે તેને પોતાની આગળ ઘોડાપર બેસાર્યો. તરતજ ત્રણેના ઘો-

ડાઓ આગ્રા તરફ દોડવા લાગ્યા. બિહારીચરણ મનમાં બોલવા લાગ્યોઃ—
"બચ્ચાઓ, થોડો વખત સબુર કરો. પછી બેવકૂફ, ગધેડા અને
કૂતરાનો સ્વાદ ચખાડું છું!"

એક ઘોડાપર બે માણસોને બેઠેલા જોઇ ગામના લોકો આશ્ચર્યથી તેમના તરફ જોવા લાગ્યા. કોઈ કોઇ કહેતા કે, "બુઢ્ઢાથી ચાલી શકાતું નહિ હોય એટલે આ મુસલમાનોએ દયા ખાઇ તેને ઘોડાપર બેસાડયો હશે!"

આવી રીતે ગામ પસાર કરી બ્હાર નીકળીને ફકીર પોતાના ઘોડાને બિહારીચરણની પાસે લાવ્યો અને તેના ગાલપર એક તમાચો મારતાં બોલ્યોઃ—"જો, દરેક ગામમાંથી જતી વખતે આવી રીતેજ વર્તજે, નહિ તો ઠાર થઇ જઇશ!"

---

## પ્રકરણ ૧૩ મું.

---

### દુલાલીનું દૌત્ય.

---

રસ્તે જતાં બીજી કોઇ જાતની હરકત પડી નહિ. આવી રીતે મુસાફરી કરતાં તેમને ઘણાં ગામોમાંથી પસાર થવું પડયું; પરન્તુ બિહારીચરણે તે વખતે પોતાના મ્હોડામાંથી એક શબ્દ પણ ઉચાર્યો નહિ. તેના આવા વર્તનથી ફકીરને ઘણો સંતોષ થયો. તેમાંથી વળી રાજપૂતાનાની હદ તે વટાવી ગયો હતો એટલે તેનામાં વિશેષ જોર આવ્યું. કારણ કે હવે તેને કોઇ જાતનો ભય નહોતો. બધી સત્તા તેના હાથમાં આવી ગઇ હતી!

લગભગ સંધ્યાકાળ થવા આવ્યો એટલે તેઓ એક મુસાફર-ખાનામાં જઇ પહોંચ્યા. તપાસ કરતાં જણાયું કે, મહમ્મદ તકી તેમની પહેલાંજ ત્યાં આવીને દાખલ થયો હતો. ફકીર કમભાગ્ય બિહારીને ધક્કા મારતો મારતો સેનાપતિની પાસે લઇ ગયો. બિહારીને જોતાંજ સેનાપતિએ આશ્ચર્ય પામી પૂછયું:-"આ કોણ છે?"

ફકીરે જવાબ આપ્યો:-"આ માણસ શાહજાદાની સાથે હતો; એટલે તેને પકડી લાવ્યો છું."

"તેને પકડવાથી શો ફાયદો થવાનો હતો?"

"સાહેબ, તમે એટલો પણ વિચાર કરી શકતા નથી, કે તેને જોતાંજ બેગમસાહેબા ને આપણે ઉઠાવેલી તકલીફની ખાત્રી થશે."

મહમ્મદ તકીને જે કામ સોંપવામાં આવ્યું હતું, તેમાં તે ફત્તેહ પામ્યો નહોતો એટલે તેને પાછું ફરવું પડયું હતું. અર્થાત્ પહેલે-થીજ તે ગુસ્સામાં હતો. ફકીરના શબ્દો સાંભળતાંજ ક્રોધાવેશમાં આવી તેણે કહ્યું:-"જા, તું ત્હારૂં ફોડી લે."

ફકીરે પોતાની ભ્રુકુટી વક્ર કરતા મહમ્મદ તકીનો નાશ કરવાની પોતાના મનમાં પ્રતિજ્ઞા કરી. વિશેષ કાંઇ નહિ બોલતાં હતભાગી બિહારીચરણને લઇ તે પાછો ફર્યો અને મુસાફરખાનાના એક ખુણામાં તેને બેસાડી એક પઠાણને આજ્ઞા કરતાં તે બોલ્યો:—" જુઓ, આ-નાપર બરાબર ધ્યાન રાખજો, નહિ તો બધાને હાથતાળી આપી ક્યાંય ચાલ્યો જશે તો આપણી બધી મહેનત પાણીમાં જશે."

સિપાહીઓ પોતપોતાની રસોઇ કરવા માટે જૂદાં જૂદાં સ્થળે મશગૂલ બની ગયા હતા. મુસાફરખાનાના વચલા ચોગાનમાં તેઓના ઘોડાઓને બાંધવામાં આવ્યા હતા. કેટલાક માણસો તેમને પાણી પીવડાવતા હતા ત્યારે કેટલાક ઘોડાઓને મ્હોડે તોબરો બાંધી ચણા

ખવડાવતા હતા. સૌ કોઈ પોત પોતાના પેટને ભાડું આપવા માટે પ્રયત્ન કરતું હતું; પરન્તુ આપણા બિહારીચરણની ખબર લે એવું ત્યાં કોણ હતું ? કોઇ નહિ. તેણે પોતાના માથાપરની પાઘડી કહાડી અને તેને પહોળી કરી ઓઢીને સૂઈ ગયો. એક સિપાહી તેની નજીકમાં બેસી તેની તપાસ રાખતો હતો. બિહારીચરણ જાણતો હતો કે ચારે બાજૂએ સિપાહીઓ ખાવા પીવામાં મશગૂલ બન્યા છે એટલે તેઓમાંથી પસાર થઇને ન્હાસી જવું મુશ્કેલી ભર્યું છે અને તેમાંય વળી જો એકાદ માણસ બૂમ પાડી જણાવી દે તો પછી ભીમકાય પઠાણના હાથમાંથી જીવતા છૂટી શકાશે જ નહિ. આવી રીતે વિચાર કરતો કરતો તે ખુણાની અંદર પડી રહ્યો.

એકાએક ધરતીકંપ થયો હોય તેમ બધા સિપાહી એક બીજાના મ્હોડા તરફ જોવા લાગ્યા. કેટલાક ઉઠીને ઉભા થયા. એક પઠાણ સિંહગર્જના કરતો બોલ્યો:—"કેમ જાનમહમ્મદ, મ્હને શા માટે ગાળો આપે છે ?"

જાનમહમ્મદ પઠાણથી ઘણે દૂર બેઠો બેઠો રોટલી ખાતો હતો તે તેને પ્રત્યુત્તર આપે તે પહેલાંજ પઠાણ પુનઃ બોલી ઉઠયો:—"ખબરદાર ! મ્હોડું સંભાળીને વાત કર."

જાનમહમ્મદ અજાયબ બની બોલ્યો:—"અરે, તું દીવાનો તો નથી થઇ ગયો ? હું તને શા માટે ગાળો આપું ? હું તો મ્હારે અહીં એકલો બેઠો બેઠો રોટી ખાઉં છું તે તું જોતો નથી ?"

પઠાણ પુનઃ ગર્જના કરતો બોલ્યો:—"બદમાશ, મ્હારા કાનોકાન હું સાંભળું છું અને ઉપરથી પતરાજી કરે છે !"

જાનમહમ્મદે એકાએક પોતાનું મ્હોડું બીજી તરફ ફેરવ્યું. તેના કાનમાં "ચાલ સાલા, અહીંથી ચાલતો થા" એટલા શબ્દો કોઇ બોલી

ગયું. દરેક જણને આવો અનુભવ થયો એટલે બધા સિપાહીઓ એકદમ ઉઠીને પોતપોતાની તલવાર શોધવા લાગ્યા. ભયંકર મારામારી થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. એટલામાં આ બધી ગડબડ જોઈ મહમ્મદ તકી ત્યાં તપાસ કરવા આવી પહોંચ્યો.

મહમ્મદ તકીએ ત્યાં આવી એક જણને ખુલાસો કરવા કહ્યું. એટલામાં નજીકમાં જ વાઘ આવ્યો હોય તેમ તેની ભયંકર ગર્જના. તેઓના સાંભળવામાં આવી. દરેક જણ પોતપોતાનો જીવ બચાવવા અહીં-તહીં નાસવા લાગ્યા. ચારે બાજુએ શોરબકોર થઇ રહ્યો. બિહારીચરણે ધાર્યું હોત તો આ ગડબડનો લાભ લઈ તે ત્યાંથી છટકી શકત; કારણ કે જાનમહમ્મદ અને પઠાણ પણ તેને વિસરી ગયા હતા! પરન્તુ તેણે આ તકનો લાભ લીધો નહિ. તે તો પ્રથમની માફક માથા પર ઓઢીને સૂઈ રહ્યો.

આ બાજુ મહમ્મદ તકીએ મસાલો સળગાવવાનો હુકમ કર્યો અને થોડાક સાહસિક સિપાહીઓ લઇ વાઘનો શિકાર કરવા તે બહાર આવ્યો; પરન્તુ વાઘ તો તેની દૃષ્ટિમાં ક્યાંય આવ્યો નહિ. ઘણા વખત સુધી તપાસ કરવા છતાં કાંઇ મળ્યું નહિ એટલે કંટાળીને તે પાછો ફર્યો અને સિપાહીઓને હુકમ કરતાં તે બોલ્યોઃ—"જુઓ, હોશિયારીથી રહેજો. કદાચિત તે અહીં પાછો પણ આવે અને તેમ બને તો તરત જ મ્હને ખબર આપજો."

એટલું કહી તે સૂવા માટે જવા લાગ્યો. જાનમહમ્મદ પાસે આવતાંજ તે સ્તંભિત થઇને ઉભો રહ્યો અને તેની પાસે પડેલાં પોટકાં તરફ આંગળી કરતાં બોલ્યોઃ—" તૌબા-તૌબા! જાનમહમ્મદ આ શું છે?'

આ વખતે ડુક્કરનું બચ્ચું રડતું હોય એવો અવાજ આવતો

હતો. તેનો કર્કશ અવાજ દરેક જણે સાંભળ્યો હતો. મુસલમાનોનાં ભોજન વખતે ત્યાં કુક્કરની હાજરી! મહમ્મદ તકી ગુસ્સાથી લાલ લાલ થતાં બોલ્યો:—"ફકીર, આ શું છે?"

ફકીર કોણ છે અને ક્યાંથી આવ્યો છે, તેની કોઇને ખબર નહોતી. માત્ર નૂરજહાનના હુકમ મુજબ જ તે તેની સાથે લશ્કર લઇને આવ્યો હતો અને તેથી તેના વિષે તે અજ્ઞાત હતો. ફકીરનો અને બેગમસાહેબાનો ગમે તેવો સંબંધ હોય, પણ મુસલમાનોના ખાણા વખતે ત્યાં કુક્કર લાવવું એ ઘણુંજ અપમાનકારક અને ધર્મવિરૂદ્ધ કામ મનાય છે.

મહમ્મદ તકી ફકીરના તરફ જોઇ બોલ્યો:—"બેગમસાહેબાનો તું માણસ ન હોત તો આજે જ ત્હારૂં માથું ઉડાવી નાખત."

પરન્તુ દરેક જણ કાંઈ મહમ્મદ તકી મહમદ તકી જેવા શાંત મગજના નહોતા. એક સિપાહીએ જાનમહમ્મદના ગાલપર એવા તો જોરથી તમાચો માર્યો કે તરતજ તે બે હાથ જોડી દીનવાણીથી તકીને પગે પડતો બોલ્યો:—"ખુદાના સોગંદ ખાઇને કહું છું કે, આમાંનું હું કાંઈ જાણતો નથી. કોઇ બદમાશ કાફરનું જ આ નીચ કામ હોવું જોઇએ!"

બધાનું ખાવાનું ભ્રષ્ટ થઇ ગયું. 'તૌબા–તૌબા' કહેતા કહેતા દરેક જણ પોતાનું ખાવાનું ફેંકી દેવા લાગ્યા. એક જણે તો કુક્કરને વાંસડા લઇ મારી નાખવાનો વિચાર કર્યો, પણ કુક્કર જેવા અપવિત્ર જાનવરને અડકે કોણ?

છેવટે એકની હિમ્મત ચાલી અને તેણે તલવારની અણીથી કપડું ઉંચકી જોયું; પરન્તુ બધાની અજાયબી વચ્ચે તેમાં કાંઇ પણ જોવામાં આવ્યું નહિ. કુક્કરના બુમ બરાડા બંધ થઇ ગયા. આશ્ચર્ય-

ચકિત બની દરેક જણ એક બીજાંનાં મ્હોં તરફ જોવા લાગ્યા. તેમના ચ્હેરા ગંભીર બની ગયા.

મહમ્મદ તકી બોલ્યો:—"જુઓ, બરાબર તપાસ કરો. હજી પણ હું તેના બોલવાનો અવાજ સાંભળું છું!"

એક જણે તે કપડું પોતાના હાથમાં લીધું અને તેને ખંખેરી બતાવ્યું; પરન્તુ તેમાંથી કાંઇ પણ નીકળ્યું નહિ.

આ વખતે એક બીજો સિપાહી બોલી ઉઠયો:—"હુજૂર, આ તો બ્હારથી અવાજ આવે છે અને આપણે અહીં તપાસ કરીએ છીએ! જુઓ, સાંભળો. રાત્રિના શાંત વખતે દૂરનો ધીમો અવાજ પણ સહજ સાંભળી શકાય છે, એ વાતની આપને ખબર નથી?"

મહમ્મદ તકી વિચાર કરતો ચિંતાયુક્ત ભાવે બોલ્યો:—"હા, તેમજ હોવું જોઇએ. ચાલો મશાલો સળગાવો તેની તપાસ કરો." મશાલો સળગાવી એક વખત તેઓ વાઘનો શિકાર કરવા ગયા હતા અને હવે બીજી વખત કુક્કરનો શિકાર કરવા ચાલ્યા! તેઓ ચારે બાજુએ ફરી ફરીને થાકયા; પરન્તુ કુક્કરનો પત્તો કયાંય લાગ્યો નહિ!

આખરે એક સિપાહી થાકીને માથું ખંજવાળતો ખંજવાળતો બોલ્યો:—"સેનાપતિ સાહેબ, આપણે આજે આ સ્થળે રાત્રિ ન ગાળીએ અને બીજે સ્થળે જઇએ તો શો વાંધો છે?"

તકી મૃદુહાસ્ય કરતો બોલ્યો:—"વાહ! સમશેર બહાદુર થઇને ભૂતથી ડરે છે?"

સિપાહી વિનીત સ્વરે બોલ્યો:—"હુજૂર! કોઈ કોઇ જૂનાં ખંડેરો કિંવા ઘરોમાં આવું ઘણી વાર જોવા તથા સાંભળવામાં આવે છે. જુઓ—સાંભળો!"

આ વખતે થોડે દૂર આકાશમાં "મારો—કાપો—" "ખૂન—ખૂન" એવા ભયંકર શબ્દોનો કોલાહલ થતો તેઓના સાંભળવામાં આવ્યો. આ શબ્દો સાંભળતાંજ મોગલ સૈનિકોના હોશ—કોશ ઉડી ગયા. તેઓના પગ થરથર કંપવા લાગ્યા અને હ્રદય ધબકવા લાગ્યાં. આવી સ્થિતિ જોઈ મહમ્મદ તકી વિચારમાં પડયો અને અહીં વધારે વખત રહેવું સહિસલામતી ભરેલું નથી એમ માની તેણે હુકમ કર્યો:—"જાઓ, દરેક જણુ પોત પોતાના ઘોડાપર સવાર થાઓ. અહીં વધારે વખત રહેવું નથી!"

સેનાપતિના મ્હોડામાંથી આટલા શબ્દો નીકળે ન નીકળે એટલામાં તો દરેક જણુ ત્યાંથી દોડી ગયા અને ઘોડાપર સવાર થઈ મહમ્મદ તકીની સામે આવીને ઉભા. દરેક જણુ જીવ લઇને ત્યાંથી ન્હાસવાનો વિચાર કરવા લાગ્યા. પોત પોતાનાં વસ્ત્રો પણુ લીધા વિના મહમ્મદ તકીની પાછવાડે તેઓ વિદાય થઈ ગયા. આ વખતે 'મારો—કાપો' નો ભયંકર ધ્વનિ બંધ થઈ ગયો અને તેને બદલે સેંકડો સ્ત્રીઓનો આર્ત્તનાદ તેઓના સાંભળવામાં આવ્યો. રાત્રિનો વખત અને સ્ત્રીઓનો કરૂણુ રડવાનો અવાજ—પછી બાકી શું રહે? પહેલાં એક વખત પણુ મહમ્મદ તકીએ આવો રૂદનધ્વનિ સાંભળ્યો હતો. આવી સ્થિતિમાં મોગલો દીવાનાઓની માફક પોતાનો પ્રાણુ બચાવવાને જેમ તેમ ન્હાસવા લાગે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?

બિહારીચરણે હવે પોતાના દિલપર ઓઢેલી પાઘડી દૂર ફેંકી દીધી. તે ઉઠીને ઉભો થયો અને બોલવા લાગ્યો:—"કમબખ્તો, તમે બિહારીને પકડવા આવ્યા હતા કેમ? પરન્તુ જુઓ, તમારાજ કેવા હાલ થયા છે!" એટલું બોલી તે બહાર નીકળ્યો. આ વખતે

મુસાફરખાનું જનશૂન્ય હતું. ત્યાં એક પણ મોગલ સિપાહી જોવામાં આવતો નહોતો. તેઓ ત્યાંથી જીવ લઇને ન્હાસી ગયા હતા.

બહાર નીકળી તેણે 'દુલાલી—દુલાલી' એમ બે ત્રણ વખત બુમ પાડી. તરતજ પાસેની ઝાડીના અંધકારમાંથી દુલાલી ત્યાં આવી પહોંચી. તે બોલી:—" કેમ કેવી બજાવી ? તમારી તાલીમનું કેવું ફળ આવ્યું ? મોગલોને ન્હસાડયા કે નહિ ?"

બિહારી હસતાં હસતાં બોલ્યો:—"વાહ ! તેમાં શું કહેવાનું હોય ! આ દુનિયામાં મ્હારી વિદ્યા જો કોઇ અમર રાખે એમ હોય તો તે તુંજ છે ! ખરેખર, ત્હેં તો મ્હને પણ મ્હાત કર્યો. "મારો—કાપો—" નો અવાજ સાંભળતાંજ હું તો સમજી ગયો હતો કે, દુલાલી અહીં આવી પહોંચી છે ! તું અને હું જ્યાં આપણે હોઇએ ત્યાં આપણને આ દુનિયામાં કોણ બંદીવાન્ કરી શકે એમ છે ?

---

# પ્રકરણ ૧૪ મું.

---

## શેરને માથે સવાશેર !

---

દુલાલીએ પૂછ્યું;—" કેમ, હવે શું ધાર્યું ? "

બિહારીચરણે જવાબ આપ્યો;—" મ્હેં બાદશાહ પાસે આગ્રે જવાનો વિચાર કર્યો છે ! "

" શા માટે ? "

" દુલાલી, જ્યાં સુધી ગૌહરજાન યાને જાનમહમદ આ દુનિયામાં હસ્તી ધરાવે છે, ત્યાં સુધી આપણે નિશ્ચિંત રહી શકીએ એમ

નથી. કોઇ પણ ઉપાયે તે શાહજાદાનું ખૂન કર્યા સિવાય રહેશે નહિ. માટે આપણા માર્ગમાંથી આપણે આ કાંટો જલ્દી ઉખેડી નાંખવો જોઇએ. ”

“ શું, તે શાહજાદાનું ખૂન કરવાનો ઇરાદો રાખે છે ? ”

“ હા, હું ખાત્રીપૂર્વક કહું છું કે, તેની તેવી ઇચ્છા છે. તે એવો તો વિલક્ષણ માણસ છે કે, હર પ્રયત્ને કાવા–દાવા કરીને તે પોતાનો હેતુ સિદ્ધ કરશે, અને જો તેમ થયું તો આપણી આટલાં વર્ષોની મહેનત ઉપર પાણી ફરી વળશે ! ”

“ ત્યારે, એને માટે કોઇ ઉપાય ? ”

“ તેટલા માટે જ હું આગ્રે જાઉં છું. ”

“ ત્યાં તમારૂં કોઇ ખૂન કરશે તો ? ”

“ કોનું મ્હારૂં ખૂન ? દુલાલી, મ્હારૂં ખૂન કરવાનું કામ સહેલું નથી. તું ખાત્રી રાખજે કે, મ્હારો વાળ વાંકો કરે, એવો એક પણ નરવીર આ દુનિયામાં પેદા થયો નથી. ”

“ વારૂ, હું તમારી સાથે આવું ? આપણે બન્ને સાથે હોઇશું, તો એકબીજાને સારી રીતે મદદ કરી શકીશું. ”

“ દુલાલી, હું તને મ્હારી સાથે લઇ જાત; પરંતુ તેમ કરવા જતાં ઘણો ઘોટાળો થઇ જવાનો સંભવ છે. માટે તું હમણાં ઉદેપુર જા, અને ત્યાં લુલિયાને મળી ગિરનાર તરફ જા. હું પણ થોડા વખતમાં ત્યાં આવી પહોંચીશ. ”

“ લુલિયાને હું શું કહું ? ”

“ જે કાંઇ હકીકત બની છે, તે બધી તેને કહે જે અને વળી કહે જે જાનમહમદનો નિકાલ લાવ્યા સિવાય હું પાછો ફરનાર નથી. વારૂ, તારી પાસે રસ્તામાં ખર્ચવા માટે પૈસા છે કે ? ”

"હા, તે વિષે તમારે કાળજી કરવાની જરૂર નથી."

"તે હું જાણું છું; પરન્તુ જો હવે પેટને કાંઇક ભાડું આપવું જોઇએ; માટે ચાલ આપણે ગામમાં જઇને સીધું સામાન લઇ આવીએ."

બન્ને જણાં ગામમાં આવીને જુએ છે, તો હજી સુધી દુકાનો ઉઘાડી હતી. તેઓ બન્ને જોઇતી ચીજ વસ્તુઓ લઈ પાછાં ફરીથી મુસાફરખાનામાં આવ્યાં અને દુલાલીએ રસોઇ કરવા માંડી. બિહારીચરણુ હસતાં હસતાં બોલ્યો:—"કમબખ્તો રોટલાનો એક ટુકડો પણુ ખાઇ શકયા નથી. કુક્કરના બૂમ બરાડા સાંભળી "તૌબા—તૌબા—" કહેતા જ પલાયન કરી ગયા છે !"

દુલાલી સહજ હસીને બોલી:—"ખરેખર, તેઓને આજે રાત્રે ઉંઘ આવી શકશે નહિ. કારણુ કે, આપણી કરામતને તેઓએ પિશાચલીલા માનેલી હોવાથી તેઓના મનમાંથી આ બનાવ એકાએક દૂર થઇ શકવાનો નથી !"

થોડા વખતમાં રસોઇ તૈયાર થઇ. બન્ને જણાંએ જમી લઇ તે રાત ત્યાંજ કહાડી. બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને દુલાલી પોતાના ઘોડાપર બેસી ઉદેપુર તરફ જવા લાગી. બિહારીચરણુ સંન્યાસીના ચેલાનો વેશ લઇ આગ્રા તરફ ઉપડી ગયો.

મહમ્મદ તકીનું સૈન્ય કાંઇ બહુ દૂર ગયું નહોતું. કારણુ કે, સૈન્યના કેટલાંક માણુસો નિરૂત્સાહી બની ગયા હતાં અને ભયભીત બની જ્યાં ત્યાં ન્હાની છૂટયા હતા ! જાનમહમ્મદ અંધારાંની અંદર અહીં—તહીં ભટકતો હતો. સવાર પડતાંજ તેને જણાયું કે, પોતે આગ્રા તરફ નહિ જતાં તેની વિરૂદ્ધની દિશા તરફ ચાલ્યો જાય છે ! લગભગ ઘણાં માણુસોની સ્થિતિ આવી થઇ ગઈ હતી ! સૂર્યોદય થયા પછીજ તેઓ રસ્તો ઓળખીને પોતાના ખરા રસ્તા પર

રહડતા હતા. રસ્તામાં કોઇ મળે તો ભગ્નોત્સાહથી બોલતા બોલતા તેઓ પોતાના મુખ્ય સૈન્યને મળવાનો પ્રયત્ન કરતા હતા. જાન-મહમ્મદને પણ આવા એક બે જણાઓ રસ્તામાં મળ્યા હતા અને તેઓની સાથે તે આગ્રા તરફ જતો હતો એટલામાં બિહારીએ તેને પકડી પાડયો.

નજીક આવતાંજ બિહારીચરણ બોલ્યોઃ—"હુજૂર !"

બિહારીચરણનો અવાજ સાંભળતાજ જાનમહમ્મદ ચમક્યો અને સહજમાં ઘોડાપરથી પડતો બચી ગયો. ભયભીત નેત્રોએ તે તેના તરફ જોવા લાગ્યો. ગઇ રાત્રિના ભયંકર બનાવને લીધે તેના મગજમાં રાત્રિના વિચારો ઘોળાતા હતા એટલે પહેલાં તો તેણે બિહારી-ચરણને ઓળખ્યો નહિ; પરન્તુ પછી આસ્તે રહીને તે બોલ્યોઃ—"અરે ! તને પકડીને અમે મુસાફરખાનામાં લાવ્યા હતા તે જ તું કે ?"

"હા, હુજૂર હું તેજ આપનો કેદી છું !"

જાનમહમ્મદ તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોવા લાગ્યો. અત્યાર સુધી બિહારીચરણ વિષે વિચાર કરવાને તેને સગવડતા મળી નહોતી. હવે તે તેના વિષે વિચાર કરવા લાગ્યો. તે હજારો તર્ક—વિતર્ક કરવા લાગ્યોઃ—"શું આ એક સામાન્ય માણસ હોવો જોઇએ ? નહિ. કારણ કે, તેમ હોત તો જીંદગીના જોખમભરેલા વખતમાં શાહજાદો તેને પોતાની પાસે રાખત નહિ. હમણાં જો કે તે પોતાના પહેલાંના વેશમાં છે તો પણ તે ગુપ્ત વેશમાં હોવો જોઇએ. ત્યારે આ માણસ કોણ હોવો જોઇએ ? અમીર—ઉમરાવ હોત તો મ્હારા ધ્યાન બહાર રહેત નહિ. કારણ કે, આગ્રાનાં એકેએક સ્ત્રી પુરૂષને હું સારી રીતે ઓળખું છું.

"એટલું તો ખરૂં કે, તે અહીંનો રહેવાસી નથી. તોપણ તે હિન્દુ છે કે, મુસલમાન તે વિષે શંકા રહે છે. તેના બોલવા ચાલવા ઉપરથી તો તે ઉચ્ચ કુટુંબનો હોવો ન જોઇએ; પરન્તુ કોઇ ઉચ્ચ ખાનદાન કુટુંબના નોકરો માંહેલોજ તે હોવો જોઇએ. ખરેખર, ગમે તેવો ઉચ્ચ કુલીન માણસ વેશાંતર કરે તોપણ તેને ઓળખી શકતાં વાર લાગતી નથી!"

જાનમહમ્મદ ઘણો ચતુર અને વિલક્ષણ બુદ્ધિમાન્ હોવાથી બિહારીચરણ ઉચ્ચ દરજ્જાનો અમીર–ઉમરાવ નૅ હોવો જોઇએ, એમ તેણે પોતાના મનમાં નક્કી કર્યું. એટલુંજ નહિ પણ તે મુસલમાન નહિ પરન્તુ હિન્દુ છે એમ તેણે માન્યું.

કેટલાક વખત સુધી બિહારીચરણના મ્હોડા તરફ જોયા પછી જાનમહમ્મદે રૂઆબથી તેને પુછ્યું:—"બદમાશ, ખરૂં કહે, તું કોણ છે?"

"હુજૂર! હું એક ગરીબ હિન્દુ છું. આ દુનિયામાં મ્હારૂં કોઇ નથી. આપ જાણતા તો હશો કે, હિન્દુ લોકો હમ્મેશાં સાધુ–સંતને જોતાંજ ભક્તિથી તેમની સેવા–ચાકરી કરે છે. પેલા તપસ્વી અને તપસ્વિની અમારા ગામની નજીકમાંથી જતાં હતાં તેથી તેમની સેવા કરવા માટેજ હું તેમની સાથે રહ્યો હતો."

જાનમહમ્મદ પુનઃ વિચાર કરવા લાગ્યો:—"હા, કદાચિત્ તેમ પણ હોય! તપસ્વીને જોતાંજ એ ભક્તિભાવથી તેનો ચેલો બન્યો હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું અને અસ્વાભાવિક કાંઈ નથી. ત્યારે જો તેમ હોય તો પછી આ શાહજાદાના ટોળામાંહેલો હોવો ન જોઇએ! ત્યારે શું આને હું સાથે લઈ જાઉં? બેગમસાહેબ પાસે મ્હારી ફજેતી તો નહિ થાય? આને આવા વેશમાં જોતાંજ બેગમ

મ્હારાપર ગુસ્સે થાય તો પછી મ્હારે ક્યાં જઇને રક્ષણ મેળવવું ?" આવી રીતે વિચાર કર્યા પછી તેણે બિહારીચરણને પૂછ્યું:—" તું ક્યાં જાય છે ?"

બિહારીચરણે બે હાથ જોડી નમ્રતાથી જવાબ આપ્યો:—" ક્યાંય નહિ. હું તો આપની સાથે આવવા ઇચ્છું છું !"

" કોની, મ્હારી સાથે ?

" હા સાહેબ ! પેલા તપસ્વી પાસેથી તમે મ્હને અહીં સુધી પકડી લાવ્યા. હવે હું ક્યાં જાઉં ? મ્હારી પાસે એક રાતી પાઇ પણ નથી. આપને છોડીને જાઉં તો પછી રસ્તામાં મ્હને ભૂખથીજ મરી જવું પડે !"

" જા, ભીખ માગીને ખા, "

બિહારીચરણ રડતાં રડતાં બોલ્યો:—" હુજૂર ! આજ કાલ ભીખ પણ કોઇ આપતું નથી !"

જાનમહમ્મદ પુનઃ વિચારમાં પડયો:—" ખરેખર, જો આ શાહજાદાની ટોળી માંહેલો હોત તો મ્હારી જવાની રજા મળતાંજ તે અહીંથી જીવ લઇને ન્હાસી છૂટયો હોત. મ્હારા હાથમાંથી ન્હાસી જવાની આવી ઉત્તમ સંધીને તેણે વ્યર્થ જવા દીધી ન હોત. એટલુંજ નહિ, પણ કદાચિત્ મુસાફરખાનામાંથી પણ મ્હને શોધતો પાછો આવ્યો ન હોત. હું તો ધારૂં છે કે, તે જે કાંઇ હકીકત કહે છે, તે સાચીજ હોવી જોઇએ." આવી રીતે વિચાર કર્યા પછી તેણે બિહારીચરણને પુનઃ પ્રશ્ન કર્યો:—" ત્યારે શું તું મ્હારી સાથે આવવા માગે છે ?"

" હા, હુજૂર ! આપ જ્યાં લઇ જશો ત્યાં હું આવીશ. આપે કહ્યું હતું કે, હું તને બાદશાહની પાસે લઈ. જઈશ. ભગવાન્ કરે ને

તેમ બને તો બાદશાહની પાસે રડી રડીને હું મ્હારૂં દુઃખ નિવેદન કરીશ. તેઓ મહા દયાળુ છે અને તેથી મ્હારા જેવા વૃદ્ધનું દુઃખ દૂર કરવાને મદદ કર્યા સિવાય રહેશે નહિ."

આ વખતે બિહારીચરણના હાથમાં એક મહોર આપી જાન-મહમ્મદ તેને વિદાય કરી શકે તેમ હતું; પરન્તુ પુનઃ તેના મનમાં કેટલાક વિચારો આવ્યા અને તેથી તેણે નિશ્ચય કર્યો કે, "નહિ, આને આપણા હાથમાંથી જવા દેવો નહિ. યુક્તિ પ્રયુક્તિથી આને આપણી સાથે જ લઇ જવો જોઇએ. કારણ કે, શાહજાદાની ટોળીમાં હોશિયાર અને કર્ત્તવ્યપરાયણ માણસો છે, તેમાંનો આ પણ એક કેમ નહિ હોય ?"

આવી રીતે વિચાર કર્યા પછી તેણે કહ્યું:—"વારૂ, ચાલ મ્હારી સાથે. ત્હારી બધી વ્યવસ્થા હું કરી દઈશ."

"ખુદા આપનું ભલું કરે" એટલું બોલી બિહારીચરણ જાન-મહમ્મદના ઘોડાની પછવાડે ચાલવા લાગ્યો. એકાદ ગાઉ આવ્યા પછી જાનમહમ્મદે બિહારીચરણની પરીક્ષા લેવાનો વિચાર કરી કહ્યું:— "કાફર, તારે મુસલમાન થવું પડશે અને ગાયનું માંસ ખાવું પડશે!"

બિહારીચરણે દીનવદને હાથ જોડી બોલ્યો:—"હુજૂર! આપને ખુદાના સોગંદ છે—મ્હને માંસ ખવડાવશો નહિ—હું તે ખાઇ શકીશ નહિ!"

"શયતાન! ત્હારે તે ખાવુંજ પડશે!"

બિહારીચરણને મ્હોટેથી રડતો જોઇ જાનમહમ્મદ મનમાં વિચારવા લાગ્યો કે, "છટ, આને મ્હેં નકામો દુઃખવ્યો." પછી તે તેની તરફ ફરીને બોલ્યો:—"જા, રડીશ નહિ. ત્હારૂં દિલ દુઃખાવીને હું તને મુસલમાન નહિ કરૂં."

બિહારીચરણે તરતજ પોતાનાં આંસુ લુછી નાંખ્યાં. આ વખતે તે બે જણા સિવાય તેમની સાથે બીજું કોઇ ચાલતું નહોતું. કારણ કે, બીજા સૈનિકો સેનાપતિના લશ્કરના સાથે થઇ જવા માટે તેઓ આગળ ચાલી ગયા હતા.

જાનમહમ્મદ અને બિહારીચરણ આસ્તે આસ્તે એક ગામની અંદરથી ચાલ્યા જતા હતા એટલામાં એક અજાયબ જેવો બનાવ બન્યો. ગામમાંના બધા લોકો 'મારો–મારો' એમ બૂમ પાડતા પોતપોતાના ઘરમાંથી બહાર પડી રસ્તા પર આવવા લાગ્યા. કારણ કે, તેઓએ બિહારીચરણનો–' હોશિયાર રહો, આ ફકીર બધાને મુસલમાન કરવાને આવે છે–" એવો અભૂતપૂર્વ સ્વર સાંભળ્યો હતો.

ગામડીઆઓ હાથમાં લાકડીના ડંડાઓ લઇ 'આજ તે ફકીર' " આજ તે ફકીર " એમ બોલતા બોલતા જાનમહમ્મદની પાસે આવી પહોંચ્યા અને તેને પુષ્પાંજળી આપવા લાગ્યા. મારની વેદનાથી ફકીર સાહેબ મ્હોટેથી બુમ–બરાડા પાડવા લાગ્યા, પણ ત્યાં તેમનું સાંભળે એમ કોણ હતું ? આખરે ફકીર સાહેબ મારને લીધે મૂર્ચ્છા ખાઇને જમીન ઉપર ઢળી પડયા. આ વખતે ગામની સ્ત્રીઓ છાણ અને પાણી એકઠું કરી તેના ઘડાઓ ભરી લાવી અને તે તેના શરીર ઉપર ઢોળવા લાગી. આખરે અર્ધમૃત અવસ્થામાં લોકોએ લાતો મારીને તેઓ તેને ગામની બ્હાર ફેંકી આવ્યા.

આ વખતે દૂર ઉભો રહીને બિહારીચરણ મનમાં ને મનમાં હસતાં હસતાં બોલતો હતો કે, " કમબખ્ત, તું મ્હને ગૌમાંસ ખવરાવવાનો હતો નહિ ? તું આટલો બધો ગર્વ રાખતો હતો; પણ બચ્ચા મ્હને હજી બરાબર ઓળખતો નથી. ચાલ આટલામાં જ ક્યાં પત્યું છે ?! હજી તો તારો પ્રાણ લેવો છે ! "

ગામની બહાર એક વૃક્ષની નીચે બેસીને જાનમહમ્મદ પોતાના શરીરના દુઃખાયેલા ભાગ પર હાથ ફેરવતો બેઠો હતો, એટલામાં બિહારીચરણ ત્યાં જઇ પહોંચ્યો. તેણે કહ્યું:–" હુજૂર– "

વિકાળ સિંહની માફક ગર્જના કરતો જાનમહમ્મદ બોલ્યો:— " હરામખોર, જા અહીંથી એકદમ ચાલ્યો જા. "

---

## પ્રકરણ ૧૫ મું.

---

### દરબારમાં ચમત્કાર.

---

બિહારીચરણ એક પણ ડગલું પાછળ નહિ હઠતાં જાનમહમ્મદને ઉદ્દેશીને બોલ્યો:–" બચ્ચા, હમણાં તો હું તને જતો કરૂં છું, પણ આગ્રાના કિલ્લામાં પગ મૂકતાં જ સીદીઓના હાથે તારો શિરચ્છેદ થશે, એ વાત યાદ રાખજે. હમણાં હું બાદશાહ પાસે જાઉં છું અને ત્યાં જઇ તેમની પાસે તારા બધા છળપ્રપંચોનો ઇતિહાસ કહી સંભળાવું છું. તું સમજતો નથી કે 'શેરને માથે સવાશેર' હોય છે. આજ પછી શાહજાદાના રસ્તે આડે આવવાનું કિંવા તેનું અનિષ્ટ કરવાનું માંડી વાળજે અને કદાચિત્ તેવો ઉદ્યોગ કરીશ તો પછી આ બિહારીચરણના પંઝામાંથી છૂટવું મુસ્કેલ છે એ વાત યાદ રાખજે."

એટલું બોલી બિહારીચરણ ત્વરિત ગતિએ ત્યાંથી ચાલ્યો ગયો. હતભાગી જાનમહમ્મદ એકી ટસે આશ્ચર્યથી તેની તરફ જોઇ રહ્યો. તે મનમાં ભય પામી ગયો હતો. બિહારીચરણ દૃષ્ટિપથમાંથી દૂર થતાં જ તે આસ્તે રહીને ઉઠયો અને ધીમે ધીમે ચાલવા લાગ્યો. આ

વખતે તેના આખા શરીરમાં મારને લીધે ઠણકા મારતા હતા. એટલું જ નહિ; પણ આજે લગભગ બે દિવસ થયાં તે ભૂખ્યો હતો—બીજાનું અનિષ્ટ કરવા જતાં તે પોતે જ પોતાના ખોદેલા ગારમાં પડી ગયો હતો !

આ બાજુ બિહારીચરણ યોગ્ય સમયે આગ્રા શહેરમાં આવીને દાખલ થયો. કિલ્લાની અંદર આવીને જુએ છે તો બાદશાહે મ્હોટો દરબાર ભર્યો છે, એવી વાત તેના સાંભળવામાં આવી. તરત જ તે રાજમહાલય તરફ જવા લાગ્યો.

આગ્રાના વિશ્વવિખ્યાત 'દિવાન–એ આમ' માં મુખ્ય દરબાર ભરવામાં આવ્યો હતો. શહેનશાહ જહાંગીર દરબારગૃહના મધ્યભાગમાં અત્યંત મૂલ્યવાન્ મસનદપર બેઠેલો હતો. કરોડો રૂપિયાના જવાહિરોયુક્ત કિમતી પોષાક તેણે પહેરેલો હોવાથી આખું દિવાનખાનું ઝળકી રહ્યું હતું. મુખ્ય વજીર ગુંઠણ વાળીને તેની બાજુમાં બેઠો હતો. વળી તેવી જ રીતે થોડા થોડા અંતરે પોતપોતાના દરજ્જા પ્રમાણે અમીર–ઉમરાવો પણ બેઠેલા હતા. ચોપદારો પોતાના હાથમાં સ્વર્ણદંડો લઇ છડી પોકારતા ઉભા હતા. તેમજ બીજા બે માણસો સ્વર્ણચામરથી બાદશાહને પવન નાખતા હતા. જવાહિરોની ઝાલરથી સુશોભિત કરેલું સ્વર્ણમંડિત અને લોહિતવર્ણું છત્ર એક માણસે હાથમાં લઇ બાદશાહના શિર ઉપર ધર્યું હતું, તેમજ જૂદી જૂદી જાતના રંગ–બેરંગી પોષાકોથી પોતાની યોગ્યતા દર્શાવતા રાજપૂત અને મોગલ યોદ્ધાઓ પોતપોતાને સ્થાને બેઠેલા હતા.

બાદશાહે એકદમ ચમકીને ઉંચું જોયું અને આશ્ચર્યચકિત બની વજીરને પૂછ્યું:—"કોણ બોલ્યું ?"

વૃદ્ધ વજીરે અધોવદને નમ્રતાથી જવાબ આપ્યોઃ—"હુજૂર, કોઈ નહિ!"

બાદશાહ પુનઃ ચમક્યો. હવે તો તેણે સ્પષ્ટ રીતે સાંભળ્યું હતું કે. "હું આવ્યો છું." એમ કોઇ તેના કાન આગળ આવીને કહી ગયું.

આસપાસ જોવા છતાં કોઈ દેખાયું નહિ. બાદશાહ વિસ્મિત બની પુનઃ બોલ્યોઃ—"નહિ, હું સ્પષ્ટ રીતે કોઇનો શબ્દ સાંભળું છું."

પુનઃ ધ્વનિત થતો સ્વર તેના સાંભળવામાં આવ્યોઃ—"હુજૂર! આ ગુલામને આપ ઓળખો છો. મ્હારૂં નામ બિહારીચરણ છે ખુદાવંદ, આ સેવકની અલૌકિક વિદ્યાનો પરિચય આપને ફત્તેહપુરમાં જ થયો છે."

જહાંગીરને હવે ભૂતકાળની કેટલીક વાર્તા યાદ આવી. જુલેખાંનો પત્ર તે ભૂલી ગયો નહોતો. થોડા વખત પછી તે સહજ હસીને બોલ્યોઃ—"ચોપદાર, દરવાજાની બહાર બિહારીચરણ નામનો માણસ ઉભો છે, તેને એકદમ અંદર આવવા દો."

બાદશાહનો હુકમ થતાં જ બેચાર ચોપદારો દરવાજા તરફ દોડી ગયા અને "બિહારીચરણ નામનો માણસ કોણ છે?" એમ બૂમો મારવા લાગ્યા. તરત જ ચારે બાજુએ બિહારીચરણના નામના પોકારો થવા લાગ્યા. દરબારગૃહથી બહારના માણસો એક બીજાના મ્હોડા તરફ જોવા લાગ્યા. બિહારીચરણ કોણ છે, અને બાદશાહે તેને શા માટે બોલાવ્યો છે, એ વિષે તેઓમાં ગુપચુપ ચર્ચા થવા લાગી; પરંતુ બિહારીચરણનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. આખરે મહામહેનતે બિહારીચરણ માણસોની ગરદીમાંથી બહાર આવ્યો ત્યારે જ સમજાયું

કે, બિહારીચરણુ બીજો કોઇ નહિ પણુ એક હિન્દુ સંન્યાસી છે! રાજસેવકો તેના તરફ જોઈ ચકિત બની ગયા. આવા ભીખારી જેવા-ને બાદશાહે એકાએક શા માટે બોલાવ્યો અને તે અહીં આટલી બધી ગરદીમાં છે એવું તેમને શા પરથી સમજાયું? વગેરે અનેક પ્રશ્નો તેઓના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા; પરન્તુ આ વખત વિચાર કરવાનો નથી એમ માની તેઓ બિહારીચરણુને દરબારમાં લઈ ગયા. દરબારગૃહ માંહેલા અમીર–ઉમરાવો તેમજ દરેક જણુ તેનો વેશ જોઇ અજાયબીમાં ગરકાવ થઈ ગયા.

બિહારીચરણુ આ દરબારમાં આજે પહેલવહેલો જ આવ્યો હતો એમ નહોતું. પહેલાં ફત્તેહપુરસિક્રીના મૌલવી સાહેબના વેશમાં તે અનેક વાર આવી ગયો હતો. અર્થાત્ એકાદ નવીન માણુસની માફક દરબારગૃહમાં દાખલ થતાં તે ગભરાઇ જાય તેમ નહોતો. નિત્યપરિચિત માણુસની માફક તે સીધો બાદશાહની આગળ ગયો અને ગુંઠણીયે પડી તેણે બાદશાહને નમન કર્યું. બાદશાહ આશ્ચર્ય-ચકિત બની વૃદ્ધ વજીરના મ્હોડા તરફ જોવા લાગ્યો. વજીર ગભ-રાટનો માર્યો એકદમ ઉઠીને ઉભો થયો. તેની મુખમુદ્રા નિસ્તેજ બની ગઇ. તેનાં નેત્રો ભયથી ચકિત બની ગયાં. ગભરાયેલા સ્વરે તે બોલ્યોઃ—“ હુજૂર ! ઘાત થયો. મ્હારા કપડામાં સર્પ ભરાયો હોય એમ જણાય છે ! ! ”

ખરેખર, તે વૃદ્ધ વજીરના કપડામાંથી સર્પનો ફુત્કાર સાંભ-ળવામાં આવતો હતો ! બધા સ્તબ્ધ બની ગયા. શ્વાસોશ્વાસ બંધ થવાનો વખત આવી પહોંચ્યો; પરંતુ સાપ કોઇના જોવામાં આવ્યો નહિ. એટલામાં વળી બીજી ગરબડ મચી રહી. બાદશાહની નીચેની મસનદ નીચે બે ઉંદરો લડતા હોય એવો અવાજ આવ્યો. એક

આશ્ચર્યમાં બીજું આશ્ચર્ય—બધા દિંગ્મૂઢ બની ગયા. આવો બનાવ કોઇએ કયાંય જોયો નહોતો. હવે કોની વાત આવે છે—કિંવા કોનું મસ્તક જાય છે, એવી દરેકના મનમાં ભીતિ ઉત્પન્ન થઇ।

એટલામાં બાદશાહ મ્હોટેથી ખડખડ હસી પડયો અને વૃદ્ધ વજીરના તરફ જોઇને બોલ્યોઃ—"બસ, શાંત થઇ જાઓ. હવે ભય પામવાને કોઈ જરૂરત નથી."

વજીર હજી સુધી થરથર કંપતો હતો, તે અસ્પષ્ટ સ્વરે બોલ્યોઃ—"હુજૂર! મ્હને મ્હારો પોષાક તો કહાડી નાખવા દ્યો!"

બાદશાહે હસીને કહ્યું:—"આવા ભરદરબારમાં તમે પોષાક કહાડીને બેસો, એ સારૂં દેખાય નહિ. માટે નીચે બેસી જાઓ અને હવે ડરશો નહિ."

ચોપદારો મસનદની નીચેથી ઉંદરોને ખોળી કહાડવાનો પ્રયત્ન કરતા હતા; તેઓને બાદશાહે ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો.

સર્પનો ફુત્કાર અને ઉંદરનો કચકચાટ એકાએક બંધ થઈ ગયો. બાદશાહ હસતાં હસતાં બિહારીચરણના સામું જોઈ બોલ્યોઃ—"વાહ! ત્હારૂં સામર્થ્ય મહાન્ અદ્‌ભુત છે. તેનો અનુભવ પહેલાં મ્હેં એક વખત ફત્તેહપુરમાં લીધો હતો. હું તને ઓળખું છું. ચાલ, એકવાર ફરીથી ત્હારૂં રૂદન અહીંના દરબારીઓને સંભળાવ જોઉં!"

બિહારીચરણ પોતાનું માથું નમાવી બોલ્યોઃ—"જહાંપનાહ! આપનો હુકમ હોય તો મ્હારી બધી ચાલાકી બતાવવાને હું તૈયાર છું; પરન્તુ મ્હારી એક વિનંતિ છે."

"શી?"

"આ દરબારમાં રડવા કરતાં હસવું જ વધારે સારૂં લાગશે!"

"ઠીક છે, ત્યારે પહેલાં હસવાનું કામ થવા દે."

"હુજૂર, આપની જગ્યાએ જો કોઇ બીજું હોત, તો તેણે ક્યારનોયે મ્હારો શિરચ્છેદ કરાવ્યો હોત; પરન્તુ આપનો સ્વભાવ ઉદાર–રસિક અને દયાળુ છે એટલે મ્હારા જેવાને નિભાવી લ્યો છો!"

એક ક્ષણુ માત્રની અંદર તે વિસ્તૃત દરબારમાં ગુદાદ્વારમાંથી નીકળતા દુર્ગંધયુક્ત વાયુનો સંચાર થઇ ગયો. આ જોઇ જહાંગીર હસતો હસતો મ્હોડે રૂમાલ રાખી અંતર્ગૃહમાં ચાલ્યો ગયો. દરબારીઓ અત્યાર સુધી હસવું દબાવીને બેઠા હતા. તેઓનું મૌન આ વખતે તૂટી ગયું. તેઓ ખડખડ હસી પડયા. વૃદ્ધ વજીર ઉઠ્યો અને બિહારી-ચરણુ પાસે આવીને કહેવા લાગ્યો:–"મહારાજ! આપ તો મહાન્ કરામતી છો!"

પરંતુ થોડા વખતમાં જ આ સ્થિતિમાંથી પરિવર્તન થઇ ગયું. હજારો સ્ત્રીઓનો રડવાનો અવાજ સંભળાવા લાગ્યો! દરબારીઓ હસતા હસતા થાકી ગયા.

થોડા વખત પછી બાદશાહ પાછો આવ્યો અને પોતાના સિંહા-સનપર બેસતાં બોલ્યો:–"બિહારીચરણુ, ત્હારૂં આવું અદ્ભુત સામર્થ્ય જોઇ હું બહુ ખુશી થયો છું. ખરેખર, તું અલૌકિક પુરૂષ છે. આજે તને હું એક લાખ અશરફીઓ બક્ષિસ આપું છું."

બીજા એક બે દરબારીઓ બોલી ઉઠયા:–"ખુદાવંદ! આપ કહો છો, તે ખરૂં છે; આવી વિદ્યા અહીં કોઇ જાણતું નથી."

બિહારીચરણુ હાથ જોડી નમ્રતાથી બોલ્યો:–"જહાંપનાહ! આપ મ્હારી હકીકતથી સંપૂર્ણ રીતે વાકેફગાર છો. અશરફીઓ લઇને મ્હારે શું કરવું છે?"

"ત્યારે, તને બીજું શું જોઇએ છે?"

"હુજૂર, મ્હારી ઇચ્છાથી તમે માહિતગાર છો. આપને જો મ્હારી દયા આવતી હોય—મ્હને ખુશ કરવાની આપની ઇચ્છા હોય તો શાહજાદાને ક્ષમા બક્ષી તેમને તથા તેમણે જેની સાથે લગ્ન કર્યા છે, તે ઉભયને તમારા કૃપાછત્ર નીચે લ્યો અને ભવિષ્યમાં તેમને બાદશાહ તથા બેગમ બનાવવાનું વચન આપો."

જહાંગીરના જેવા ઉદાર હૃદયના બાદશાહો મોગલ તખ્ત પર ઘણા થોડા થઇ ગયા છે. વૃદ્ધ બિહારીચરણની સ્વામીભક્તિ જોઇ તેનાં નેત્રો પાણીથી ભરાઈ આવ્યાં. તે ગદ્દગદ કંઠે દરબારીઓને ઉદ્દેશીને બોલ્યોઃ—"મોગલ સામ્રાજ્યના વીર નરો! આજે હું એક અગત્યનો ખુલાસો આપને કરવા ઇચ્છુ છું. મ્હારા મૃત્યુ પશ્ચાત્ મ્હારા પ્રિયપુત્ર ખુર્રમને મ્હેં ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો છે. તેના તખ્તનશીન થયા પછી તે શાહજહાનના નામથી તથા તેણે જેની સાથે લગ્ન કર્યાં છે, તે **તાજમહાલ**ના નામથી ઓળખાશે. માટે આપ બધા ખુદાના સોગંદ ખાઇને મ્હને કહો કે, મ્હારી આ ઇચ્છાની વિરૂદ્ધમાં કોઇ વર્તન કરશો નહિ!"

બધાએ ઉભા થઇ બાદશાહની ઇચ્છા મુજબ પ્રતિજ્ઞા કરી, અને તેથી જ ખુર્રમ ગાદીએ બેઠો ત્યારે કોઈ જાતનું તોફાન થયું નહિ. એટલું જ નહિ પણ ખુદ નૂરજહાનનો સગો ભાઇ પણ તેની બાજુમાં થઇ ગયો.

બાદશાહ સિંહાસન પરથી ઉઠ્યો અને વૃદ્ધ વજીરને હુકમ કરતાં બોલ્યોઃ—"વજીર સાહેબ! બિહારીચરણને તેની ઇનામની રકમ આપી દ્યો અને સાંજના તેને મ્હારા મહેલમાં આવવાનું કહો. ત્યાંથી હું તેને નૂરજહાનની પાસે લઈ જઇશ એટલે તેને પણ આનંદ થશે."

એટલું બોલી બાદશાહ ચાલ્યો ગયો. સભા બરખાસ્ત થઇ ગઇ. દરબારીઓ બિહારીચરણની આસપાસ ફરી વળ્યા અને તેનાં વખાણ કરતાં બોલ્યાઃ—" શાબાસ ! બિહારીચરણ, શાબાસ !"

## પ્રકરણ ૧૬ મું.

### ગૌહરજાન—સ્ત્રી કે પુરૂષ ?

બિહારીચરણ—બહુરૂપી બિહારીચરણ જહાંગીરની માફક નૂરજહાનનું પણ પ્રિયપાત્ર થઇ પડયો. તે તેના આનંદનું ધામ થઇ પડયો. તેના જૂદી જૂદી જાતના અભિનયો—હાવભાવ તથા બોલવાની ચતુરાઇ જોઈ નૂરજહાન મુગ્ધ થઇ ગઇ. એક વખત હસતાં હસતાં તે એટલી બધી તેના પર ખુશ થઇ કે, આનંદના આવેશમાં આવી જઈ તેણે પોતાના ગળા માંહેલો રત્નહાર તેના ગળામાં પહેરાવી દીધો. આવી રીતે બાદશાહ અને બેગમનો પ્રેમ સંપાદન કરવાને લીધે, તે જે માંગે તે તેને મળવા લાગ્યું. તે વખતે જો તેણે એકાદ પ્રદેશની સૂબાગિરી માંગી હોત, તો તે પણ તેને તે વખતે મળી હોત. આવી રીતે એક ક્ષણ કાળની અંદર તેનો ઉત્કર્ષ થતો જોઈ તેની જગ્યાએ જો કોઈ બીજી વ્યક્તિ હોત તો દરબારના રાજસેવકો તેમજ અમીર—ઉમરાવો તેના તરફ ગુપ્ત રીતે બળવા લાગ્યા હોત; પરન્તુ બિહારીનું અતુલ—અવર્ણનિય—અલૌકિક સામર્થ્ય જોઇ તેઓ મુગ્ધ બની જઇ ઉલટા તેના પ્રશંસા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, 'લાખો અશરફીઓની બક્ષિસ આપવામાં આવે તો પણ તેના ગુણોનો બદલો તો વળી શકે એમ નથી જ !"

નૂરજહાને પોતાની પાસેથી જતી વખતે તેને પોતાના નામની દસ હજાર અશરફીઓ બક્ષિસ તરીકે આપી. તે વખતે નૂરજહાનના નામની અશરફીની કિંમત દશ ગણી ગણાતી હતી. અર્થાત્ દસહજાર એટલે દસ લાખ અશરફીઓની તેને બક્ષિસ મળી! હાલમાં જો આવી વાત કોઇને કહેવામાં આવે તો તે ગપ્પાંમાં જ ગણાઈ જાય: પરન્તુ મોગલોની કારકીર્દીમાં તો આવું હમ્મેશાં બનતું હતું!

બિહારીચરણ આ વખતે ઘણા જ સન્માનપૂર્વક માથું નીચું નમાવી નમ્રતાથી બોલ્યો:—"બેગમસાહેબ! હું પણ આપને મ્હારી તરફની કાંઇક યાદગારી આપવા ઇચ્છું છું!

નૂરજહાન આશ્ચર્ય પામી તેના મ્હોડા તરફ જોવા લાગી. તેને લાગ્યું કે, બિહારી કાંઇક નવીન મજાક કરવાનો હશે. તેણે હસીને કહ્યું:—"વારૂ, તું શું આપે છે?"

"તમારી વસ્તુ તમોને પાછી આપવાનો મ્હારો વિચાર છે."

એટલું બોલી તેણે પોતાનો હાથ ખીસ્સામાં નાંખ્યો અને તેમાંથી બેગમસાહેબના નામની મુદ્રિકા બ્હાર કહાડી નૂરજહાનના મ્હોડા આગળ ધરી. મુદ્રિકા જોતાંજ નૂરજહાને તે ઓળખી લીધી. તે ગંભીર બની ગઈ. પછી મન્દસ્વરે બોલી:—"નહિ—નહિ, જેને મ્હેં આ મુદ્રિકા આપી હતી, તેની પાસે જ તે રહેવા દે. મ્હારી પાછી લેવાની ઇચ્છા નથી. કારણ કે, મ્હને ખાત્રી છે કે, તે તેને દુરૂપયોગ ક્યારેય કરશે નહિ."

બિહારીચરણ બોલ્યો:—"બેગમસાહેબ! તે સંન્યાસ લઇને ક્યારનીય ચાલી ગઈ છે. હવે તે પાછી આવી શકે એમ નથી. અર્થાત્ આવી અમૂલ્ય વસ્તુની તેને હવે કાંઇ જરૂર નથી."

નૂરજહાન થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી બોલી:—"વારૂ,

ત્યારે આ મુદ્રિકા હવે મ્હેં તનેજ આપી છે, એમ તું માનજે. આજથી હું તને મોગલ દરબારના મુખ્ય કારભારીની જગ્યાએ નીમું છું. આ મુદ્રિકાના પ્રતાપે ત્હારી સાથે કોઇ પણ અમર્યાદિત રીતે વર્તી શકશે નહિ."

"પરન્તુ હું પણ વૈરાગી થયો છું. મ્હને હવે કોઇ ચીજની જરૂર નથી."

જહાંગીર અત્યાર સુધી સ્તબ્ધ-શાંત રીતે બેઠો હતો, તે બોલી ઉઠયોઃ—"વાહ! ત્યારે તને જે આટલી બધી બક્ષિસ મળી છે, તેનો તું કેવી રીતે ઉપયોગ કરવાનો છે?"

બિહારીચરણ બે હાથ જોડીને બોલ્યોઃ—"હુજૂર! તે માટે હું આપની પાસે વિનંતિ કરનાર છું. મ્હારી બધી સંપત્તિ હું એક વ્યક્તિને આપી જવાનો છું."

"તે કોણ છે?"

"એક યુવાન કન્યા. કદાચિત્ બેગમસાહેબાએ તેને જોઇ પણ હશે!"

નૂરજહાને વિસ્મિત બની પૂછયુંઃ—"શું મ્હેં તેને જોયેલી છે?"

"હા. બાંદી જુલેખાંની પાસે હમ્મેશાં જે આવતી જતી હતી તે દુલાલી!"

"કોણ, દુલાલી? હા—હા. મ્હેં તેને ઘણીવાર જોઇ છે."

"બસ. ત્યારે તેનેજ આપવાની મ્હારી ઇચ્છા છે. હુજૂર! આપની કૃપાથી જે કાંઇ મ્હને મળ્યું છે તે બધાને એક કોથળીની અંદર મૂકી મહોરબંધ કરી કોઈ સુરક્ષિત સ્થળે રાખશો. યોગ્ય વખતે દુલાલી આવીને તે લઇ જશે."

"તે હમણાં કયાં છે?"

"તે વિષે હું કાંઇ નક્કી કહી શકતો નથી; હાલમાં તે ઉદયપુર ગઇ છે એવી વાત મ્હારા સાંભળવામાં આવી છે; પરન્તુ ત્યાં વધારે વખત નહિ રહેતાં તે કોઇ અજ્ઞાત સ્થળે જવાની છે. માટે કાંઇ સ્પષ્ટ કહી શકાય એમ નથી.

નૂરજહાન બોલીઃ—"વારૂ, ત્યારે આ મુદ્રિકા આપીને તેને તું મ્હારી પાસે મોકલજે. જુલેખાંની જગ્યાએ હું તેને નીમીશ."

"હુજૂર, મ્હને તે મળશે કે તરત હું તેને આપની પાસે મોકલ્યા વિના રહીશ નહિ. વારૂ, હવે હું આપની રજા લઉં છું."

બિહારીચરણને આટલો બધો જલ્દી જવા દેવાની જહાંગીરની ઇચ્છા નહોતી. તે બોલ્યોઃ—"બિહારી, મ્હારો તને એક કામ સોંપવાનો ઇરાદો છે"

"ખુદાવંદ! હું ગરીબ માણસ છું. લખા-વાંચી જાણતો નથી, અને વળી વૃદ્ધ થયો છું, એટલે આપનો રાજ્યકારભાર કેવી રીતે ચલાવી શકાશ? મ્હારા જેવા મૂર્ખથી રાજકીય કાર્ય થઇ શકે એમ નથી. વળી હું વૈરાગી પણ થઇ ગયો છું!"

બાદશાહે કહ્યુંઃ—"ત્હારા વિના બીજા કોઇથી તે કામ બની શકે એમ નથી. મ્હારૂં આટલું કાર્ય કર્યા પછી તું ખુશીથી સાધુ થઇ જા. હું તને ઘણી ખુશીથી રજા આપીશ."

બિહારીચરણ વિચારમાં પડી ગયો. રાજદરબારમાં જેટલી સારૂં થવાને વાર લાગે છે, તેટલી વાર અનિષ્ટ થવાને લાગતી નથી. તે દીનવાણીથી બોલ્યોઃ—"જહાંપનાહ! આપની શી આજ્ઞા છે?"

જહાંગીરે પૂછ્યુંઃ—"દિલ્લીમાં થતાં ખૂનોની વાત તો ત્હેં સાંભળી હશે?"

"હા, હુજૂર."

"તે ખૂનોની તપાસ કરવા માટે મ્હેં ઘણા માણસોને ગુપ્ત રીતે મોકલ્યા હતા; પરન્તુ તેમાંથી એક પણ ફતેહમંદ થઇને આવ્યો નથી. મ્હને ખાત્રી છે, કે તે કામ તું જરૂર પાર પાડીશ."

"હુજૂર ! હું એક ગરીબ—"

"નહિ, તું વધારે બોલ નહિ. ત્હારી ચતુરાઇ, શાણપણ અને કાર્યદક્ષતા જોતાં તું તેમાં ફતેહજ પામીશ. આ ખૂનો અથવા તે કરનાર ગુપ્ત મંડળીને તું પકડી આપીશ તો તને બીજી એક લાખ અશરફીઓ હું બક્ષિસ તરીકે આપીશ. જો, નૂરજહાન પણ મ્હારાજ મતને મળતી છે."

એટલું બોલી જહાંગીરે પોતાની દૃષ્ટિ નૂરજહાન તરફ વાળી. નૂરજહાને પણ સંમતિ દર્શાવતાં કહ્યું:—"હા, મ્હારી પણ એવીજ ઇચ્છા છે !"

"ત્યારે હમણાં ને હમણાં તું દિલ્હી જા. આ રહસ્યમય ઘટનાનો ભેદ પામવો એજ ત્હારૂં હમણાં મુખ્ય કામ છે પછી ત્હારે જવું હોય ત્યારે અહીંથી જજે."

"વારૂ, જેવી આપની ઇચ્છા."

"જા, એક બીજું કામ પણ તને સોંપું છું, શાહજાદા પરવેઝનું ખૂન કરનાર વ્યક્તિને પણ ત્હારે પકડી આપવી પડશે. માટે આજે જ દિલ્લી જવા માટે રવાના થા. ગંગામલ ત્હારી બધી વ્યવસ્થા કરી આપશે. હાલમાં તેજ ત્યાંની બધી વ્યવસ્થાની દેખરેખ રાખે છે."

બિહારીચરણ નમ્રતાથી બોલ્યો:—"જહાંપનાહ ! આપનો મ્હારાપર આટલો બધો વિશ્વાસ હોય તો પછી દિલ્લી સુધી જવાની તસ્દી લેવાની જરૂર નથી !"

" શું ? તું શું કહે છે ?"

" ખુદાવંદ ! ખૂન દિલ્લીમાં થતાં નથી, તો પછી ત્યાં શા માટે જવું જોઇએ ?"

બાદશાહ અને નૂરજહાન અજાયબ બની એકી અવાજે બોલી ઉઠયાં:—" ત્યારે, ખૂન ક્યાં થાય છે ?"

" અહીંજ !"

" ક્યાં અહીં ? આગ્રામાં ? "

" નહિ, આ કિલ્લામાં ! એટલું જ નહિ પણ ખુદ આપના જનાનખાનાની અંદર ! "

જહાંગીર અને નૂરજહાન બન્ને જણાં આશ્ચર્યચકિત બની એકી ટસે બિહારીચરણની સામે જોઇ રહ્યાં. પછી નૂરજહાન બોલી:— "વારૂ, પણ દિલ્લીના દરવાજાપર દેખાતા મૃતદેહો તો પુરૂષોના છે—"

" અને જનાનાખાનામાં તો પુરૂષો આવી શકતા નથી." એમ કહી બાદશાહે નૂરજહાનનું વાક્ય પૂર્ણ કર્યું."

" હુજૂર, માફ કરશો. તમારા જનાનખાનામાં બહારના પુરૂષો પણ આવ-જા કરે છે. એટલું જ નહિ પણ આજકાલ કરતાં ઘણા દિવસ થયાં એક પુરુષ સ્ત્રીનો વેશ ધારણ કરી જનાનખાનામાં રહ્યો છે; પરન્તુ તેની કોઇને ખબર પડતી નથી ! "

આ વાત સાંભળી જહાંગીરનો ચહેરો ક્રોધાવેશમાં રક્તવર્ણ બની ગયો. થોડા વખતે તે આત્મસંયમન કરી બોલ્યો:—" તું જે કાંઇ બોલે છે, તે વિષે તને બરાબર ખાત્રી છે ? ખોજાઓ સિવાય મ્હારા જનાનખાનામાં આવવાનો કોઇને અધિકાર નથી. ત્યારે મશરૂર કયી જાતની દેખરેખ રાખે છે ? "

"હુજૂર, પરવાનગી આપો તો હું બધો ખૂલાસો કરૂં ?"

"કહે, તું જે કાંઈ કહેશે, તે બધું મ્હને માન્ય છે."

બિહારીચરણ નૂરજહાન તરફ જોઈ બોલ્યોઃ—"બેગમસાહેબ ! ગૌહરજાનને તો આપ ઓળખતાં હશો. તે સ્ત્રી નહિ પણ પુરૂષ છે !"

નૂરજહાને કહ્યુંઃ—"બરાબર છે—મશરૂર ગૌહરજાન નામની એક વ્યક્તિને મ્હારી પાસે લઇ આવ્યો હતો, તેના અનુરોધથી જ મ્હેં ગૌહરજાનને શાહજાદા ખુર્રમની તપાસ કરવાનું કામ સોંપ્યું હતું. એ પુરુષ છે—સ્ત્રી નથી ! તેનાં વચનોપર એક વખતે મ્હને સંદેહ ઉપજ્યો હતો ખરો ! તેના સંબંધી તું જે કાંઇ જાણતો હોય તે સાંભળવાની મ્હારી ઇચ્છા છે."

નૂરજહાનનાં આ વચનો સાંભળી બિહારીચરણે સ્વગત વિચાર્યુંઃ— "કેવી આફતમાં આવી પડયો ! આ મહાન્ માણસો શાથી રાજી થાય અને શાથી નારાજ થાય છે એ તો ભગવાન્ જાણે છે. આ હીરાનો હાર—અને ત્યાર પછી નિષ્ઠુર જલ્લાદની તલ્વાર ! બાપ રે ! કેવું ભયંકર સ્થાન !

## પ્રકરણ ૧૭ મું.

### બેગમમહાલનું રહસ્ય.

થોડા સમય સૂધી શાન્ત રહ્યા પછી બિહારીચરણે કહ્યુંઃ— "હજરતનો હુકમ અમાન્ય કરવાની શક્તિ કોનામાં છે ? હું સઘળી હકીકત આપને નિવેદન કરું છું. જુલેખાં બાંદી થઇને બાદશાહબેગમની પાસે હોવાથી જ મ્હારે સર્વદા બેગમમહાલપર નજર રાખવી પડતી હતી. આમ હોવાથી જે રહસ્ય અનેક જણ જાણે છે તે હું

પણ જાણું છું. આવી રીતે હું હમ્મેશાં નજર રાખતો હોવાથી જ જુલેખાએ ઝેર ખાધેલું હોવા છતાં હું તેમના જીવનનું રક્ષણ કરી શક્યો હતો. મ્હને લાગે છે કે, એ હકીકત આપે સાંભળી હશે ?

"આવી રીતે હમ્મેશાં બેગમમહાલપર નજર રાખવાથી અને વિશેષમાં દુલાલી વારંવાર બેગમમહાલમાં પોતાની માતા પાસે આવતી હોવાથી તથા મ્હારી સ્ત્રી ગંગીઆ ચૉકમાં પાનની દુકાન કરીને બેઠેલી હોવાથી જે કાંઇ હું જાણી શક્યો છું તે બીજું કોઇ જાણી શકયું નથી. યથા સમયે હું એમ જાણી શક્યો કે એક પુરુષ સ્ત્રીના વેશમાં બેગમમહાલમાં રહે છે;—ખોજા મશરૂરે તેને કોઈ સ્થળેથી લઇ આવી પોતાની પાસે રાખ્યો હતો. તેને દાઢી મુછો નહોતી. દેખાવમાં તે ઘણો સુંદર હતો. તેનું મ્હોં પણ સ્ત્રીના જેવું જ હતું. તેથી સ્ત્રીના વેશમાં ખરી રીતે તે પુરુષ છે એમ કોઇ ધારી શકતું નહિ—માત્ર એ ભેદ હું જ જાણી શક્યો છું. એ માણસ બદમાશ હોવા છતાં તે ઘણો ચાલાક હતો એમ મ્હારે આપની પાસે કહેવું જોઇએ. એ જ માત્ર શાહજાદાના છદ્મવેશને પકડી શક્યો હતો !"

જહાંગીરે ગર્જનાસૂચક સ્વરે કહ્યું:—"એ ક્યાં છે ?"

બિહારીચરણે પર્વતના માર્ગની સઘળી હકીકત કહી.—તે કેવી રીતે પોતાને પકડી લાવતો હતો—કેવી રીતે પોતે તેને દુઃખ દીધું હતું એ સઘળું તેણે વિસ્તારથી બાદશાહને કહી સંભળાવ્યું. પછીથી તેણે કહ્યું:—"એને જીવથી મારી નાખવાનો મ્હારો વિચાર નહોતો તેથી જ મ્હેં તેને છોડી દીધો છે; છતાં પાપીને ઇશ્વર પોતે જ સજા કરે છે. તે અનાયાસે મ્હારી સલાહ પ્રમાણે પલાયન કરી જઇ પોતાનો જીવ બચાવી શકત; પરંતુ તે કદાપિ તેમ કરશે નહિ. આજે કે કાલે તે પાછો જરૂર અત્રે આવશે—આ બેગમમહાલનો કોઇ પણ ત્યાગ કરી શકે એ બનવા જેવું નથી !"

"ખૂન તેણે જ કર્યું હતું કે ?"

"સઘળી હકીક્ત હું હજરતને નિવેદન કરું છું. મઝફ્ફરની યોજનાથી એ ગૌહરજાન હમ્મેશાં શહેરમાં જતો હતો. હમ્મેશાં તેને માટે પર્દાવાળી પાલખીનો બંદોબસ્ત કરી રાખેલો હતો. હવે મઝફ્ફર જ તેને આવવા જવા દેતો હોવાથી કોણ તેને રોકી ટોકી શકે તેમ હતું ? એ પાલખી મ્હારા જોવામાં આવતાં મ્હને વ્હેમ ઉપજ્યો ! એક દિવસે એ પાલખીને મ્હેં ચૅાકમાં આવેલી જોઈ. પાલખીમાં કોણ બેઠેલું છે એ પણ મ્હેં જોઇ લીધું. બે ત્રણ દિવસમાં જ હું સમજી શક્યો કે, પાલખીમાં બેસીને આવનાર જનાર વ્યક્તિ ખરી રીતે સ્ત્રી નહિ પરંતુ પુરુષ છે ! તે જેને ત્યાં આવતો હતો તે મકાનમાં એક ડોશી રહેતી હતી. એ ડોશી સુંદર યુવકોની તપાસ કર્યા કરતી હતી. તે હમ્મેશાં મુસાફરખાનામાં જઇને વિદેશી સુંદર નવયુવકો સાથે આલાપ પરિચય કરતી હતી. આવો પ્રકાર જોવામાં આવતાં સ્વાભાવિક રીતે જ મ્હારો સંદેહ વધી ગયો ! દુલાલીને એ ડોશી તથા ગૌહરજાન પર બરાબર દેખરેખ રાખવાનું કામ મ્હેં સોંપ્યું. શહેરમાં દેશવિદેશમાંથી હમ્મેશાં ઘણા લોકો આવે જાય છે. ડોશી એ લોકોમાં સુંદર યુવકોની શોધ કર્યા કરતી હતી ? એક વખતે દુલાલીના મુખે મ્હેં એમ સાંભળ્યું કે, એ ડોશીની સાથે એક વિદેશી યુવક તેને ઘેર આવ્યો હતો; પરંતુ તે ત્યાંથી પાછો ફર્યો નહોતો ! વિદેશી યુવક ગૂમ થતાં કોણ તેની તપાસ કરે ? સર્વે એવો જ વિચાર કરે કે તે પુનઃ બીજા કોઈ સ્થળે ચાલ્યો ગયો હશે ! આવી રીતે એ યુવકની તપાસ પણ કોઇએ કરી નહિ ! દુલાલીની વાત સાંભળી મ્હેં પણ તે દિવસથી એ ડોશી ઉપર બરાબર નજર રાખવા માંડી. થોડા દિવસ પછી એ ડોશી બીજા એક યુવકને પોતાને ઘેર

લઈ આવેલી જણાઇ ! તે દિવસે થોડો સમય વીતતાં બેગમમહાલની પાલખી તેને ત્યાં આવી. ગૌહરજાને પાલખીમાંથી ઉતરી ડોશીના ઘરમાં પ્રવેશ કર્યો. હું અને દુલાલી બન્ને જણાં પહેરાપર રહ્યાં. થોડા સમય પછી ગૌહરજાનને પેલા યુવક સાથે બ્હાર આવી પાલખીમાં બેસતો અમે જોયો. બન્ને જણા પાલખીમાં બેઠા અને પાલખી રવાના થઇ. અમે પણ પાલખીનું અનુસરણ કર્યું ! છેવટે પાલખીને અમે બેગમમહાલમાં ચાલી જતી જોઇ. આ દેખાવ નજરે પડયાથી મ્હારા મનમાં ઘણો સંદેહ ઉપજ્યો. હું સમજ્યો કે, ગૌહરજાન વિદેશી યુવકોને ભુલથાપ આપી બેગમમહાલમાં લઇ જાય છે અને એ યુવકો પાછા તેમના દુર્ભાગ્યે બેગમમહાલમાંથી બ્હાર નીકળી શકતા નથી ! મ્હેં સ્વગત વિચાર્યું કે, 'આવાં ભયંકર કાર્યો થાય છે છતાં તેની હકીકત બાદશાહ નામવર કિંવા બેગમસાહેબાના જાણવામાં આવતી નથી એ આશ્ચર્ય પામવા જેવું છે ! એ યુવકો પોતાનો જીવ ગુમાવે છે એ ચોક્કસ છે ! છતાં તેમના મૃતદેહોને દુરાચારી ગૌહરજાન ક્યાં છુપાવી દેતો હશે ?! જો આ સઘળા મૃતદેહોને તે બેગમમહાલના ખૂનખાનામાં મોકલતો હોય તો ખરી હકીકત કોઇ પણ રીતે ગુપ્ત રહી શકે નહિ. આમ હોવાથી એ બદમાશ યુવકોના મૃતદેહોને ચાલાકીથી દિલ્લી મોકલી દેતો હતો. એ સઘળા યુવકોને મારી નાખવામાં આવ્યા ન હોત તો તેઓજ કોઇ દિવસે બેગમમહાલના ગુપ્ત રહસ્યનો ભેદ ખુલ્લો કરી દેત. તેથી જ આવી ભયંકરતા ચાલી રહી હતી ! બાંદીઓના પૈસા ખાઇને મશદુર તથા ગૌહરજાને આ કાર્ય કર્યું છે ! આ વિષયની તપાસ કરવા માટે તે દિવસથી મ્હેં બેગમમહાલપર વિશેષ નજર રાખવા માંડી. બેગમમહાલની અંદરની માહિતી મેળવવા માટે મ્હેં દુલાલીને નિયુક્ત કરી ! આ સમયે દીલ્લીનાં ખુનો માટે

ચોતરફ હાહાકાર થઇ રહ્યો—એટલે હું સઘળું સમજી ગયો ! દુલાલીને મુખે મ્હેં એમ સાંભળ્યું કે એ ગૌહરજાન મશરૂરનો માણસ છે. જો તે તેનો માણસ ન હોત તો કદાપિ આવાં ભયંકર કાર્યો કરી શકત નહિ ! બે ચાર દિવસ સુધી તપાસ કરતાં મ્હને માલૂમ પડ્યું કે, મશરૂર અને ગૌહરજાન હતભાગ્ય વિદેશી યુવકોને છેતરી, બેગમમહાલમાં લઇ જાય છે અને પછી એ દુર્ભાગી યુવકોની સાથે બેગમમહાલની બાંદીઓ આનંદ વિનોદ કરે છે. છેવટે એ યુવકોને સુરાની સાથે વિષ આપીને તેમનું અકાળમૃત્યુ નિપજાવવામાં આવે છે ! મ્હારી આ કલ્પના ખરી છે એમ લાગવાથી જ મ્હેં હજરતને ફતેહપુરમાં એવો દેખાવ બતાવ્યો હતો !"

જહાંગીર મહા મુશિબતે આત્મસંયમ કરતો હતો, તે કાંઈ બોલ્યો નહિ. બિહારીચરણ કહેવા લાગ્યો:—"દુર્ભાગી યુવકોની જીવનલીલાનો અંત આવી ગયા પછી કોઇ પણ રીતે કોઇને કાંઇ સંદેહ ઉપજે નહિ એટલા માટે એ દુષ્ટો તેમના મૃતદેહોને ખસેડીને ચાલાકીથી દીલ્હી રવાના કરી દેતા હતા. પછીથી એ મૃતદેહો કેવી રીતે દિલ્લી રવાના કરવામાં આવતા હતા એ સંબંધીની તપાસ કરવાનું કામ મ્હેં હાથમાં લીધું. એ કામમાં પણ સત્વર મ્હને સફળતા મળી. એક વખતે એક યુવકની સાથે ગૌહરજાને બેગમમહાલમાં પ્રવેશ કર્યો, એટલે સમસ્ત રાત્રિ હું પહેરાપર રહ્યો. પ્રભાતકાળે એ પર્દાવાળી પાલખીને મ્હેં બેગમમહાલમાંથી બ્હાર નીકળતી જોઇ ! મ્હેં પણ પાલખીનું અનુસરણ કર્યું. પ્રથમ મ્હેં એમ વિચાર્યું હતું કે પાલખી પેલી ડોશીના ઘર તરફ જશે; પરંતુ તે એ તરફ નહિ જતાં યમુનાના કિનારાપર થઇને પશ્ચિમ દિશા તરફ જવા લાગી. દુલાલીને ઘોડા તૈયાર કરી લાવવાનું કહી છુપી રીતે હું પાલખી પાછળ

પાછળ જવા લાગ્યો ! પાલખી નદીના તીરપર આવેલા એક નિર્જન સ્થળે જઈ ઉભી રહી. ત્યાં એક મ્હોટી નૌકામાં ઘણા લોકે તૈયાર થઇને બેસી રહ્યા હતા. પાલખી ઉંચકનારાઓ પણ પાલખી-સહ નૌકાપર ચઢી ગયા કે તરત જ નૌકાનું લંગર ઉપાડી લઈ તેને હંકારવામાં આવી ! આ વખતે દુબાલી પણ ઘોડા લઈ આવી પહોંચી. હું ઘોડેસવાર થઇ કિનારે કિનારે નૌકાની સાથે સાથે જવા લાગ્યો ! લગભગ મધ્યરાત્રિ પસાર થઇ ગઈ એટલે નૌકાએ દિલ્લીની પાસે એક નિર્જન સ્થળે લંગર નાખ્યું ! પાલખી ઉંચકનારા માણસો પાલખી લઇને શહેર તરફ જવા લાગ્યા. એક વૃક્ષના થડ સાથે ઘોડા બાંધી દઇને હું પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો. રસ્તે કોઇ પણ માણસ નહોતું, શહેરનો દરવાજો બંધ થઇ ગયેલો હતો. દૂરથી મ્હેં જોયું કે, ભોઇઓએ દરવાજા પાસે પાલખી ઉતારી તેમાંથી એક નગ્ન મૃતદેહને બ્હાર કાઢ્યો. પછીથી તેને દરવાજાની દિવાલ સાથે ઉભો રાખીને તેઓ પાલખી લઇને પલાયન કરી ગયા ! મ્હારે જે કાંઇ જોવાની જરૂર હતી તે મ્હેં જોઇ લીધું. પછીથી મ્હેં એ દુષ્ટોનું અનુસરણ કર્યું નહિ. મ્હારો ઘોડો પણ તદ્દન થાકી ગયો હતો. એ રાત્રે દિલ્લીમાં રહી બીજે દિવસે હું પાછો આગ્રા આવતો રહ્યો. આવતાંની સાથે પેલી નૌકાને મ્હેં મ્હારી પહેલાં જ યથા સ્થળે પાછી આવેલી જોઈ ! હજરત ! દિલ્લીનાં ખૂનોની આ ભયંકર હકીકત ઘણા દિવસથી હું જાણતો હતો. ”

બિહારીચરણ ચુપ થયો એટલે થોડા સમય સુધી જહાંગીર કે નૂરજહાનમાંથી કોઇ કાંઈ બોલ્યું નહિ. બેગમમહાલની આવી કલંક કથા સાંભળવામાં આવતાં તેમનો ઉભયનો આત્મા અત્યંત વ્યથિત થયો હતો. છેવટે જહાંગીરે કહ્યું :—" આ વાત બીજું કોઇ જાણે છે કે ? "

બિહારીચરણે આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું :—" શહેનશાહ ! મ્હારા

સિવાય સમસ્ત જગતમાં આ વાત બીજું કોઈ જાણતું નથી."

"દુલાલી ?"

"ખૂનના રહસ્ય સંબંધી એ કાંઈ જાણતી નથી. એ રહસ્ય મ્હેં તેની પાસે કદાપિ ખુલ્લું કર્યું નથી."

"બીજા કોઈ આગળ ત્હેં એ રહસ્ય ખુલ્લું કર્યું નથી ?"

"ના, જનાબ."

"ત્યારે હવે તું એ રહસ્ય કોઈની પાસે ખુલ્લું કરીશ નહિ. આ ખૂની મામલાઓના રહસ્યનો ભેદ કરનારને એક લાખ અશરફીઓનું ઇનામ આપવાનું મ્હેં પ્રથમથી જાહિર કરેલું છે. દરબારમાંથી તને ત્હારું ઇનામ મળવાનો હુકમ કરવામાં આવશે."

બિહારીચરણે મનમાં ને મનમાં કહ્યું:—"આ કાંઈ ઇનામ નથી, મ્હોં બંધ કરવાને માટે લાંચ છે !"

બાદશાહે કહ્યું:—"શાહજાદાના ખૂન વિષે તું કાંઇ જાણે છે ?"

બિહારીચરણે નમ્રતાથી ઉત્તર આપ્યો:—"ના જહાંપનાહ ! હું કાંઇ જાણતો નથી."

જહાંગીરે કહ્યું:—"હવે તને ત્હારી ઇચ્છા હોય ત્યાં જવાની રજા છે !"

બિહારીચરણ જહાંગીરને કુરનીસ કરી તેની પાસેથી વિદાય થઇ ગયો. જહાંગીરનો મનોભાવ સમજી જઇ તેણે પોતાના મન સાથે કહ્યું:—"આ દિલ્હીમાં હવે ભયંકર બનાવ બનશે, મશરૂરની જીવનલીલાનો જુલ્મથી અંત આવશે; ખરું છે કે,

"અજબ ખેલ દુનિયા, જિસમેં ચાલ હમેશાં રંજકિ હય;
સચ પૂછો તો દુનિયાદારી યહ બાજી શતરંજકિ હય.
જો આગે અપના બયઠા હય, વહી હય ખુદ દુશમન અપના;
રાહ દિખાનેવાલા હો જાતા હય યહાં રહજન અપના.

ઢાઈ ઘર ઘોરા, ચલ કર જબ ચૂક ગયા આસન અપના,
હાથી અપને હાથોંસે બંધવા દેતા હય તન અપના.
શાહ પિયાદા સબકી હાલત દુનિયામેં શશપંજકિ હય—સચ૦"

તે દિવસે જ મહાજનને ત્યાં સઘળી સંપત્તિ જમા કરાવીને બિહારીચરણુ દિલ્લીથી પલાયન કરી ગયો !

* * * *

બીજે દિવસે પ્રભાતકાળે જાહિર સ્થળે બે માણસોને માટીમાં અડધા દાટવામાં આવ્યા; ત્યાર પછી ભયંકર શિકારી કૂતરાઓને છૂટા મૂકી તેમના બન્નેના દેહનો ભોગ લેવામાં આવ્યો. એ બે માણુસોમાંનો એક ખોજો મશરૂર અને બીજો ગૌહરજાન હતો ! આવી રીતે પાપીઓને તેમનાં પાપોની સજા મળી તથા તેઓ જહન્નમમાં ચાલ્યા ગયા.

બિહારીચરણુ જે કાંઇ બોલ્યો હતો તે ખરું પડયું ! ગૌહરજાનને તેનું ભયંકર ભાગ્ય પાછું મશરૂર પાસે ખેંચી લાવ્યું હતું ! બન્ને જણા સાથે પકડાયા અને સાથે જ માર્યા ગયા !



## પ્રકરણ ૧૮ મુ

### શાહજહાન.

જહાંગીર બાદશાહનું મૃત્યુ થયું છે ! શાહજાદો ખુર્રમ શાહજહાન બાદશાહના નામથી ભારતના દિલ્લીશ્વર તરિકે જાહિર થયો છે ! આગ્રાથી સઘળા મનસબદાર, અમીર ઉમરાવ અને રાજકર્મચારીઓએ મેવાડમાં જઇ સમ્રાટ્ તરીકે તેનું અભિવાદન કર્યું છે ! નવીન બાદશાહ ઘણુ જ સમારોહથી તેના રાજપૂત તથા મોગલ અમાત્ય તેમજ રાજકર્મચારીઓથી વીંટળાઇને પુષ્કળ સૈન્ય—હજારો

હાથી, ઘોડા વગેરે સહ આગ્રા તરફ આવે છે! એ ધામધૂમ એ ઠાઠમાઠ તથા એ શોભાસૌન્દર્યનું વર્ણન થવું સર્વથા અશકય છે!

શાહજહાન બાદશાહ આગ્રાની પાસે આવી પહોચ્યો છે. નગરનાં આબાલ, વૃદ્ધ, વનિતા, સર્વ નવીન બાદશાહનાં દર્શન કરવા માટે પોતપોતાના કામકાજને બંધ કરી રાજમાર્ગની બન્ને બાજૂએ હારબંધ ઉભાં રહ્યાં છે! મકાનોનાં છજાં, ઝરૂખાં અને અગાસીઓમાં બિલ્કુલ જગ્યા રહી નથી! નગરથી બે ત્રણ ગાઉ સૂધી લોકોની ઠઠ જામી રહેલી છે! વિવિધ રંગી ધ્વજાપતાકાઓ અને પુષ્પમાળાઓથી રાજમાર્ગે અપૂર્વ શોભા ધારણ કરી છે. વચ્ચે વચ્ચે નહબત તેમ જ બીજાં વાદ્યયંત્રોનો અભિવાદનસૂચક મધુર કર્ણપ્રિય સૂર સંભળાય છે. કુળમહિલાઓ હાથમાં પુષ્પમાળાઓ લઇ બાદશાહપર પુષ્પવૃષ્ટિ કરવા માટે અધીરતાથી ઉભી રહેલી છે! સમસ્ત આગ્રા આજે આનંદથી ઉન્મત્ત બની ગયું છે—વારંવાર ચોતરફથી શાહજહાન બાદશાહનો વિજયધ્વનિ થવા લાગે છે!

ધીમે ધીમે બાદશાહ પાસે આવી પહોચ્યો. ચોતરફ તેના નામનો ઉચ્ચ સ્વરે જયજયકાર થઇ રહ્યો. લોકો ધક્કા મુક્કીઓનો ઉપયોગ કરી આગળ વધવાનો પ્રયત્ન કરવા લાગ્યા. રસ્તાની એક બાજૂએ ગાદી ઉપર એક મૃગચર્મ બિછાવીને એક વૃદ્ધ સંન્યાસી તકીઆને અઢેલીને બેસી રહ્યો છે. એક સૌન્દર્યમયી સંન્યાસિની તેની પાસે બેસી ધ્યાનથી તેને વાયુ ઢોળે છે. એ બન્નેની પાછળ બીજો એક વૃદ્ધ સંન્યાસી અને વૃદ્ધ સંન્યાસિની ઉભાં રહ્યાં છે. આવા મહાસમારોહમાં આ દેખાવ કેવો પવિત્ર તેમ જ મધુર લાગે છે! લોકો ભક્તિભાવની વિશેષતાથી એ સંન્યાસીમંડળને કોઈ પણ પ્રકારની અડચણ કરતા નથી. સઘળા લોકો

વિસ્મિત અને ભક્તિપૂર્ણ દૃષ્ટિથી તેમના તરફ જોઈ રહ્યા છે—સૈનિકો સુદ્ધાં એ સંન્યાસીમંડળને હરકત નહિ કરતાં દૂર ખસીને ઉભા રહ્યા છે !

સર્વથી પ્રથમ ચોપદારો આવ્યા—તેમની પાછળ સેંકડો ડંકાવાળાઓ પૃથિવી કંપાવતા આવ્યા. ઘોડેસવારોનાં ટોળાંને ટોળાં આગળ ચાલ્યાં ગયાં. એ સમારોહનું વર્ણન થઈ શકે તેમ નથી !

મણિમુક્તાથી સુસજ્જિત થયેલા અને વિવિધ રંગથી રંગાયલા હાથીઓ ક્રમાન્વયે અગ્રેસર થવા લાગ્યા. એ હાથીઓપર બેઠેલા રાજપુરુષો લોકોની ગિર્દીમાં સોના મ્હોરોની વૃષ્ટિ કરવા લાગ્યા. છેવટે બાદશાહનો મ્હોટો મદોન્મત્ત હાથી સર્વની નજરે પડયો ! શાહજહાન બાદશાહના વેશમાં સોનાના હોદ્દાપર બેઠેલો છે ! પાછળથી અમાત્ય, પ્રધાન તેના મસ્તકપર સોનાનું છત્ર ધરી રહ્યા છે. સઘળા આગ્રાવાસીઓએ બાદશાહને જોઈ તેનો જયજયકાર કર્યો, કોલાહલથી દિશાઓ કંપવા લાગી.

રાજાનો હાથી વૃદ્ધ સંન્યાસી પાસે આવીને એકાએક ઉભો રહ્યો તથા જોત જોતાંમાં તે નીચે બેસી ગયો. બાદશાહ છલંગ મારી નીચે ઉતરી પડયો ! આ દેખાવથી ક્ષણ માત્રમાં જ સઘળો કોલાહલ શાન્ત થઈ ગયો ! બાદશાહ શું કરે છે એ જોવાનું ઘણું કૌતુહલ સર્વના મનમાં ઉપજ્યું.

શાહજહાન ઝડપથી વૃદ્ધની પાસે ગયો. વૃદ્ધે ઉઠી ઉભા થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ બાદશાહે તેને ઉભો થવા દીધો નહિ. તેણે તેનો હાથ લઈ સંમાનથી તેનાપર ચુંબન કર્યું. સર્વેએ વિસ્મિત બની જઇને જોયું કે, બાદશાહે પછીથી પેલા વૃદ્ધ સંન્યાસી અને સંન્યાસિનીને પ્રણામ કર્યા, તથા તેમની ચરણરજ પોતાના મસ્તકે ચઢાવી !

વૃદ્ધ કાંઇ બોલી શકયો નહિ. તેનાં બન્ને નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. સંન્યાસિનીએ કહ્યું:—" વત્સ ! હું તને આશીર્વાદ આપું છું કે, ચિરાયુ થઇને ભારતનું કલ્યાણ કર ! "

બાદશાહે પાછળ ઉભેલા સંન્યાસી વેશધારી બિહારીચરણને સપ્રેમ આલિંગન કરીને કહ્યું:—" બિહારીચરણ ! હું તમને દરબાર-માંથી જવા દેવાનો નથી. " પછીથી શ્યામાની માતાનો હાથ પકડી તે બોલ્યો:—" જો તમે ન હોત તો ખુર્રમ આજે બાદશાહ થઈ શકત કે ? " આ વાત સાંભળી હમીદા.—ગંગીઆ,—શ્યામાની મા રડી પડી !

શાહજહાને પોતાના ગળામાંનો બહુ મૂલ્યવાન્ હાર કાઢી દુલાલીના ગળામાં પહેરાવતાં કહ્યું:—" ત્હારે માટે વર શોધી કાઢવાનું કામ મ્હારૂં છે. " આમ કહી દુલાલીની પાસે ઉભી રહેલી દયામણિના ખોળામાં ઘણી સોનામહોરો નાખીને તેણે કહ્યું:—" વખતે ઉપયોગમાં આવશે. "

પછીથી વૃદ્ધ તરફ ફરીને બાદશાહ બોલ્યો:—" દાદા ! થોડા દિવસ સુધી અહીં રહ્યા સિવાય આપ જશો નહિ. હવે હું વિદાય થાઉં છું. પછીથી મેળાપ થશે ! "

શાહજહાન પાછો હાથીની પીઠપર ચઢીને હોદ્દામાં બેઠો. તેના જયધ્વનિથી પાછી પૃથિવી કંપી ઉઠી. લોકો તેના આ કાર્યથી વિશેષ આનંદો-મત્ત બની ગયા; બાદશાહ અગ્રેસર થયો. તેની પાછળ ઘણા હાથી,—ઘણું સૈન્ય વગેરે અગ્રેસર થવા લાગ્યું.

બાદશાહ બેગમની સોનાની પાલખી આવી એટલે વાહકોએ તે પાલખી વૃદ્ધ સંન્યાસી પાસે ઉભી રાખી ! લાખો મહોરોના મૂલ્યના પોષાકથી સુસજ્જિત થયેલી લુલિયા ઝડપથી પાલખીમાંથી નીચે ઉતરી તથા તેણે વૃદ્ધ દાદા અને સંન્યાસિની જનનીની ચરણ-પૂજા કરી! લોકો ઉચ્ચકંઠે વારંવાર બોલવા લાગ્યા:—" તાજમહાલ બેગમનો જય ! "

દુલાલીને ચુંબન કરી;—બિહારીચરણ તથા ગંગીઆને યોગ્ય માન આપી 'પછીથી પાછો આપણો મેળાપ થશે.' કહીને લુલિયા પાલખીમાં બેઠી. આ વખતે તેની પાછળ આવતા હાથીપરથી લોકસમાગમમાં સોનમહોરોની મુક્ત હસ્તે વૃષ્ટિ થવા લાગી! બાદશાહબેગમ ચાલી ગઈ,—તેની પાછળ ઘણા હાથીઓ ચાલ્યા ગયા! જાણે કે એક અદ્ભુત બનાવ બની ગયો! આજે લોકો એ જે દેખાવ જોયો એવો દેખાવ પૂર્વે તેમણે પોતાના જીવનમાં કદાપિ જોયો નહોતો.

બાદશાહી રસાલાએ દુર્ગમાં પ્રવેશ કર્યો એટલે ચોતરફથી વાદ્યયંત્રો વાગી ઉઠયાં;—આગ્રા આનંદથી ઉન્મત્ત બની ગયું,—લાખો લોક ભીડમાંથી નીકળી નગર તરફ—દુર્ગ તરફ જવા લાગ્યા; પરંતુ તેઓમાંથી કોઇએ વૃદ્ધ સંન્યાસી તેમજ તેના મંડળને અડચણ કરી નહિ. સર્વ દૂરથી ભક્તિપૂર્વક તેમને પ્રણામ કરી ચાલ્યા જવા લાગ્યા. ભીંડ ઓછી થઈ એટલે સંન્યાસિનીએ વૃદ્ધની સાથે પાસેના એક મકાનમાં પ્રવેશ કર્યો. બાદશાહને જોવા માટે તેઓ એ મકાનમાં આવીને રહ્યાં હતાં.

હવે અમારે બીજું કાંઈ કહેવાનું નથી! તાજમહાલ વનનું પુષ્પ હોઈ તે બેગમમહાલના વિલાસમંદિરમાં આવી સુકાઇને ઝરી ગયું! તેના શોકથી શાહજહાન પોતાનું ચક્ષુજળ આરસ પત્થરોપર ચિરકાળને માટે રાખી ગયો છે. પોતાની પત્ની માટે તેણે જે કાંઈ કર્યું છે તે બીજા કોઈથી કદાપિ બની શકે તેમ નથી. આગ્રાનો **તાજમહાલ**—શાહજહાનનું **સુવિખ્યાત સ્મરણમંદિર** જગતમાં અતુલનીય છે! **इत्यलम्.**

**સમાપ્ત.**

સ્વરાજ્યોદ્ધારનો સંકલ્પ!　　　　　સ્વદેશભક્તિનું ગૌરવ!

# મરૂભૂમિની મોહિની.

## પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર.

આ ઐતિહાસિક નવલકથા પ્રત્યેક સ્વદેશભક્તે વાંચવા જેવી છે કોટામાં જ્યારે ચતુરચુડામણિ જાલિમસિંહ રાજપ્રતિનિધિ હતો ત્યારે તેણે પોતાનો અધિકાર ચાલુ રાખવા માટે કેવા પ્રયત્ન કર્યા હતા કોટાના રાજકુમારોએ સ્વરાજ્યપ્રાપ્તિ માટે કેવો ભગિરથ શ્રમ ઉઠાવ્યો હતો, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરીપર વિષયલોલુપ ગરધનદાસે કેવો રાક્ષસી જુલ્મ ગુજાર્યો હતો વગેરે અસંખ્ય મનોરંજક વિષયોથી આ નવલકથા પરિપૂર્ણ છે. વડોદરાથી પ્રકટ થતું સુપ્રસિદ્ધ માસિકપત્ર સાહિત્ય જણાવે છે કે '**કોટાનો ઈતિહાસ જાણવા માટે આ પુસ્તક સારૂં છે. દરેકને આ નવલકથા વાંચવાની અમે બેધડક ભલામણ કરીએ છીએ**' પાકું સોનેરી પુઠું છતાં મુલ્ય માત્ર રૂા. ૧—૪—૦

**સર્વોત્કૃષ્ટ, મનોરંજક, સચિત્ર સામાજિક નવલકથા.**

# બંસરીબાલા.

આ સામાજિક નવલકથામાં મનુષ્યજાતિના ભાવ, વિકાર, ચારિત્ર્ય રેનું એવું સુદર તથા સ્વાભાવિક વર્ણન કરવામાં આવ્યું છે કે, વાંચનારને પોતાની દૃષ્ટિ સમક્ષ ખરેખબનાવ બનતો હોય એવો ભાસ થયા સિવાય રહેશે નહિ બાળિકાના હૃદયનો વિશુદ્ધ અનુરાગ, સહધર્મિણીની સ્મૃતિ, વિકાર કિંવા કામની પ્રચંડજ્વાળા, અબળાનો આત્મોત્સગ વગેરે વિવિધ વિષયોના મનોરંજક પ્રસંગોથી આ નવલકથા પરિપુર્ણ છે. પૃષ્ટ સંખ્યા ૨૫૦, મનહર ફોટો ઝીંકોના ચિત્રો સોનેરી પાકું લાયબ્રેરીને શોભાને એવું પુઠું છતાં મૂલ્ય માત્ર રૂા. ૧—૮.

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.** ત્રણ દરવાજા—**અમદાવાદ.**